શ્રી

# જૈન શુદ્ધાહાર વિચાર

પંડિતવર્ય મુનિશ્રી [illegible]લાલજી મહારાજ

— ગુજરાતી અનુવાદક —

શાંતિ ના. શાહ (સત્યમ્) બી એ (ઓનર્સ)

૧૧, સુભાષનગર, અમદાવાદ. ૪

વિક્રમ સંવત ૨૦૦૮ સને ૧૯૫૧ વીર સંવત ૨૪૭૭

કિંમત ૪-૮-૦

— પ્રકાશક —

ભૂરાભાઈ નાગરદાસ શાહ

ગામનગર, સાબરમતી, અમદાવાદ ૫

પ્રકાશક -
ભુરાભાઇ નાગરદાસ શાહ
રામનગર, સાબરમતી, અમદાવાદ

વિક્રમાબ્દ ૨૦૦૮ ખ્રિસ્તાબ્દ ૧૯૫૧
પ્રથમાવૃત્તિ પ્રતસંખ્યા ૧૦૦૦



## આભાર દર્શન

( સુભાષનગર અને ગિરધરનગર ) શ્રી સ્થાનકવાસી સંઘે ૧૨૫ પુસ્તકો ખરીદી લીધા છે તેથી તેમનો અત્રે આભાર માનુ છુ

પુસ્તક મળવાનુ ઠેકાણુ —

(૧) ઇશ્વરલાલ એન્ડ કું.
બેગમપુરા, પાણીની ટાંકી સામે-સૂરત.

(૨) શાહ એચ. બી. એન્ડ કું.
૨૧૫/૧૭ ઝવેરીબઝાર મુંબઇ ૨

મુદ્રક —
શાહ મણીલાલ છગનલાલ
ધી નવપ્રભાત પ્રીન્ટીંગ પ્રેસ,
ઘીકાંટા રોડ, — અમદાવાદ

# અર્પણ

બાલ બ્રહ્મચારી, ચારિત્રાડડરામવિહારી, સાધુગુણધારી, શાન્ત, દાન્ત, તત્ત્વવેત્તા, શાસ્ત્રજ્ઞાતા, આસુકવિ, પંડિતરત્ન, પૂજ્ય મુનીશ્રી ૧૦૦૮ શ્રી ઘાસીલાલજી મહારાજશ્રી આપના ચરણારવિન્દમા ભક્તિપુરસ્સર ' સમર્પણ. '

ગુરુદેવ! આપશ્રીએ મારા પર અમિત ઉપકાર કર્યો: પ્રાકૃત, સસ્કૃત, આદિ ભાષાનુ, વ્યાકરણ સહિત જ્ઞાન કરાવ્યુ ન્યાય, તર્કશાસ્ત્રનો રસાસ્વાદ ચખાડયો કાવ્ય, કોષ, સાહિત્યનો મર્મ સમજાવ્યો સાથે સાથે ચારિત્રમા રમણ કરવાના હેતુથી, મારો સ્વભાવ સુધારવામા અથાગ પરિશ્રમ લીધો મને સર્વ પ્રકારે યોગ્ય બનાવવામા આપે આપના અત્યુત્તમ સમયનો મહાન ભોગ આપ્યો અને એમ કરીને આપે મને જ્ઞાનરશ્મિ આપીને બહાર મૂકયો આ બધા ઉપકારોથી હુ આપનો સદા આભારી છુ આપના એ ઋણનો બદલો વાળવા હુ પ્રત્યેક શ્વાસોચ્છવાસમા ભાવના સેવી રહ્યો છુ હુ આપના આ શુભ ઋણમાથી કયારે મુક્ત બનુ એ જ ઈચ્છા મનમાં સેવી રહ્યો છુ મારા માટે એજ મહાન કલ્યાણ છે

આપે મારા અન્તઃસ્થલમા પ્રગટાવેલ જ્ઞાનવાટિકાનુ આ "જૈન શુદ્ધાહાર વિચાર" નામક પુસ્તક એક પરિણામ છે તે રત્નરૂપ પુષ્પ હુ આપને સમર્પણ કરુ છુ આપ તેનો સ્વીકાર કરી મને આભારી કરો

આપનો વિદ્યાર્થી શિષ્ય
"જૈનભિક્ષુ ગફુલાલજી વિહારસ્થળ

વીરસવત ૨૪૭૮ માગશર વદ ૧૦ શુક્રવાર તા ૨૩-૧૧-૫૧

શ્રીમાન્ નવનીતલાલ અમુલખરાયનો બગલો, સુભાષનગર-અમદાવાદ-૪

# અનુક્રમણિકા

## —પ્રાસંગિક—

### પ્રયોજનનુ નિમિત્ત

હુ સૌરાષ્ટ્રથી વિહાર કરી ખાનદેશ જતો હતો ત્યારે સૂરત પહોચ્યો ત્યારે "જૈનમિત્ર' જોવા મળ્યુ તેમા બૌદ્ધાનુયાયી ધર્માનંદ કૌશામ્બીજીએ કરેલ, 'જૈનશ્રમણો માટે માસાહાર' આક્ષેપની ચર્ચા વાચી એ અસત્ય દોષારોપણથી દિલ ખિન્ન બન્યુ ખિન્ન કેમ ન પામે? જેનુ દિલ પથ્થરનુ હોય એ જ, સત્ય સિદ્ધાત અને સત્યાચરણને દૂષિત થતુ જોઈને, કોઈ પ્રતિકાર કરવાનો પ્રયત્ન ન કરે!

સવત ૨૦૦૧ની સાલની શરૂઆત હતી તે સમયે મહાકલ્યાણિક વીર જયતીનો શુભાદિન આવ્યો ચૈત્ર સુદ ૧૩ને દિન, નદરબારમા અખિલ જૈન શ્રીસઘના ઉત્સાહને લીધે વીર જયતીનો એક સમારોહ સ્વરૂપ એક મહાન સભાનુ આયોજન કરવાનુ નક્કી થયુ મને તેમા ભાગ લેવાનુ નિમત્રણ મળ્યુ મારી ફરજ છે કે શાસકનાયક વીર વર્ધમાન સ્વામીના ગુણોનો પ્રચાર કરવો ને એમના શાસનની સેવા કરવી ચાલુ ભાષણમા કૌશામ્બીજીના અસત્ય આક્ષેપની ચર્ચા ગખવામા આવી તેમા પ્રસ્તાવ કરવામા આવ્યો કે કૌશામ્બીજીનો, જૈનશ્રમણો પરનો માસાહારનો

આક્ષેપ, જૈન ધર્મને દોષિત સાબિત કરવાના હેતુથી કહેવામા આવ્યો છે. એ આક્ષેપ બિલકુલ અસત્ય ને મિથ્યા છે જૈન શાસનમા કોઈ પણ જગાએ એવુ વિધાન નથી કે, જૈન શ્રમણોને માટે ઘૃણિત ને નિંદિત માસાહાર ગ્રાહ્ય છે. બધી જગાએ એક જ વિધાન છે કે, માસાહાર સદા સર્વત્ર અગ્રાહ્ય છે

બીજો પ્રસ્તાવ એમ હતો કે જો ધર્માનદજી ચર્ચા કરવા ઇચ્છતા હોય તો સભા કૌશમ્બીજીને આહ્વાન કરે છે અને કહે છે કે, આપનુ આ વિષયનુ મતવ્ય તદ્દન અસત્ય છે અને આપ જો તૈયાર હો તો શ્રી જૈન શ્રમણ સઘ તરફથી, આપની સાથે પ મુનિશ્રી ગબ્બૂલાલજી સપ્રમાણ ચર્ચા કરવા તૈયાર છે, ઇત્યાદિ

સભાના આ પ્રસ્તાવોને કઇ મૂર્ત સ્વરૂપ મળ્યુ નહિ. પરતુ મારા દિલમા એક વાત ઘર કરી ગઈ કે, આ વિશે મારે તલસ્પર્શી, અભ્યાસપૂર્ણ લખવુ.

ભાવના દિવસે દિવસે પ્રબળ બનવા લાગી વિચારોને મૂર્ત સ્વરૂપ મળે એવો પ્રસગ ઉપસ્થિત થયો ૨૦૦૧ની સાલનુ ચોમાસુ અમલનેર (પૂ ખાનદેશ) મા નક્કી થયુ.

અમે ચાર સાધુ (મુનિશ્રી ગબ્બૂલાલજી, મુનિશ્રી બડેચાદમલજી તથા છોટેશ્રી ચાદમલજી અને શ્રી હરિદાનજી) ચાતુર્માસ માટે અમલનેર આવ્યા થોડા સમય બાદ, 'અ ભા શ્રી સ્થા જૈન કોન્ફરન્સ ઓફિસ, મુબઇથી માનદ મત્રી શ્રી ખીમચદ મગનલાલ વહોરાનો પરિપત્ર મળ્યો કે

આપ બૌદ્ધાનુયાયી ધર્માનંદ કૌશામ્બીજીએ કરેલ અસત્ય આક્ષેપના પરિહારાર્થે લેખ લખો—ઈત્યાદિ

અમલનેર શ્રી સંઘના અગ્રગણ્ય શ્રાવકોની પ્રાર્થના અનુસાર લખવાનું શરૂ કર્યું એનું પરિણામ આ 'શ્રી જૈન શુદ્ધાહાર વિચાર' છે આપની સામે તે ધરતા મને ઘણોજ હર્ષ થાય છે

## પ્રકાશનની ઢીલનું કારણ

અમલનેરના શ્રી જૈન સંઘે મારા હસ્તલિખિત લખાણ પરથી, એક વિદ્વાન-કાવ્ય ન્યાય વેદાન્ત તીર્થ-લક્ષ્મણ વાસુદેવ માડવગણ પાસે સંપાદન કરાવ્યું અમલનેર જૈન સંઘ તે વખતે પ્રસ્તુત પુસ્તકનું પ્રકાશન કરી શક્યો નહિ. દરમ્યાન મુંબઈ કૉન્ફરન્સ તરફથી, પત્રોની હારમાળા ચાલુ હતી કે જલ્દીથી તમારું લખાણ મોકલો જેથી મે તેમને મારું હસ્તલિખિત પુસ્તક મોકલ્યું

મુંબઈ કૉન્ફરન્સની ઑફિસમાં આ પુસ્તક પહોંચ્યા બાદ, કોણ જાણે શું બન્યું તે આ પુસ્તક ઑફિસના દફ્તરમાં જ બે વર્ષ એમને એમ પડયું રહ્યું કૉન્ફરન્સની નિષ્ક્રિયતાના કારણે પુસ્તક અપ્રગટ જ રહ્યું

## પ્રકાશન કેમ થયું?

સં ૨૦૦૩ની સાલમાં ઘાટકોપર ચોમાસું હતું મેં તે વખતે કૉન્ફરન્સની ઑફિસમાંથી મારું પુસ્તક પાછું

આક્ષેપ, જૈન ધર્મને દોષિત સાબિત કરવાના હેતુથી કહેવામા આવ્યો છે એ આક્ષેપ બિલકુલ અસત્ય ને મિથ્યા છે જૈન શાસનમા કોઈ પણ જગાએ એવુ વિધાન નથી કે, જૈન શ્રમણોને માટે ઘૃણિત ને નિંદિત માસાહાર ગ્રાહ્ય છે. બધી જગાએ એક જ વિધાન છે કે, માસાહાર સદા સર્વત્ર અગ્રાહ્ય છે

બીજો પ્રસ્તાવ એમ હતો કે જો ધર્માનદજી ચર્ચા કરવા ઇચ્છતા હોય તો સભા કૌશમ્બીજીને આહ્વાન કરે છે અને કહે છે કે, આપનુ આ વિષયનુ મતવ્ય તદ્દન અસત્ય છે અને આપ જો તૈયાર હો તો શ્રી જૈન શ્રમણ સઘ તરફથી, આપની સાથે પ મુનિશ્રી ગબ્બૂલાલજી સપ્રમાણ ચર્ચા કરવા તૈયાર છે, ઇત્યાદિ

સભાના આ પ્રસ્તાવોને કઇ મૂર્ત સ્વરૂપ મળ્યુ નહિ. પરતુ મારા દિલમા એક વાત ઘર કરી ગઈ કે, આ વિશે મારે તલસ્પર્શી, અભ્યાસપૂર્ણ લખવુ

ભાવના દિવસે દિવસે પ્રબળ બનવા લાગી વિચારોને મૂર્ત સ્વરૂપ મળે એવો પ્રસગ ઉપસ્થિત થયો ૨૦૦૧ની સાલનુ ચોમાસુ અમલનેર (પૂ ખાનદેશ) મા નક્કી થયુ.

અમે ચાર સાધુ (મુનિશ્રી ગબ્બૂલાલજી, મુનિશ્રી બડેચાદમલજી તથા છોટેશ્રી ચાદમલજી અને શ્રી હરિદાનજી) ચાતુર્માસ માટે અમલનેર આવ્યા થોડા સમય બાદ, 'અ. ભા શ્રી સ્થા જૈન કોન્ફરન્સ ઓફિસ, મુબઇથી માનદ મત્રી શ્રી ખીમચદ મગનલાલ વહોરાનો પરિપત્ર મળ્યો કે

આપ બૌદ્ધાનુયાયી ધર્માનંદ કૌશામ્બીજીએ કરેલ અસત્ય આક્ષેપના પરિહારાર્થે લેખ લખો—ઈત્યાદિ

અમલનેર શ્રી સંઘના અગ્રગણ્ય શ્રાવકોની પ્રાર્થના અનુસાર લખવાનું શરુ કર્યું એનુ પરિણામ આ 'શ્રી જૈન શુદ્ધાહાર વિચાર' છે આપની સામે તે ધરતા મને ઘણોજ હર્ષ થાય છે

## પ્રકાશનની ઢીલનું કારણ

અમલનેરના શ્રી જૈન સંઘે મારા હસ્તલિખિત લખાણ પરથી, એક વિદ્વાન-કાવ્ય ન્યાય વેદાન્ત તીર્થ-લક્ષ્મણ વાસુદેવ માઢવગણ પાસે સંપાદન કરાવ્યું અમલનેર જૈન સંઘ તે વખતે પ્રસ્તુત પુસ્તકનું પ્રકાશન કરી શકયો નહિ. દરમ્યાન મુંબઈ કૉન્ફરન્સ તરફથી, પત્રોની હારમાળા ચાલુ હતી કે જલ્દીથી તમારું લખાણ મોકલો જેથી મે તેમને મારું હસ્તલિખિત પુસ્તક મોકલ્યું

મુંબઈ કૉન્ફરન્સની ઑફિસમાં આ પુસ્તક પહોંચ્યા બાદ, કોણ જાણે શું બન્યું તે આ પુસ્તક ઑફિસના દફ્તરમાંજ બે વર્ષ એમને એમ પડયું રહ્યું કૉન્ફરન્સની નિષ્ક્રિયતાના કારણે પુસ્તક અપ્રગટ જ રહ્યું

## પ્રકાશન કેમ થયું?

સં ૨૦૦૩ની સાલમાં ઘાટકોપર ચોમાસું હતું મેં તે વખતે કૉન્ફરન્સની ઑફિસમાથી મારું પુસ્તક પાછું

મગાવી લીધુ. લડાઈ વગેરે કારણોથી તે પુસ્તકનું પ્રકાશન શક્ય બન્યુ નહિ.

તપસ્વી મુનિશ્રી રેખચંદજી મહારાજની પ્રેરણાથી અમદાવાદના ઉપનગર સમાન ગિરધરનગરના શ્રી શ્વે. સ્થાનકવાસી સઘના અગ્રગણ્ય શ્રીમાન્ શેઠશ્રી હરિભાઈ ગોસલિયા, શ્રીમાન્ શેઠ અમૃતલાલ તથા શ્રીમાન્ શેઠ નવનીતલાલ, શ્રીમાન્ મણિભાઈ આદિ શ્રાવકગણ સાબરમતી આવ્યો અને વિનતિ કરી કે આપ આપના બે મુનિઓને ગિરધરનગર મોકલવા કૃપા કરો જેમના અધ્યક્ષતા નીચે, પર્યુષણ પર્વનુ શાસ્ત્રશ્રવણ આદિ ક્રિયાનુષ્ઠાન અમે કરી શકીએ આ વિનતિ અનુસાર મુનિશ્રી ચન્દમલજી મહારાજને ગિરધરનગર મોકલ્યા અને પર્યુષણપર્વની ઉજવણી ત્યા સારી થઇ શ્રી સઘનો ધર્મોત્સાહ પૂર્ણ રહ્યો

સાબરમતીવાસી શ્રીમાન શેઠશ્રી ભૂરાલાલ નાગરદાસભાઇને પ્રસ્તુત ઉપયોગી માલમ પડયુ. તેમને જણાયુ કે આનો પ્રચાર થાય તો ભવ્યાત્માઓના આત્મકલ્યાણના કારણરૂપ પ્રસ્તુત પુસ્તક બને તેમ છે

પુસ્તક લઈને તેઓ ગિરધરનગર આવ્યા ચાલુ વ્યાખ્યાન સભામા પુસ્તકની ઉપયોગિતા અંગે ચર્ચા કરી. જેની વિશેષ પૂર્તિ મુનિશ્રી રેખચન્દજી મહારાજે સમજાવી પરિણામે ગિરધરનગર શ્રી સઘના ભાવમા અભિવૃદ્ધિ થઈ અને પુસ્તક પ્રગટ કરવાનો નિર્ણય લેવાયો તદનુસાર તેના પરિણામરૂપ આ પુસ્તક પ્રકાશન પામે છે

## મારા સહાયક

એ તો સર્વ વિદિત વાત છે કે ગુરુ વિના જ્ઞાન નહિ ને જ્ઞાન વિના મુક્તિ નહિ કર્મ મુક્તિથી પરમ સુખ પ્રાપ્ત થાય છે

મને મનુષ્ય તરીકેનો અવતાર મળ્યો તો પણુ મારુ જીવન પાશવિક હતુ કેમકે અનાદિ અજ્ઞાન, અવિદ્યા, મોહ, મિથ્યાત્વનો મને પટ લાગ્યો હતો એ કારણુથી मनुष्यरूपेण मृगाश्चरन्ति મનુષ્યના રૂપમા પશુઓ ફરે છે—એ ન્યાય મને પણુ લાગુ પડતો હતો મૃગ (પશુ)ને આ જીવનમા ગમે તેટલા સસ્કાર આપવામા આવે તો પણુ મનુષ્ય—માનવ બનતા નથી, પરતુ મનુષ્યને જો બોધબીજ આપવામા આવે, જ્ઞાન સસ્કારનુ સિંચન કરવામા આવે તો જરૂર તે મનુષ્ય માનવતાસહિત જ્ઞાની, ધ્યાની અને પરમાત્મા પણુ બની શકે આ નિર્વિવાદ સિદ્ધાત છે કે સદ્ગુરુની પૂર્ણુ કૃપાથી આ બધુ બનવુ શક્ય છે

મારા પરમોપકારી સદ્ગુરુ પરમપ્રભાવક સચ્ચારિત્ર ચૂડામણિ શ્રીમજ્જૈનાચાર્ય પૂજ્ય શ્રી શ્રીલાલજી મહારાજ છે તેમની કૃપાથી મને આત્મબોધ થયો છે તેના અશરૂપે આ નાનુ ફળ છે આમાથી આપ જિજ્ઞાસુઓને અને મુમુક્ષાને જે કઈ રસાસ્વાદ મળે તે એ ગુરુદેવની પ્રસાદીને જ આભારી છે તેનુ જો ચર્વણુ કરવામા આવશે તો અવશ્ય આત્મકલ્યાણુ પ્રાપ્ત થશે

લેખન કાર્યમા સહાયક અને અવકાશદાતા મારા ગુરુ-

જ્ઞાતા સેવાભાવી મુનીશ્રી શ્રીચાદમલજી મહારાજ છે. એ સિવાય અનેક મુનિઓની તથા લેખકોલિખિત શાસ્ત્રગ્રથોની સહાય છે. તેનો ઉલ્લેખ પરિશિષ્ટ પ્રકરણમા જોવાથી મળી રહેશે. આ બધાનો ફરી એક વાર આભાર માનુ છુ.

ભાઇશ્રી શાતિલાલ શાહે (સત્યમ્) ઘણા જ ટૂક સમયમા મારા હિંદીમા લખાયેલ પુસ્તકનું ગુજરાતી સસ્કરણ કરી આપ્યુ તે બદલ ને નવભારત પ્રિન્ટિગ પ્રેસના માલિક શ્રી મણિભાઇએ જે ત્વરાથી આવુ સુદર મુદ્રણ કરી આપ્યુ તે બદલ તેમના નામનો ઉલ્લેખ કરવો અત્રે ઉચિત છે.



# પ્રસ્તાવના

આત્મા સદા સ્વસ્વભાવમા પરિણમનશીલ છે જ્ઞાતા દૃષ્ટા એ તેનુ અસ્ખલિત લક્ષણ છે સજોગવશાત્ આહાર અને વિચારને પણ જોવામા આવે છે

આહાર વિચાર વૃત્તિનો આધાર છે, વૃત્તિ જ્ઞાનાનુસારિણી અને કર્માનુસારિણી હોય છે.

વૃત્તિ જ્યારે જ્ઞાનાનુસારિણી હોય છે ત્યારે તેમા બહારના આહારનો વિચાર હોતો જ નથી કર્માનુસારિણી વૃત્તિને આહાર વિચાર હોય છે

કર્મ શુભાશુભ આદિ અનેક ભેદવાળા હોય છે શુભકર્મથી શુભવૃત્તિ અને અશુભ કર્મથી અશુભ વૃત્તિ થાય છે તદનુસાર આહારવિચાર પણ થાય છે

આહાર, ભૌતિક દેહનુ નિર્માણ અને તેને પુષ્ટ બનાવવામા પૂર્ણતયા મદદગાર બને છે અને વિચાર દૃશ્યમાન જગતનુ ઘડતર કરે છે શાસ્ત્રકાર, વૃત્તિને 'લેશ્યા' પણ કહે છે લેશ્યા છ પ્રકારની છે કૃષ્ણ, નીલ, કાપોત, તેજો, પદ્મ અને શુક્લ

આદિની ત્રણ લેશ્યા-અધર્મ, અશુભ ને અપ્રશસ્ત છે, બાકીની છેલ્લી ત્રણ લેશ્યા ધર્મ શુભ ને પ્રશસ્ત છે

આ છ લેશ્યા જીવાત્માઓને સસારમા ટકાવે છે ને સસાર (જન્મ, જરા, રોગ, શોક, ભય ને મરણુ) ને વધારે છે.

લેશ્યાના વિષયમા અનુભવી એવા શાસ્ત્રકારોએ વિચિત્ર ને રમ્ય વિવેચન કર્યું છે.

નામ, વર્ણ, રસ, ગધ, સ્પર્શ, પરિણામ, લક્ષણુ, સ્થાન, સ્થિતિ, ગતિ, આપ્ વગેરેથી લેશ્યા સમજી જાય છે અને લેશ્યાવાનના લક્ષણુ પણુ સમજાયા જાય છે. આહાર વિહાર વિચાર આદિ કર્તવ્યથી પણુ લેશ્યા સમજી જાય છે.

જેમ લૌકિક શાસ્ત્રકારો ત્રણુ ગુણુ માને છે. તમોગુણુ, રજોગુણુ અને સત્તોગુણુ-એ પરથી પ્રાણીનો આહાર, વિહાર ને વિચાર આદિ ભાવ સમજ્યા જાય છે

શ્રીમદ્ભગવત ગીતામા આહાર વિચારના ત્રણુ પ્રકાર બતાવ્યા છે તે પરથી તેની ગતિ, મતિ, ધર્માધર્મ સમજાય છે લેશ્યાનો સમન્વય ગુણુની સાથે કરવામા આવે તો તો મોટે ભાગે તે ઠીક બને છે શુકલ લેશ્યા સત્ત્વગુણુ, તેજો-લેશ્યા રજોગુણુ, કૃષ્ણુલેશ્યા તમોગુણુ પ્રત્યેક ગુણુ જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ તથા સામાન્ય વિશેષ રૂપથી કોઈ નીલ, કાપોત તમોગુણુમા ગણુાય છે, તેમ પદ્મ લેશ્યા તેજો લેશ્યા કોઈવાર સત્ત્વગુણુમાં જણુાય છે આ એક વૈજ્ઞાનિક

વિષય છે તેના પર સ્વતંત્ર વિચાર કરવામા આવે તો તે વિશે એક મોટો નિબંધ લખી શકાય

લેશ્યાવૃત્તિથી જ આહારનો વિચારનો વિવેક સમજાય છે.

પ્રસ્તુત ગ્રંથનુ નામ (શ્રી જૈન શુદ્ધાહાર વિચાર રાખવામા આવ્યુ છે.

જૈન શ્રમણનો આહાર પ્રશસ્ત લેશ્યાથી તથા વિચારથી જ હોય છે

અર્થાત્ સત્ત્વગુણમયી આહારથી વિચાર હોય છે. વિચારનો અર્થ તત્ત્વજ્ઞાન પણ થાય છે આમા જીવ અજીવાદિ તત્ત્વ તથા સાધુ અસાધુતાનો વિચાર કરવામા આવ્યો છે પુસ્તકના નામ પરથી જ માલમ પડશે કે આહાર વિચાર જૈનત્વને પુષ્ટ આલબન આપે અને આત્મશુદ્ધતા પ્રતિ લઈ જાય આહાર વિચાર મહાત્મા, સજ્જન સાધુઓને ગ્રાહ્ય છે, અન્ય તમસાદિ ગુણપોષક આહાર વિચાર ત્યાજ્ય છે.

આ પુસ્તક વાચક વર્ગ જો ધ્યાનથી વાચે તો તેને નીચેની વસ્તુઓ મળી રહેશે જુઓ પ્રકરણ.

પ્રકરણ ૧લુ મગલાચરણ—આ શિષ્ટ, પુરુષોદ્વારા આચરિત, અધર્મ તરફથી ખેચીને ધર્મમા લગાડનાર, પાપનાશક પુણ્યમય મગળ છે પદાર્થ પ્રતિપાદનાત્મક ૨ નમસ્કારાત્મક, ૩ ભાવસ્તુત્યાત્મક, એ ત્રણ સ્વરૂપથી મગલાચરણ જોવાય છે એમા અહિસા, સયમ તપ સ્વરૂપ ધર્મ ઉત્કૃષ્ટ મગળ કહીને પદાર્થ પ્રતિપાદનાત્મક મગલ અને

'**तस्मै नमो भगवते प्रभवे जिनाय**' એમાં નમસ્કારાત્મક અને શેષ પદમા ભાવસ્તુત્યાત્મક મ ગલાચરણ છે. તેમા વક્તા, શ્રોતા વાચક વર્ગની કલ્યાણ કામના વ્યક્ત પણ થાય છે જૈન ધર્મની મૌલિકતા–તેમા વિચારણીય છ દ્રવ્ય છે તેમાં મુખ્ય જીવ ને અજીવ છે જૈન ધર્મના સિદ્ધાતોનુ રહસ્ય અને મર્મ જ્યારે હાથ લાગે છે ત્યારે આ છ દ્રવ્યો પ્રત્યે શ્રદ્ધા કરવાથી ધર્મમર્મ સમજાય છે

પરમ ઉત્કૃષ્ટ, દુ ખરહિત આત્મન્તિક સુખ આપનાર આચરણીય ધર્મ, અહિ સા, સ યમ અને તપ છે પ્રાણીઓનો પ્રાણ વિયોગ નહિ કરવો અને પ્રાણીઓની રક્ષા કરવી તે અહિ સા દયા ધર્મ છે એના આચરણની પહેલા જીવ–અજીવના ભેદ પ્રભેદ અવશ્ય જાણવા જોઇએ

કર્મથી બ ધાયેલ આ સ સારસ્થ જીવ અને કર્મ-બ ધનથી મુક્ત જીવ પરમાત્મા–ઈશ્વર છે જીવના જ્ઞાનાદિક ભાવ પ્રાણીના રક્ષાનો ભાવ નિશ્ચય દયા અહિ સા છે મૂલ ચાર પ્રાણ તથા પ્રાણની રક્ષા દ્રવ્ય અને વ્યવહાર દયા–અહિ સા છે

સત્ય સ્વરૂપની પ્રાપ્તિને ધ્યાનમા રાખી ઇન્દ્રિયોના વેગને, શબ્દાદિક વિષયો તરફથી રોકીને, અન્તર્મુખ થવુ તે સ યમ છે માનસિક–વાચિક, કાયિક અને આધ્યાત્મિકના ભેદથી સ યમ અનેક પ્રકારનો છે સુખાર્થીને માટે તે અવશ્ય આચરણીય છે

આમા હિ સા, અસત્ય, ચૌર્ય, અબ્રહ્મચર્ય, પરિગ્રહનું

વર્ણન હૃદયગમ છે તે જ પ્રમાણે ક્રોધાદિક આન્તરીય શત્રુનું સ્વરૂપ સમજીને સદા સર્વત્ર વર્જનીય છે.

તપ આન્તરીય ઇચ્છા તથા બ્રાહ્ય મોહ મમત્વના કારણભૂત ભોગોપભોગને‌ા પરિત્યાગ, વાસના વિકારને‌ા ત્યાગ કરવે‌ા તે તપ સર્વ કર્મક્ષય કરવાનુ કારણુ તપ સયમ જ છે જ્ઞાનપૂર્વક તપ સયમને‌ા આરાધક–પાલક સાધુમુનિ–ઋષિ ગણાય છે

સાધુત્વને માટે જે સત્યોપદેશ છે તે જ વાસ્તવિક ઉપદેશ છે અને એના પાલનથી જ સાધુત્વ મળે છે. સુખાર્થી મોક્ષગામી -જગત કલ્યાણી સાધુઓની કેવી પ્રતિજ્ઞા હોય છે, એ સમજવુ જોઇએ અને તેનુ આચરણ કરવુ જોઈએ મહાવ્રત અને મહાવ્રતના સ્વરૂપનુ સુંદર વર્ણન આપવામા આવ્યુ છે તેમા મહાવ્રતધારી સાધુ–સ્વપરના કાર્યની સાધનાવાળા હોય છે આ પ્રતિજ્ઞા પ્રકરણને‌ા સાર છે.

શુદ્ધ આહાર મોક્ષનુ કારણુ છે ભવભજન ભોજન વિવેક શાસ્ત્રીય પ્રમાણુથી બતાવ્યુ છે

તપસયમની વૃદ્ધિ અર્થે ભોજન કરવામા આવે તે‌ા તે મોક્ષનુ કારણુ બને છે નિર્દોષ ભોજન એ ગણાય છે કે જેમા દાતા અને યાચકનુ કલ્યાણુ સમાયેલુ હોય અહિંસા સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહના નિયમ ઉપ-નિયમનુ સરક્ષણુ હો

'**तस्मै नमो भगवते प्रभवे जिनाय**' એમાં નમસ્કારાત્મક અને શેષ પદમા ભાવસ્તુત્યાત્મક મ ગલાચરણુ છે તેમા વક્તા, શ્રોતા વાચક વર્ગની કલ્યાણુ કામના વ્યક્ત પણુ થાય છે. જૈન ધર્મની મૌલિકતા–તેમા વિચારણીય છ દ્રવ્ય છે તેમા મુખ્ય જીવ ને અજીવ છે જૈન ધર્મના સિદ્ધાતોનુ રહસ્ય અને મર્મ જ્યારે હાથ લાગે છે ત્યારે આ છ દ્રવ્યો પ્રત્યે શ્રદ્ધા કરવાથી ધર્મમર્મ સમજાય છે

પરમ ઉત્કૃષ્ટ, દુ ખરહિત આત્મન્તિક સુખ આપનાર આચરણીય ધર્મ, અહિ સા, સ યમ અને તપ છે પ્રાણીઓનો પ્રાણુ વિયોગ નહિ કરવો અને પ્રાણીઓની રક્ષા કરવી તે અહિ સા દયા ધર્મ છે એના આચરણુની પહેલા જીવ–અજીવના ભેદ પ્રભેદ અવશ્ય જાણુવા જોઇએ.

કર્મથી બ ધાયેલ આ સ સારસ્થ જીવ અને કર્મ-બ ધનથી મુક્ત જીવ પરમાત્મા–ઈશ્વર છે જીવના જ્ઞાનાદિક ભાવ પ્રાણીના રક્ષાનો ભાવ નિશ્ચય દયા અહિ સા છે મૂલ ચાર પ્રાણુ તથા પ્રાણુની રક્ષા દ્રવ્ય અને વ્યવહાર દયા–અહિ સા છે

સત્ય સ્વરૂપની પ્રાપ્તિને ધ્યાનમા રાખી ઇન્દ્રિયોના વેગને, શબ્દાદિક વિષયો તરફથી રોકીને, અન્તર્મુખ થવુ તે સ યમ છે માનસિક–વાચિક, કાયિક અને આધ્યાત્મિકના ભેદથી સ યમ અનેક પ્રકારનો છે સુખાર્થીને માટે તે અવશ્ય આચરણીય છે

આમા હિ સા, અસત્ય, ચૌર્ય, અબ્રહ્મચર્ય, પરિગ્રહનુ

વર્ણન હૃદયગમ છે તે જ પ્રમાણે ક્રોધાદિક આન્તરીય શત્રુનુ સ્વરૂપ સમજીને સદા સર્વત્ર વર્જનીય છે.

તપ આન્તરીય ઇચ્છા તથા બાહ્ય મોહ મમત્વના કારણભૂત ભોગોપભોગનો પરિત્યાગ, વાસના વિકાગ્નો ત્યાગ કરવો તે તપ સર્વ કર્મક્ષય કરવાનુ કારણ તપ સયમ જ છે જ્ઞાનપૂર્વક તપ સયમનો આરાધક-પાલક સાધુમુનિ-ઋષિ ગણાય છે

સાધુત્વને માટે જે સત્યોપદેશ છે તે જ વાસ્તવિક ઉપદેશ છે અને એના પાલનથી જ સાધુત્વ મળે છે સુખાર્થી મોક્ષગામી -જગત કલ્યાણી સાધુઓની કેવી પ્રતિજ્ઞા હોય છે, એ સમજવુ જોઇએ અને તેનુ આચરણ કરવુ જોઈએ મહાવ્રત અને મહાવ્રતના સ્વરૂપનુ સુંદર વર્ણન આપવામા આવ્યુ છે તેમા મહાવ્રતધારી સાધુ-સ્વપરના કાર્યની સાધનાવાળા હોય છે આ પ્રતિજ્ઞા પ્રક-રણનો સાર છે

શુદ્ધ આહાર મોક્ષનુ કારણુ છે ભવભજન ભોજન વિવેક શાસ્ત્રીય પ્રમાણથી બતાવ્યુ છે

તપસયમની વૃદ્ધિ અર્થે ભોજન કરવામા આવે તો તે મોક્ષનુ કારણુ બને છે નિર્દોષ ભોજન એ ગણાય છે કે જેમા દાતા અને યાચકનુ કલ્યાણ સમાયેલુ હોય અહિંસા સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહના નિયમ ઉપ-નિયમનુ સરક્ષણ હો

એમા ભિક્ષુકની ભિક્ષાનો દોષ, અને ભક્ષણુના દોષને વિવેકથી સમજવા જેવા છે દાનનુ વાસ્તવિક ફલ ચાહનાર દાતા અને મોક્ષાર્થી મહાત્મા મુનિઓએ અવશ્ય તેનો અભ્યાસ કરવો જોઇએ તે માટે આ પ્રકરણુ ઉપયોગી છે

મદિરા માસ અને સદોષ ભોજન મોક્ષાર્થીને માટે સદા સર્વત્ર ત્યાજ્ય છે, કેમકે એ ઘૃણિત, નિદિત છે ને અહિંસા, સયમ, સત્ય ધર્મ તથા નિત્ય શુદ્ધ વિચારને માટે ઘાતક છે, જે માટે મહર્ષિ શૈલ મહર્ષિ મહાત્માની ઘોર તપસ્યાનુ ઉદાહરણુ વિચારણીય છે

જૈન ધર્મમા તત્ત્વને સમજ્યા તે પહેલા પ્રથમ ગૃહસ્થ માસાહારી પણુ હોઈ શકે અને નરહત્યાદિ ઘોર પાપ કરનાર પણુ હોઈ શકે પરતુ જૈન તત્ત્વજ્ઞાનની શ્રદ્ધા કરનાર, ગૃહસ્થ, યોગ વ્રત નિયમ ઉપનિયમોને પાળનાર માસ મદિરાનો ત્યાગી છે કોઈપણુ હાલતમા શ્રાવક માસાહારી થઈ શકતો નથી

નામધારી શ્રાવકનુ આત્મકલ્યાણુ થઈ શકતુ નથી, કિન્તુ ગુણુધારી જૈન આત્મકલ્યાણુ કરી શકે છે આ પ્રકરણુમા જૈન ગૃહસ્થના ગુણુ કર્મ વિશે વિવેચન આપવામા આવ્યુ છે

જૈન સાધુ સાધ્વીના ભૌતિક જીવન નિર્વાહના સાધન આહારપાણી વસ્ત્ર, પાત્ર, ઔષધાદિ, આ બધા પરાશ્રિત છે ગૃહસ્થને ત્યાથી વિધિપૂર્વક યાચન કરી લાવવામા આવે છે

જૈન સાધુ સાધ્વીને કદિ કોઈ સાધુધર્મના અનજાન ગૃહસ્થ સાધુના પાત્રમા અકલ્પનીય, અપેય, અભક્ષ્ય નાખી દે

અથવા સાધુના પ્રાત્રમા એ આવી જાય તો તેવી હાલતમા તેને ભોગવવા નહિ પણ તેને વિધિપૂર્વક નાખી દેવા જોઇએ.

માસાહારી, જો જીવનમા કોઇ પણ વ્રતનો નિયમ ગ્રહણ ન કરે, માસાહારનો ત્યાગ ન કરે અને કૃત માસ-ભોજનનુ પ્રાયશ્ચિત કે પશ્ચાતાપ ન કરે તો તે માસાહારી નરક આદિ દુર્ગતિને પામે છે, એવો ત્રિકાલિક જ્ઞાની મહાત્માનો અનુભવપૂર્વક જ્ઞાનનિર્ણય છે

શ્રીમદ્‌ભગવદ્ ગીતામા પણ કહ્યુ છે કે માત્ર મદિરાદિક ભોજન તમોગુણી હોય છે તમોગુણીની ગતિ દુર્ગતિ પ્રતિ હોય છે આર્ય ધર્મમા જેટલા શાસ્ત્રાદિક છે-તે બધામા માસમદિરાનો ત્યાગ કરવાનો ઉપદેશ કરેલ છે માસમદિરાથી ભયકર દોષ થાય છે ને તેનુ પરિણામ આત્મગુણની હાનિ કરી દુર્ગતિ પ્રાપ્ત કરે છે આ પુસ્તકના ૧૪ તથા ૧૫મા પ્રકરણમા પણ આ જ ઉપદેશ કરવામા આવ્યો છે

બીજા ઘણા પથવાળા, જૈન ધર્મના ૨૪મા તીર્થંકર ભગવાન મહાવીરનુ તત્ત્વજ્ઞાનથી તથા તેમના જીવનથી અપરિચિત છે અપરિચિતમાન કૌસામ્બી વિદ્વાન છે, છતા પણ તેઓ ઉપરોક્ત વસ્તુથી અજાણ હોઈને તેમનો આક્ષેપ ખોટો છે પ્રસ્તુત ગ્રથના ૧૬ મા પ્રકરણમા બતાવવામા આવ્યુ છે કે ભગવાન મહાવીર સ્વામીનુ જીવન નિર્દોષ છે તેમા ભગવાનનો અપૂર્વ ત્યાગ, તપ, સયમ, આહાર, વિહાર, વગેરેની નિર્દોષતા, અતિ ઉત્તમ પ્રમાણિક શાસ્ત્રનો

આધાર લઈ સાબિત કર્યું છે તેમનુ જીવન બધાને અનુકરણીય છે.

પ્રકરણ ૧૭મા સશય થવાનુ કારણ દષ્ટિ છે મિથ્યા-દૃષ્ટિથી ધર્મ, ધર્મતત્ત્વ, ધર્માચરણ, વ્યક્તિવિશેષ તથા સમષ્ટિ વિષયને જોવાથી વિપરીત સશય પેદા થાય છે મિથ્યાત્ત્વ એ એક ખાસ પ્રકૃતિ છે તે તીવ્ર મોહમાથી પેદા થાય છે. સત્‌સિદ્ધાતનુ વાચન નહિ કરવાથી ને સત્સગ નહિ કરવાના પરિણામથી આવે છે જૈનશાસ્ત્રોમા તેના ૨૫ ભેદ બતાવ્યા છે

સશય દૂર કરવાનુ સાધન સત્સગ, સત સમાગમ, અને સદ્‌વિચાર છે આ બધા પુણ્યોદયથી આવે છે તે વિષયનો વિચાર પ્રકરણ ૧૮મા આપ્યો છે

જૈન ધર્મ, અધર્મ, આકાશ, કાલ, જીવના લક્ષણ આદિ તત્ત્વ અચલ છે તેમ ધર્માચરણ, ધર્માચરણના નિયમ અચલ છે અહિંસામા ધર્મ ને હિંસામા અધર્મ છે તેથી વિપરીત અહિંસામા અધર્મ ને હિંસામા ધર્મ તે પુણ્ય થઈ શકતુ નથી આ નિયમ પણ અચલ છે આ જ પ્રમાણે મહાત્માનુ આચરણ પણ અચલ છે

બૌદ્ધશાસ્ત્રમા તથા ભગવાન બુદ્ધના જીવનચરિત્રમાં જૈનશ્રમણ ભગવાન મહાવીર સ્વામીની તથા તેમના અનુ-યાયી સાધુઓની મહાન તપસ્યાનુ વિધાન છે અને ખાસ ભારપૂર્વક કહેવામા આવ્યુ છે કે જૈનશ્રમણ માસ, મત્સ્ય,

મદિરા ગ્રહણ કરતા નથી, એવા પ્રકારનુ આચરણ પણ કરતા નથી

પ્રકરણ ૨૨મુ ' જૈન દર્શનના પ્રથમ અંગસૂત્ર આચારંગ સૂત્રનો સાર અને વિવાદ ગ્રસ્ત સૂત્રનો પૂર્વાપર સૂત્ર પર માધ્યસ્થ દૃષ્ટિથી વિચારપૂર્વક વિવેચન છે આ ખુલાસાને કોઇ પણ વાદી જો ધ્યાનમા લે તો તેની ભ્રમણા નાશ પામે છે.

પ્રકરણ ૨૩મુ હરેક વિધાયક શાસ્ત્રના નિયમ, ઉપનિયમ, ક્રિયાનુષ્ઠાન વિધિપૂર્વક કરવામા આવે છે. વિધિથી કરેલ કાર્યો વાસ્તવિક ફલ આપે છે અવિધિથી કરેલ કાર્યો સુદર પરિણામ ક્યાથી આપી શકે ?

જૈન સાધુ સાધ્વીએ ભિક્ષા નિર્દોષ વિધિથી ગ્રહણ કરવી, તેનો વિધિ કહેવામા આવ્યો છે

૨૪ મુ પ્રકરણ દશવૈકાલિક સૂત્ર સાધુઓ માટે મૌલિક આચાર શાસ્ત્ર છે કલ્પનીય, અકલ્પનીય, ગ્રાહ્ય ભિક્ષા, અગ્રાહ્ય ભિક્ષાનો ભેદ બતાવે છે આમા દશવૈકાલિક સાર, શાસ્ત્રનો સાર અને વિવાદિત સૂત્રનુ સમાધાનપૂર્વક સ્પષ્ટિકરણ આપેલ છે ૨૫મુ પ્રકરણ સ્વમત ને પરમતના માનનીય આગમ તથા ગ્રથોનુ બીજા પ્રમાણુ આપેલ છે તે પ્રમાણોથી, માસાહાર, મચ્છી, હાડકા પારાવત આદિ

આધાર લઈ સાબિત કર્યું છે તેમનુ જીવન બધાને અનુકરણીય છે.

પ્રકરણ ૧૭મા સશય થવાનુ કારણ દષ્ટિ છે મિથ્યાદષ્ટિથી ધર્મ, ધર્મતત્ત્વ, ધર્માચરણ, વ્યક્તિવિશેષ તથા સમષ્ટિ વિષયને જોવાથી વિપરીત સશય પેદા થાય છે મિથ્યાત્વ એ એક ખાસ પ્રકૃતિ છે તે તીવ્ર મોહમાથી પેદા થાય છે. સત્‌સિદ્ધાતનુ વાચન નહિ કરવાથી ને સત્સગ નહિ કરવાના પરિણામથી આવે છે જૈનશાસ્ત્રોમાં તેના ૨૫ ભેદ બતાવ્યા છે

સશય દૂર કરવાનુ સાધન સત્સગ, સત સમાગમ, અને સદ્‌વિચાર છે આ બધા પુણ્યોદયથી આવે છે તે વિષયનો વિચાર પ્રકરણ ૧૮મા આપ્યો છે

જૈન ધર્મ, અધર્મ, આકાશ, કાલ, જીવના લક્ષણ આદિ તત્ત્વ અચલ છે તેમ ધર્માચરણ, ધર્માચરણના નિયમ અચલ છે અહિંસામા ધર્મ ને હિંસામા અધર્મ છે તેથી વિપરીત અહિંસામા અધર્મ ને હિંસામા ધર્મ તે પુણ્ય થઈ શકતુ નથી આ નિયમ પણ અચલ છે. આ જ પ્રમાણે મહાત્માનુ આચરણ પણ અચલ છે ।

બૌદ્ધશાસ્ત્રમા તથા ભગવાન બુદ્ધના જીવનચરિત્રમાં જૈનશ્રમણ ભગવાન મહાવીર સ્વામીની તથા તેમના અનુયાયી સાધુઓની મહાન તપસ્યાનુ વિધાન છે અને ખાસ ભારપૂર્વક કહેવામા આવ્યુ છે કે જૈનશ્રમણ માસ, મત્સ્ય,

મદિરા ગ્રહણ કરતા નથી, એવા પ્રકારનુ આચરણ પણ કરતા નથી

પ્રકરણ ૨૨મુ જૈન દર્શનના પ્રથમ અંગસૂત્ર આચારગ સૂત્રનો સાર અને વિવાદ ગ્રસ્ત સૂત્રનો પૂર્વાપર સૂત્ર પર માધ્યસ્થ દૃષ્ટિથી વિચારપૂર્વક વિવેચન છે આ ખુલાસાને કોઇ પણ વાદી જો ધ્યાનમા લે તો તેની ભ્રમણા નાશ પામે છે

પ્રકરણ ૨૩મુ હરેક વિધાયક શાસ્ત્રના નિયમ, ઉપનિયમ, ક્રિયાનુષ્ઠાન વિધિપૂર્વક કરવામા આવે છે વિધિથી કરેલ કાર્યો વાસ્તવિક ફલ આપે છે અવિધિથી કરેલ કાર્યો સુદર પરિણામ ક્યાથી આપી શકે ?

જૈન સાધુ સાધ્વીએ ભિક્ષા નિર્દોષ વિધિથી ગ્રહણ કરવી, તેનો વિધિ કહેવામા આવ્યો છે

૨૪ મુ પ્રકરણ દશવૈકાલિક સૂત્ર સાધુઓ માટે મૌલિક આચાર શાસ્ત્ર છે કલ્પનીય, અકલ્પનીય, ગ્રાહ્ય ભિક્ષા, અગ્રાહ્ય ભિક્ષાનો ભેદ બતાવે છે આમા દશવૈકાલિક સાર, શાસ્ત્રનો સાર અને વિવાદિત સૂત્રનુ સમાધાનપૂર્વક સ્પષ્ટિકરણ આપેલ છે ૨૫મુ પ્રકરણ સ્વમત ને પરમતના માનનીય આગમ તથા ગ્રથોનુ બીજા પ્રમાણ આપેલ છે તે પ્રમાણોથી, માસાહાર, મચ્છી, હાડકા પારાવત આદિ શબ્દ વનસ્પતિ અર્થના જ છે, વાદિ વાસ્તવિક સુધી પહોચી શકયા નથી તેથી જૈન શ્રમણો પર તેમનો આક્ષેપ ખોટો

છે તેમણે ઉપરોક્ત શબ્દોનો વિપરીત અર્થ કર્યો છે, તે આધારભૂત શાસ્ત્રોના પ્રમાણોથી સિદ્ધ કર્યું છે

૨૬ મું પ્રકરણ આચારગ સૂત્ર ન ૬૩ નો વિશેષ અર્થ બતાવ્યો છે. નિર્ગ્રન્થે (શ્રમણ) ધર્મને બાધક પદાર્થ ફેંકી દેવો પણ તેને રાખવો નહિ આ બધુ ૨૭ માં પ્રકરણમા છે

૨૮ મુ પ્રકરણ નિષેધાર્થ પદાર્થના વિષયમા મૂલ આગળના પ્રમાણ સ્વરૂપ સૂત્ર બતાવેલ છે.

આ પુસ્તક, ધર્માનદ કૌસામ્બીજીના આક્ષેપના ઉત્તર રૂપે લખાયુ છે જૈન સિદ્ધાતોનો વાસ્તવિક અભ્યાસ નહિ હોવાથી જ લેખકના મનમા આવી જૈન શ્રમણોના બારામાં આવી ભ્રમણા ઉત્પન્ન થઈ તે ૨૯મા પ્રકરણમા જણાવાયું છે

કૌસામ્બીજી આજે હયાત નથી, પરતુ તેમનો ભ્રમણાત્મક લેખ મોજૂદ છે અને તેમના જેવી શ્રદ્ધા ધરાવનાર અન્ય વ્યક્તિઓ પણ મોજૂદ છે તેમને આ પુસ્તક ઉપયોગી થશે. અમે ઈચ્છીએ કે તેઓ મિથ્યા માન્યતાને દૂર કરી, સમાધાનની સમ્યગ્ દૃષ્ટિથી આ બધુ વાચશે તો જરૂર તેમની ભ્રમણા દૂર થશે

ભગવાન મહાવીર સ્વામીએ પોતાના પિત્તજવર (દાહ જ્વર)ની બિમારીની શાતિ માટે બીજોરાનો પાક લીધો હતો ને શરીર બનાવ્યુ હતુ

૩૦ મુ પ્રકરણ બિમારીની ઉત્પત્તિ ને ચિકિત્સા અગે

વૈદક ગ્રંથોના પ્રમાણ આદિનો ઉલ્લેખ છે ભગવતી સૂત્રના વિવાદગ્રસ્ત પાઠનો અર્થ માસ નહિ પણ વનસ્પતિ અર્થ જ આ વિષયમા બહુ સમજણપૂર્વક તે લખવામા આવેલ છે અને છ શબ્દોની વ્યાખ્યા ન્યાય દષ્ટિથી કરવામા આવી છે તે માટે ૩૧ ને ૩૨ પ્રકરણો લખવામા આવ્યા છે.

પ્રકરણ ૩૩ કેટલાક માસાહારી માસ, મચ્છી, ઇડા વગેરે અભક્ષ્ય પદાર્થને બલપ્રદ ને રોગનાશક માને છે પરતુ તેમની માન્યતા મિથ્યા છે લોલુપતાના કારણ ને યથાર્થ જ્ઞાનના અભાવે જ તેઓ આમ બોલે છે વસ્તુત જોઈએ તો માસ રોગવર્ધક છે તે વસ્તુ બતાવેલ છે

કૌમારબીએ એક ભ્રમણાત્મક વાત લખી છે કે પૂર્વ-કાલમા માસ ઘણુ જ મળતુ હતુ કેમકે યજ્ઞો તથા દેવ-દેવીઓને ઘણા પશુઓનો ભોગ ધરાવાતો હતો તેવી હાલ-તમા શ્રમણોની ભિક્ષામા અન્નાહાર કયાથી સભવી શકે ? લેખકનુ આ અનુમાન સાવ અસત્ય છે કારણ કે ઇતિહાસ ને જૈન શ્રમણના આચારવિચારથી તેઓ અજ્ઞાત છે પાત્રીસમા પ્રકરણમા જૈન શ્રમણોનો શુદ્ધાહાર વિચારના ઉદાહરણો આપેલ છે તેમા શ્રવણો તેમના નિયમો પ્રમાણે, અસણ, પાણ, ખાઇમ સાઈમ મળે તો લે છે ને નિયમ પ્રમાણે ન મળે તો 'तवोत्ति अहियासए'–'तपहत्याधिपहेत्त' આ પ્રકા-રના આત્મબળ પર રહીને આત્મકલ્યાણ કરે છે આનો સર્વ ઉલ્લેખ પ્રકરણમા આપેલ છે

# પૂ. શ્રી ઘાસીલાલજી મ કૃત

(૧) દશવૈકાલિક ( સટીક છાયા ભાષાન્તર )

ભા ૧-૨ કિમત ૫-૦-૦

(૨) નિરિયાવલિકા કિમત ૫-૦-૦

(૩) આવશ્યક સૂત્ર „ કિમત ૫-૦-૦

(૪) અતગડ સૂત્ર કિમત ૫-૦-૦

(૫) અનુત્તરોવવાઈ સૂત્ર કિમત ૨-૮-૦

દરેક શાસ્ત્રો પર શ્રી જૈનધર્મ દિવાકર સાહિત્ય રત્ન, જૈનાગમ રત્નાકર પરમ્ પૂજ્ય શ્રદ્ધેય જૈનાચાર્ય શ્રી આત્મારામજી મહારાજનુ

## સમ્મતિ-પત્ર

મે આચાર્ય શ્રી ઘાસીલાલજી મ નિર્મિત ‘ અનગાર -ધર્મામૃત વર્ષિણી ’ ટીકાવાળા શ્રી જ્ઞાતા ધર્મકથાડગ સૂત્રનુ મુનિશ્રી રત્નચદ્રજી પાસેથી અદ્યોપાન્ત શ્રવણ કર્યું

નિસ્સદેહ કહેવુ પડશે કે આ ટીકા આચાર્યશ્રી શ્રી ઘાસીલાલજી મહારાજે ભારે પરિશ્રમથી લખી છે તેમા પ્રત્યેક શબ્દનો પ્રામાણિક અર્થ અને કઠિન સ્થળો પર સાર-પૂર્ણ વિવેચન આદિક વિશેષતાઓ છે મૂળ સ્થળોને સરળ બનાવવાનો ઘણો પ્રયત્ન કર્યો છે એમા સાધારણ તથા અસાધારણ બધા સસ્કૃતજ્ઞ પાઠકોને લાભ થશે એમ મને લાગે છે તેમના બધાજ પુસ્તકો વિશે આવા અભિપ્રાયો આવેલા છે

લુધિયાના પ્રેષક

તા ૪-૮-૫૧ —પ્યારેલાલ જૈન—

## 'આનંદઘન ચોવીશી યાને
## અધ્યાત્મ પરમામૃત'

વિવેચક :–મરૂધર પંડિત મુનિશ્રી ગબ્બુલાલજી મહારાજ
પ્રકાશક –મોદી કેશવલાલ હરીચંદ દામનગરવાળા–સાબરમતી

**પુસ્તક વિશે અનેક વિદ્વાનોના મળેલા અભિપ્રાયો.**

**શ્રીજૈનાચાર્ય બા. બ્ર. પૂ. શ્રી હસ્તીમલજી મ. સા. નો અભિપ્રાય.**

( ગુજરાતી ભાષામા ભાષાતર )

પંડિત મુનિશ્રી ગબ્બૂલાલજી મહારાજકૃત 'અધ્યાત્મ પરમામૃત' પુસ્તક એક દૃષ્ટિથી અવલોકયુ મુનિશ્રીએ આનંદઘનજીની ચોવીસી પર સ્પષ્ટ વિવેચન કર્યું છે આધ્યાત્મિક ગૂઢ પદોને સરળ બનાવવામા પ્રશસનીય કામ કર્યું છે શબ્દાર્થ તથા દરેક પદનુ વિવેચન સરળ કર્યું

(સહી) જોહરીલાલ ઓસ્તવલાલ–મેડતાસીટી

**દ. સં ના બા. બ્ર. પ. મુનિશ્રી ભાઈચંદજી મ. સા. નો અભિપ્રાય,** ( કલોલ )

આનંદઘન ચોવીસી ઉપર પં મુનિશ્રી ગબ્બુલાલજી મ ના વિવેચનો રૂપ અધ્યાત્મ પરમામૃતની એક પ્રત મળી શબ્દાર્થ તેમજ વિવરણ વાચતા સ્હેજે પ્રભુ ભક્તિમા મન પ્રેરાય છે. આત્માર્થી મુમુક્ષુઓ માટે મનને પ્રભુ ભક્તિમા એકાગ્ર કરવા માટે પુસ્તક ઘણુ જ ઉપયોગી છે

**ન્યાય સાહિત્ય વિશારદ પં. મુનિશ્રી પુષ્કરમુનિજીનો અભિપ્રાય** (સાદડી)

જૈન સમાજમા જ નહિ પણ અધ્યાત્મિક ક્ષેત્રમાં 'આનદઘન ચોવીસી યાને અધ્યાત્મ પરમામૃત'નુ સ્થાન સર્વોત્કૃષ્ટ છે

**કવિવર્ય પં. મુનિશ્રી નાનચદ્રજી મ. નો અભિપ્રાય** (ભાવનગર)

'અધ્યાત્મ પરમામૃત' પુસ્તક મળ્યુ. એકદર મુનિશ્રીએ અધ્યાત્મરસનુ અવગાહન કરતી સુદર વિવેચના કરી છે એમ લાગ્યુ છે આવા પુસ્તકની જરૂર હતી તે મુનિશ્રીએ પૂરી પાડી ઘણુ પ્રશસનીય કાર્ય કર્યુ છે

**પ. મુનિશ્રી હીરાલાલજી મ. તથા શ્રી પ્રતાપમલજી મ. નો અભિપ્રાય** (દિલ્હી)

ટુકા સમયમા પુસ્તક એક દષ્ટિથી અવલોકયુ આ પુસ્તક ભવ્ય જીવો માટે બહુ જ ઉપયોગી છે

—કપુરચદ સુરાના. સેક્રેટરી, સ્થા. જૈન સઘ–દિલ્હી

**પ. મુનિશ્રી હજારીમલજી મ નો અભિપ્રાય**

"પુસ્તક કા પ્રકાશન સુદર હૈ પુસ્તક કો સુદર બનાને મે મુનિશ્રીને અચ્છા પ્રયત્ન કિયા હૈ"

કેશરચદ કોઠારી, બ્યાવર

**બોટાદ સ. ના પૂ શ્રી માણેકચદજી મ સા નો અભિપ્રાય**– (જોગવરનગર)

આપના તરફથી પુસ્તક મળ્યુ આનદઘન ચોવીસી

ઉપર સુધામૃત ટીકા લખીને મુનિશ્રીએ ખરેખર સમાજને એક સુદર અધ્યાત્મગ્રથ આપ્યો છે

**કચ્છ આઠ કોટી મોટી પક્ષ સં ના પૂજ્યશ્રી નાગચદ્રજી મ નો અભિપ્રાય** (ભૂજ)

આનદઘન સ્તવનાવળીના મૂળ સ્તવનો, શબ્દાર્થ અને ભાવાર્થ આપી પડિત રત્ન અધ્યાત્મપ્રેમી શ્રી ગબ્બુલાલજી અધ્યાત્મ મહાગાજે ઉચ્ચ કોટીનો પ્રયાસ કરી આ પુસ્તક લખ્યુ છે તે રસિક મુમુક્ષુ-જીજ્ઞાસુ આત્માઓને ઘણું જ ઉપયોગી અને હિતકર છે

સ્થાનકવાસી સમાજમા આવા પુસ્તકનુ પ્રકાશન પહેલુ જ ગણાય લેખક મુનિશ્રીને અમે હાર્દિક ધન્યવાદ આપીએ છીએ આવા પુસ્તકો મુનિશ્રીના હાથે વિશેષ લખાય એમ ઈચ્છીયે છીએ

**૫ મુનિશ્રી ડુગરશી મહારાજનો અભિપ્રાય**(લખતર)

પુસ્તક રોચક અને સરળ ભાષામા લખાયેલુ હોવાથી સાધારણ વર્ગને પણ વિશેષ રુચિકર થાય તેવું છે સાધુ મુનિવરો તથા શ્રાવક શ્રાવિકાઓને આ પુસ્તકના વાચનથી ઘણો લાભ થશે

**શ્રી ધીરજલાલ કે તુરખીયાનો અભિપ્રાય** (બ્યાવર)

'આનદઘન ચોવીસી' પુસ્તક મળ્યુ શબ્દાર્થ, ભાવાર્થ અને વિવેચન ખરે જ સુદર અને ઉપયોગી છે

**વ્યાખ્યાન વાચસ્પતિ ૫ મુનિશ્રી સૌભાગ્યમલજી મ નો અભિપ્રાય**( મુબાઇ )

૫ મુનિશ્રી ગબ્બુલાલજી મ કૃત અધ્યાત્મ પરમામૃત

અથવા આનદઘન ચૌવીસી દેખી ઔર દેખકર બડા સંતોષ હુવા મુનિશ્રીને 'આનદઘન ચૌવીસી' કા સરળ ભાષા મેં શાસ્ત્રાનુસાર જો વિવેચન કિયા હૈ વહ અવશ્ય પઠનીય બન ગયા હૈ મુનિશ્રી કા યહ પ્રકાસ સ્તુત્ય હૈ

**પૂજયશ્રી ઘાસીલાલજી મ સા નો અભિપ્રાય**

(ધોરાજી)

શાસ્ત્રોદ્ધાર સમુદ્ભાવક પંડિત મુનિશ્રી ગબ્બુલાલજી મ કૃત વિવેચન સહિત આનદઘન ચોવીસીકા અવલોકન કરકે વિવેચના ઈસ પ્રહાર હૈ.

યહ વિવેચના બહુત સુદર હુઇ હૈ આનદઘન કૃત ગભીર ચતુર્વિશતિ સ્તવનકા યહ ભાષ્ય સ્વરૂપ હૈ ભકિત, જ્ઞાન, વૈરાગ્ય કે રસ આદિસે ભરપુર હૈ યહ વિવેચના જૈન-સિદ્ધાન્ત કે અભિલાષીયો કે લિયે અત્યત ઉપયોગી હૈ ઈમ વિવેચના કા શ્રવણ, મનનકર ભવ્ય જીવો ભકિત, જ્ઞાન, વૈરાગ્યસે પરિપૂર્ણ હો, ઈસ દુસ્તર સસાર-સમુદ્રકો અનાયાસ હી તીર જાયે ગે ઇસલિયે ભવ્ય પ્રાણી ઈસકા નિયમિત શ્રવણ મનન કરે (અહી થી અધુરૂં પાના ૩૨૦ ઉપર)

---

## શુદ્ધિપત્ર

| પાનુ | લીટી | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૫ | ૫ | पंसणं | दंसणं |
| ૭ | ૭ | मयमज्ज | मायमज्ज |
| ૧૭ | ૧૮ | અપર્યાપ્તિ | અપર્યાપ્તિ |
| ૧૭ | ૧૮ | નાડમાં | નાકમાં |
| ૧૯ | ૮ | અપર્યાપ્તિ | અપર્યાપ્ત |
| ૨૦ | ૨૧ | दोसिय | देसियं |
| ૨૭ | ૧૫ | सग्गं | सच्च |

| | | | |
|---|---|---|---|
| २४ | १९ | समञ्ञलाप | समिच्चलोप |
| २६ | १९ | चारित्तण | चारित्तेण |
| २७ | ७ | सुरःवहे | सुहावह |
| २९ | ११ | अपञ्ञयकारक | अपच्चयकारकं |
| ३३ | १६ | परिजणसीहा | पारजण |
| ४६ | ८ | तिरोधस्तष | निरोधस्तप |
| ५० | १६ | साहुमालवे | साहुमालवे |
| ५१ | ७ | वहेहिं | वहेहिं |
| ५४ | ५ | सूसे | सूरे व |
| ५४ | ८ | सप्पमलं | रूप्पमलं |
| ५४ | ९ | गोहणा | जोहणा |
| ५५ | १४ | अममा | अममा |
| ५५ | १४ | विजाणुगथा | विजाणुगया |
| ५५ | १५ | चंघिमा | चंखिमा |
| ५५ | १८ | जह्ली | जहा |
| ५५ | ३ | वण्हे | वण्हेण |
| ६१ | २ | पक्खालज्जा | पक्खालेज्जा |
| ६१ | १२ | मलोहे | अलाहे |
| ६१ | १३ | घर | घा |
| ६१ | १३ | गपण | मपण |
| ६२ | १४ | काहाओ | कोहाओ |
| ६३ | ५ | सणणुजाणइ | समणुजाणइ |
| ६३ | ११ | हूणं | हव |
| ६५ | ८ | घातोण जाईण | घातीणं नाईणं |
| ६६ | २४ | अगुदिसं | अणुदिसं |
| ६९ | १ | सरिप | सह्लिप |
| ६९ | १ | जेय | सेवं |
| ६९ | ४ | लहुत्ति | लुहेत्ति |
| ६९ | ५ | वेभि | वेमि |
| ७१ | ५ | मरक्खप | महव्वप |

| | | | |
|---|---|---|---|
| ७२ | २२ | चिट्ठ | चिट्ठ |
| ७३ | २३ | दुव्वे | दुच्चे |
| ८६ | १४ | पाद्यमेंव | पायमेव |
| ८६ | १८ | कलियकम् | अकलियकम् |
| ८९ | १० | सामिद्द | समिद्द |
| ८९ | १३ | असुभत्येसु | असुभत्थेसु |
| ९४ | ३ | पडिलभे | पडिलामे |
| ९४ | २२ | सि | किं |
| १२० | १७ | निग्गयाणं | निग्गथाणं |
| १२४ | ९ | कयभोयणेइ | कडभोयणेइ |
| १४८ | १९ | भवणनासिसु | भवणवासिसु |
| १५७ | ४ | निग्गिगस्स | निग्गथस्स |
| १६७ | ३ | विसयागिद्धे | विसयगिद्धे |
| १६८ | ९ | गंभीरलोभ | गंभीरलोभ |
| १८० | २२ | वहेथ्री | देहश्रीः |
| १८५ | २ | भान्ते | भ्रान्ते |
| १८८ | ३ | मज्जग | मज्जग |
| १९४ | १६ | घकित्ता | चइत्ता |
| २०१ | २३ | पाक्खिणो | पक्खिणे |
| २०७ | १० | विद्यते | विघते |
| २१० | २१ | राओवशय | राओवराय |
| २१२ | ५ | द्रणमु | प्रणमु |
| २२० | ४ | सणपहिं | समणहिं |
| २८५ | ७ | बहुकटय | बहुकाटय |
| २९२ | १७ | यामि | वमि |
| २९७ | १४ | कफापहा | कफापहा |
| २२० | १८ | सम्मत्तुयं | सम्मत्तुय |
| ३४९ | ४ | ब्रह्मापि | ब्रह्मापि |
| ३८९ | २२ | सोमी | सामी |

## પ્રકરણ : ૧ લુ

### મંગલાચરણ

नानाविधान् परिषहान् विगणय्य येन
संसाधिता खलु सती भवजन्तुचहिंसा ।
संस्थापिता च जगतीतलजीवमात्रे
तस्मै नमो भगवते प्रभवे जिनाय ॥ १ ॥

धम्मो मंगलमुक्किट्ठं, अहिंसा संजमो तवो ।
देवा वि तं नमसंति, जस्स धम्मे सया मणो ॥ २ ॥

**ભાવાર્થ**—શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ અહર્નિશ, આવેલા નાના પ્રકારના પરિષહ ઉપસર્ગોને સમ્યક્ સમતાભાવથી સહન કરીને, સર્વ પ્રકારના સર્વ જીવાત્માઓના આત્મકલ્યાણ કરવાવાળી ભગવતી અહિંસાને, પોતાને માટે પૂર્ણ રીતે સાધીને, તથા જગતના તમામ જીવોના કલ્યાણ માટે આ અહિંસા ભગવતીની સ્થાપના કરીને અર્થાત્ સંપૂર્ણ સુખદાયી અહિંસા ભગવતીના ધર્મોપદેશ દ્વારા ભવ્યજીવોના અંતસ્તલમા અહિંસા ભગવતીની સ્થાપના કરીને, સિદ્ધ થયેલ એવા શ્રી શ્રમણ ભગવાન મહાવીરસ્વામી (પ્રભુ) ને મારા નમસ્કાર હો !

અહિંસા, સંયમ, અને તપરુપ ધર્મ, સર્વ મંગળ-પદાર્થોમા ઉત્કૃષ્ટ મંગળ છે, ઉક્ત ધર્મમા જેનુ મન સદા તલ્લીન છે, તેને તમામ પ્રકારના દેવ તથા ચક્રવર્તી વગેરે નમસ્કાર કરે છે, આથી હુ પણ એ અહિંસક, સંયમી અને તપસ્વી ધાર્મિક મહાન આત્માઓને નમસ્કાર કરુ છુ

—— ० ——

| | | | |
|---|---|---|---|
| ७१ | २२ | चिट्ठ | चिट्ठ |
| ७३ | २३ | दुव्वे | दुच्चे |
| ८६ | १४ | पायमेव | पायमेव |
| ८६ | १८ | कलियकम् | अकलियकम् |
| ८९ | १० | सामिइ | समिइ |
| ८९ | १३ | असुभत्येसु | असुभत्थेसु |
| ९४ | ३ | पडिलमे | पडिलामे |
| ९४ | २२ | सि | किं |
| १२० | १७ | निग्गयाणं | निग्गथाणं |
| १२४ | ९ | कयभोयणेइ | कडभोयणेइ |
| १४८ | १९ | भवणनासिसु | भवणवासिसु |
| १५७ | ४ | निग्गंगस्स | निग्गथस्स |
| १६७ | ३ | विसयागिद्धे | विसयगिद्धे |
| १६८ | ९ | गंभीरलोभ | गंभीरलोम |
| १८० | २२ | वहेश्री | देहश्रीः |
| १८५ | २ | भान्ते | भ्रान्ते |
| १८८ | ३ | मज्जग | मज्जग |
| १९४ | १६ | चकित्ता | चइत्ता |
| २०१ | २३ | पाक्खिणो | पक्खिणे |
| २०७ | १० | विघते | विघते |
| २१० | २१ | राभोवशय | राभोवराय |
| २१२ | ५ | द्रणमु | प्रणमु |
| २२० | ४ | सगपहिं | समपहि |
| २८५ | ७ | वहुकटयं | वहुकाटय |
| २९२ | १७ | यामि | वमि |
| २९७ | १४ | कफापहा | कफावहा |
| २२० | १८ | सम्मच्चुयं | सम्मसुय |
| ३४९ | ४ | व्रह्मापि | ब्रह्मापि |
| ३८८ | २२ | सोमी | सामी |

# પ્રકરણ : ૧ લું

## મંગલાચરણ

नानाविधान् परिषहान् विगणय्य येन
संसाधिता खलु सती भवजन्त्वहिंसा ।
संस्थापिता च जगतीतलजीवमात्रे
तस्मै नमो भगवते प्रभवे जिनाय ॥ १ ॥

धम्मो मंगलमुक्किट्ठं, अहिंसा संजमो तवो ।
देवा वि तं नमंसंति, जस्स धम्मे सया मणो ॥ २ ॥

**ભાવાર્થ**—શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ અહર્નિશ, આવેલા નાના પ્રકારના પરિષહ ઉપસર્ગોને સમ્યક્ સમતાભાવથી સહન કરીને, સર્વ પ્રકારના સર્વ જીવાત્માઓના આત્મકલ્યાણ કરવાવાળી ભગવતી અહિંસાને, પોતાને માટે પૂર્ણ રીતે સાધીને, તથા જગતના તમામ જીવોના કલ્યાણ માટે આ અહિંસા ભગવતીની સ્થાપના કરીને અર્થાત્ સંપૂર્ણ સુખદાયી અહિંસા ભગવતીના ધર્મોપદેશ દ્વારા ભવ્યજીવોના અંતસ્તલમાં અહિંસા ભગવતીની સ્થાપના કરીને, સિદ્ધ થયેલ એવા શ્રી શ્રમણ ભગવાન મહાવીર સ્વામી (પ્રભુ) ને મારા નમસ્કાર હો !

અહિંસા, સંયમ, અને તપરુપ ધર્મ, સર્વ મંગળ-પદાર્થોમાં ઉત્કૃષ્ટ મંગળ છે, ઉક્ત ધર્મમાં જેનું મન સદા તલ્લીન છે, તેને તમામ પ્રકારના દેવ તથા ચક્રવર્તી વગેરે નમસ્કાર કરે છે, આથી હું પણ એ અહિંસક, સંયમી અને તપસ્વી ધાર્મિક મહાન આત્માઓને નમસ્કાર કરું છું

—— ० ——

ભગવાન મહાવીર સ્વામી વગેરે અસખ્ય જીવોએ તેનું યથાર્થ આચરણ કરીને અક્ષય, અનત, અવ્યાબાધ સુખ પ્રાપ્ત કર્યું છે

**ધર્મ શબ્દની વ્યાખ્યા**

ધર્મ શબ્દની વ્યાખ્યા બતાવવી એ અપાર સાગરને ગાગરમા સમાવવા બરોબર છે એથી કરીને હુ પ્રામાણિક શાસ્ત્રકારોની વ્યાખ્યા આપની સમક્ષ રજુ કરીશ

**" दुर्गतौ पतन्तमात्मानं धारयतीति धर्मः "**

પાઠકો ! ઉપરોક્ત વ્યુત્પત્તિમા આવેલા વાક્યો પર જરા સ્વતત્ર રીતે વિચાર કરો. " ધર્મ "નો સામાન્ય અર્થ શાસ્ત્રકારોએ એવો પણ કર્યો છે કે, " **वत्थुसहावो धम्मो** " " **वस्तुस्वभावो धमः** " આ ચાલુ પ્રકરણમા વસ્તુરૂપનો અર્થ જીવાત્મા કરવો આ જીવાત્માના સ્વભાવને, નીચે જણાવ્યા મુજબ પ્રમાણોથી જોઇએ

**जीवो उवओगलक्खणो ।**

**' जे आया से विन्नाया । जे विन्नाया से आया । जेण विजाणति से आया । त पडुच्च परिसखाया एस आयावादी समियाए परियाए वियाहिये त्ति बेमि'**

**आ॰ प्र श्रु. अ ६ उद्दे ५ सूत्र ३२**

**ભાવાર્થ**—જે આત્મા છે તે સ્વપરને જાણવાવાળો છે, જે સ્વપરને જાણવાવાળો છે તે આત્મા છે અથવા જે જ્ઞાનથી જાણવામા આવે છે, તે જ્ઞાન પણ આત્મા છે જ્ઞાન અને આત્માનો અવિનાભાવ–કથચિત તાદાત્મ્ય સબધ થવાથી

જ્ઞાનસ્વરૂપી આત્મા બને છે આ પ્રમાણે જ્ઞાન અને આત્માને જે એકત્વ માને છે તે જ સાચો આત્મવાદી છે અને એ પુરુષોએ જ યથાર્થ સયમાનુષ્ઠાન કહ્યા છે

'नाणेण दंसणेणं च, सुहेण य दुहेण य।
नाणं च पसण चेव, चरितं च तवो वहा ॥
वोरिय उवओगा य एय जीवस्स लक्खण।'

उ अ २४ गाथा ७०-७७

**ભાવાર્થ**—ઉપયોગ "**स्वपर ग्रहणपरिणामउपयोग.**" જ્ઞાન દર્શનનો સામાન્ય વિશેષ વ્યાપાર, જીવાત્માના લક્ષણ છે.

**ઉપયોગની ઓળખ**—જ્ઞાન, દર્શન, સુખ, દુઃખ, વગેરે વ્યાપારોથી થાય છે જ્ઞાન, દર્શન, ચારિત્ર્ય, તપ, વીર્ય, ઉપયોગ એ બધા જીવાત્માના વિશિષ્ટ લક્ષણો છે

દુર્ગતિમા પડનાર જીવાત્માને રોકીને સદ્ગતિ પ્રાપ્ત કરાવવી તે કામ ધર્મનુ છે

ચૈતન્ય ગુણમા જે જીવે તે જીવ છે, "**जीवतीति जीव**" અથવા જ્ઞાનાદિ ગુણોમા નિરતર જે ચાલે છે તે આત્મા છે—"**सततमततीति गच्छतीति आत्मा**"

પ્રશ્ન—દુર્ગતિ શુ છે ?

ઉત્તર—વિભાવ દશા વિભાવ દશા એ જીવાત્માનો વિપરીતભાવ (લક્ષણ) છે વિપરીત પર્યાય છે જેવા કે રાગ, દ્વેષ, મોહ, અજ્ઞાન (કુજ્ઞાન) ઇત્યાદિ રાગ, દ્વેષ, મોહ, અજ્ઞાન, આદિ આચરણથી એનુ પરિણામ (ફળ) ભોગવનાર સાંસારિક જીવાત્મા પર્યાય સ્વરૂપ, પરદ્રવ્ય, ક્ષેત્ર, કાલ,

ભાવને દુર્ગતિ કહે છે અર્થાત્ નરક, તિર્યંચ, મનુષ્ય, દેવ-ચોનિની ગતિ જાતિ શરીરાદિક દુર્ગતિ છે

**' नरय तिरक्खजोणियमाणुस्स देव दुग्गईओ '**

**उ अ. २९ बो ५**

**સારાંશ**—જીવાત્માના સમ્યક્ જ્ઞાન દર્શનાત્મક મૂળ સ્વભાવથી વિપરીત દ્રવ્ય વગેરે દુર્ગતિ છે

હવે પ્રશ્ન એ રહે છે કે, જીવાત્મા દુર્ગતિમા કયા કારણથી પડે છે ? કારણ કે કર્તા ને કરણ વિના ક્રિયા થતી નથી પૂછવાનો મતલબ જ એ છે કે જીવાત્મા કોના મારફત દુર્ગતિમા પડે છે ?

આના સ્પષ્ટિકરણમા આપણે માનીએ છીએ કે "જીવાત્માની સાથે સયોગ સબધના ચાર કરણ છે" ૧ મનયોગ, ૨ વચનયોગ, ૩ કાયાયોગ, ૪ કર્મકરણ આ ચાર કરણ (સાધનો) મારફત જીવાત્મા દુર્ગતિમા પડે છે

પાઠકો ! અત્રે ખાસ રીતિથી બતાવવુ અસ્થાને (અયોગ્ય) નથી કે, આ ઉપરોક્ત ચાર કરણ, શસ્ત્રોની જેમ અયોગ્ય કાર્ય કર્યા કરે છે, જેમ એક જ શસ્ત્ર તલવાર દુશ્મનનુ માથુ પણ ઉડાવી શકે અને એ જ તલવાર રક્ષણ પણ કરી શકે. જ્યારે તલવારને પૂર્ણ વિવેકથી, પૂરા ભાનથી વાપરવામા આવે તો માણસ પોતાનુ રક્ષણ કરીને દુશ્મનનુ માથુ કાપે છે જ્યારે વિવેક રહિત તેનો ઉપયોગ કરવામા આવે છે ત્યારે દુશ્મન જીવતો રહી જાય છે અને તલવાર આપણને જ નુકશાન પહોચાડે છે આ પ્રમાણે આપ સમજી

શકશો કે મન, વચન, કાયા અને કર્મ મારફત જીવાત્મા તેનુ ઇષ્ટ પણુ કરી લે છે અને અનિષ્ટ પણુ કરી લે છે જો જીવાત્મા સમ્યક્ જ્ઞાન, સમ્યગ્ દર્શનમા સ્થિર રહીને મન, વચન, કાયાનો વ્યવહાર કરે તો અવશ્ય વાસ્તવિક સુખ સ્વરૂપ સદ્ગતિ પ્રાપ્ત કરી શકે શાસ્ત્રકારોએ કહ્યુ છે કે–

'उवसमेण हणे कोह, माण मद्दवया जिणे ।
म.यमज्जवभावेण लोभं संतोसओ जिणे '

द अ ८ गा ३९

जोग च समणधम्मम्मि, जुँजे अनलसो धुव ।
जुतो असमणधम्मम्मि अट्ठ लहई अणुतर ॥

द अ ८ गा ४२

वहणे वह माणस्स क.तार अइवत्तई ।
जोगे वहमाणस्स, संसारो अइवत्तई ॥

द अ २७ गा २

**ભાવાર્થ**—સ્વગુણ પરગુણમા પ્રીતિનાશક ક્રોધને ઉપશમ (ક્ષમા) થી જીતો, વિનય, નમ્રતા ગુણોના નાશક અભિમાનને મૃદુતા (કોમળતા)થી જીતો, જ્ઞાનાદિ ગુણોના અવલબન વિકાસ સ્વરૂપ મિત્રતાની નાશક માયાને સરલભાવથી જીતો અને સર્વ ગુણોના નાશક લોભને સતોષથી જીતો અહી ક્રોધ, માન, માયા, લોભ, અશુદ્ધ કર્મકરણ છે તો ક્ષમા, મૃદુતા, સરળતા, સતોષ એ અશુદ્ધને જીતીને શુદ્ધ કર્મકરણરૂપ છે અશુદ્ધ કરણુ સસારની વૃદ્ધિ માટે

છે અને શુદ્ધ કરણ સંસારનો નાશ કરવા માટે છે

(આ ગાથાનો સારાંશ માત્ર છે. દશ વૈકા. અ ૮ ગા ૩૯)

આળસ રહિત નિશ્ચલતાથી મન, વચન, કાયાના, યોગને ક્ષમાદિ શ્રમણ ધર્મમા જોડે લગાવે શ્રમણ ધર્મમાં ઉક્ત યોગને જોડવાથી પરમ-અર્થ વાસ્તવિક સુખ પ્રાપ્ત થાય છે આ જગાએ મન, વચન, કાયાના યોગને શુભ, અશુભ કરણ બતાવ્યો છે અશુભમા દુ ખમૂલક સંસારની વૃદ્ધિ થાય છે અને શુદ્ધના લક્ષ્ય બિંદુની સાથે, શુભકરણથી સંસારનો નાશ થાય છે અને અક્ષય, અનંત, વાસ્તવિક અનુત્તર સુખની પ્રાપ્તિ થાય છે [દશવૈકા અ ૮ ગા ૪૩]

જેમ રથ વગેરે વાહનમા, યોગ્ય વહન કરનાર બળદ વગેરે જોડવાથી, રથવાળો મહા વિકટ અટવી (વનમાર્ગ) ને સરળતાથી પાર કરી શકે છે, તે જ પ્રમાણે મન, વચન, કાયાના યોગોને સંયમમા જોડવાથી, જોડવાવાળો સાધક અનંત, અપાર, દુ ખ સ્વરૂપ સંસાર અટવીને પાર કરી શકે છે આથી આપણે ખાસ સમજી લેવુ જોઇએ કે, મન, વચન, કાયાના યોગરુપ કરણ, વિભાવિક ગુણોની સાથે વહન કરવાથી સંસારમા જીવાત્માને નીચે ઉતારે છે અને સ્વાભાવિક ગુણોની સાથે-વહન કરવાથી સંસારને પાર કરી મોક્ષ સુધી પહોચાડે છે (उत्तराध्ययन-अ २७ गा ५)

ઉપરોક્ત કથનથી આપ સમજી ગયા હશો કે દુર્ગતિમા પટકવાને રૂપ મન, વચન, કાયા, કર્મ કરણ છે

## પ્રકરણ ૩જું

### "પરમ સુખ આપનાર ધર્મ" કોને કહેવો?

### "अहिंसा सजमो तवो" "अहिंसा संयमस्तपः"

અહિંસા–આનો અર્થ એટલો ગભીર, ગહન અને વિશાળ છે કે એનો અત જલ્દીથી કોઈ લઈ શકે નહી, કેમકે એની સપૂર્ણ આરાધના કરનાર જ સર્વ સુખનો ભોક્તા બની શકે છે અને એના વિના દુ:ખમય મસારનુ ઉલ્લઘન પણ કરી શકાતુ નથી એથી જ એમ કહેવાયુ છે કે "अहिंसामता मुख्या शेषस्तु व्रतविस्तर" મોક્ષમાર્ગ માટે અનેક મત પ્રવર્તે છે એમા પ્રધાન પદ અહિંસા ધર્મનુ જ છે અન્ય વ્રત આનો જ વિસ્તાર છે, અથવા એમ કહો કે તેની રક્ષા માટે જ છે આનો અર્થ બે રીતે થઇ શકે ૧ ન હિંસા=અહિંસા, હિંસા નહી તે અહિંસા, ૨ હિંસા વિરોધી રક્ષા–દયા અહિંસા 'प्रमत्तयोगात् प्राणव्यपरोपण हिंसा" (तत्त्वार्थ अ ७) અર્થાત્ પ્રમાદ યોગથી પ્રાણીઓના પ્રાણનો વિયોગ કરવો તે હિંસા છે પ્રાણોના વિપર્યાસને હિંસા કહે છે

"पंचेन्द्रियाणि त्रिविधं वल च उच्छवासनिश्वासमथान्यदाहुः ।
प्राणा दशैते भगवद्भिरुक्तास्तेषां वियोगीकरण तु हिंसा ॥

(उपदेश प्रसा० १)

છે અને શુદ્ધ કરણ સસારનો નાશ કરવા માટે છે

(આ ગાથાનો સારાશ માત્ર છે દશ વૈકા અ. ૮ ગા ૩૯)

આળસ રહિત નિશ્ચલતાથી મન, વચન, કાયાના, યોગને ક્ષમાદિ શ્રમણ ધર્મમા જોડે લગાવે શ્રમણ ધર્મમાં ઉક્ત યોગને જોડવાથી પરમ-અર્થ વાસ્તવિક સુખ પ્રાપ્ત થાય છે આ જગાએ મન, વચન, કાયાના યોગને શુભ, અશુભ કરણ બતાવ્યો છે અશુભમા દુખમૂલક સસારની વૃદ્ધિ થાય છે અને શુદ્ધના લક્ષ્ય બિદુની સાથે, શુભકરણથી સસારનો નાશ થાય છે અને અક્ષય, અનત, વાસ્તવિક અનુત્તર સુખની પ્રાપ્તિ થાય છે [ દશવૈકા અ ૮ ગા ૪૩]

જેમ રથ વગેરે વાહનમા, યોગ્ય વહન કરનાર બળદ વગેરે જોડવાથી, રથવાળો મહા વિકટ અટવી (વનમાર્ગ) ને સરળતાથી પાર કરી શકે છે, તે જ પ્રમાણે મન, વચન, કાયાના યોગોને સયમમા જોડવાથી, જોડવાવાળો સાધક અનત, અપાર, દુખ સ્વરૂપ સસાર અટવીને પાર કરી શકે છે આથી આપણે ખાસ સમજી લેવુ જોઈએ કે, મન, વચન, કાયાના યોગરુપ કરણ, વિભાવિક ગુણોની સાથે વહન કરવાથી સસારમા જીવાત્માને નીચે ઉતારે છે અને સ્વાભાવિક ગુણોની સાથે-વહન કરવાથી સસારને પાર કરી મોક્ષ સુધી પહોચાડે છે ( **उत्तराध्ययन-अ २७ गा ५** )

ઉપરોક્ત કથનથી આપ સમજી ગયા હશો કે દુર્ગતિમા પટકવાને રૂપ મન, વચન, કાયા, કર્મ કરણ છે.

---

## પ્રકરણ ૩ જુ

### "પરમ સુખ આપનાર ધર્મ" કોને કહેવો ?

### "अहिंसा सजमो तवो" "अहिंसा संयमस्तपः"

અહિંસા–આનો અર્થ એટલો ગભીર, ગહન અને વિશાળ છે કે એનો અત જલ્દીથી કોઈ લઈ શકે નહી, કેમકે એની સપૂર્ણ આરાધના કરનાર જ સર્વ સુખનો ભોકતા બની શકે છે અને એના વિના દુ:ખમય સસારનુ ઉલ્લઘન પણ કરી શકાતુ નથી એથી જ એમ કહેવાયુ છે કે "अहिंसामता मुख्या शेषस्तु व्रतविस्तर" મોક્ષમાર્ગ માટે અનેક મત પવર્તે છે એમા પ્રધાન પદ અહિંસા ધર્મનુ જ છે અન્ય વ્રત આનો જ વિસ્તાર છે, અથવા એમ કહો કે તેની રક્ષા માટે જ છે આનો અર્થ બે રીતે થઈ શકે ૧ ન હિંસા=અહિંસા, હિંસા નહી તે અહિંસા, ૨ હિંસા વિરોધી રક્ષા–દયા અહિંસા 'प्रमत्तयोगात् प्राणव्यपरोपण हिंसा" (तत्त्वार्थ अ ७) અર્થાત્ પ્રમાદ યોગથી પ્રાણીઓના પ્રાણનો વિયોગ કરવો તે હિંસા છે પ્રાણોના વિપર્યાસને હિંસા કહે છે

"पचेन्द्रियाणि त्रिविधं वल च उच्छवासनिश्वासमथान्यदाहुः ।
प्राणा दशैते भगवद्भिरुक्तास्तेपा वियोगीकरणं तु हिंसा ॥

(उपदेश प्रसा० १)

શ્રુત, ચક્ષુ, ઘ્રાણ, રસ અને સ્પર્શ એ પાચ ઇન્દ્રિઓના બલપ્રાણ, મન વચન કાયા એ ત્રણ યોગોના બલપ્રાણ, શ્વાસોચ્છવાસનુ બલપ્રાણ, અને આયુષ્ય બલપ્રાણ, આનો પ્રમાદ યોગથી વિયોગ કરવો તેને હિંસા કહે છે પ્રાણ બે પ્રકારના કહ્યા છે ૧ દ્રવ્યપ્રાણ, ૨ ભાવપ્રાણ, આ પ્રાણથી પ્રાણી કહેવાય છે

ભાવપ્રાણ ૪ છે–૧ જ્ઞાન, ૨ દર્શન, ૩ સુખ (નિરાબાધ સુખ) ૪ શક્તિ (વીર્ય), દ્રવ્યપ્રાણ દસ છે તે ઉપર જણાવી દીધા છે જીવાત્માના મૂળસ્વભાવને ભાવપ્રાણ કહે છે, અને યોગ તથા કષાય વૃત્તિમાથી, પ્રાણ યોગ્ય પુદ્ગલ લઇને જે જન સાધારણની પિછાન જેનાથી થતી હોય તેને દ્રવ્ય-પ્રાણ કરે છે

દ્રવ્યપ્રાણના કષાયની સાથ, વિકૃત સ્વરૂપને પ્રમત્ત કરે છે તેનાથી થતા વ્યાપાર વિશેષને યોગ કહે છે સાગથ કે કષાયસહિત પ્રાણોની પ્રવૃત્તિ (વ્યાપાર વિશેષ)ને પ્રમત્ત યોગ કરે છે

"मज्ज विषयकसाय, निद्दा विगहा पंचमी भणिया।
एए पंच पमाया जीवा पाडेति संसारे" ॥ १ ॥

જાતિમદ, કુલમદ, બલ, રૂપ, લાભ, તપ શાસ્ત્ર અને ઐશ્વર્ય, પાચ ઇદ્રિયોના ત્રેવીસ વિષય, સોળ કષાય, નવ નોકષાય, નિદ્રા પાચ પ્રકાર, વિકથા સાત પ્રકાર, આ બધા પ્રમાદના પ્રકાર છે આ પ્રમાદોનુ સેવન કરનાર ચતુર્ગતિ રૂપ સસારમા પડે છે

પ્રેરક–એ પાચ પ્રમાદોમા મિથ્યાત્વનો સમાવેશ થાય છે કે નહિ ?

પ્રરુપક–કેમ નહિ ? મિથ્યાત્વનો કષાયમા અવશ્ય સમાવેશ થાય છે–કષાય, રાગદ્વેષમાથી ઉત્પન્ન થાય છે અને રાગદ્વેષની તીવ્રતાથી મિથ્યાત્વ આવે છે, એ પચીસ પ્રકારના છે

પ્રેરક–જીવનો અર્થ બતાવતા આપે કહ્યુ કે–ભૂતકાલમા જીવ્યો, વર્તમાનકાળમા જીવે છે અને ભવિષ્યકાળમા જીવશે, કોઇ પણ રીતે જીવ મરી શકતો નથી તો હિંસા કઇ રીતે ?

પ્રરુપક–પ્રમાદ યોગથી પ્રાણોનો વિયોગ કરવો એ હિંસા છે

**जीवाजीव विभत्ति, सुणेह मे एगमणा इओ ।**
**जं जाणिऊण भिक्खू , सम्म जयइ संजमे ॥**

उ अ ३६–१

**ભાવાર્થ**–હિંસાથી બચનાર સયમીને માટે જીવ અને અજીવ તત્ત્વને યથાર્થ જાણ્યા વિના હિંસાથી બચવુ શક્ય નથી, અને અહિંસાનુ પાલન થઇ શકતુ નથી અહિંસા વિના ધર્મ થઇ શકતો નથી, ધર્મ વિના વાસ્તવિક સુખ મળી શકતુ નથી આથી કરીને સર્વજ્ઞ પરમાત્માએ કહ્યુ છે કે "જીવ, અજીવનો ભેદ હુ કહુ છુ તે એકાગ્ર મનથી સાભળો" એ સમજીને કર્મશત્રુનો નાશ કરવાની ઇચ્છાવાળા ભિક્ષુક, સમ્યક્ પ્રકારે સયમમા ઉપયોગપૂર્વક ઉદ્યમવત બને છે"

અજીવનો ભેદ–પાઠકોને આ જગાએ અજીવનો ભેદ સક્ષિપ્તરૂપથી બતાવવામા આવશે પહેલા, અજીવ દ્રવ્યનો

ભેદ બતાવતા જણાવવામા આવ્યુ હતુ કે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને કાલ એ ચાર અરૂપી અજીવ છે, એમા કાલ સિવાય એકેકમા ત્રણ ત્રણ ભેદ રહેલા છે જેમકે ધર્માસ્તિકાય સ્કન્ધ, દેશ, પ્રદેશ, એ પ્રમાણે અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાયના ત્રણ ભેદ છે ત્રણેના નવ અને દસમો કાલ એ દસ ભેદ અજીવના છે અને ધર્માસ્તિકાયના દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ અને ગુણથી પાચ ભેદ થાય છે આ પ્રકારે-ધર્મા, અધર્મા, આકાશા, અને કાલ એ પ્રત્યેકમા પાચ પાચ ભેદ હોવાથી કુલ વીસ ભેદ થયા દસ પ્રકાર પહેલાના મળીને અરૂપી અજીવના કુલ ત્રીસ ભેદ થયા

પુદ્દગલાસ્તિકાયના મૂલ ચાર ભેદ છે—સ્કન્ધ, દેશ, પ્રદેશ અને પરમાણુ પુદ્દગલ. એના ઉત્તર ભેદ પાચસો ત્રીસ છે વર્ણ પાચ છે-૧ કૃષ્ણ, ૨ નીલ, ૩ પીળો, ૪ લાલ ૫ સફેદ ગ ધના બે પ્રકાર-૧ સુરભિ, ૨ દુરભિ, રસ પાચ પ્રકારના છે-૧ તીખો, ૨ કડવો, ૩ કષાય, ૪ ખાટો ૫ મધુર સ્પર્શના આઠ ભેદ છે-૧ કર્કશ, (ખરબચડો) ૨ મૃદુ, (લીસો) ૩ ગુરુ, (ભારે) ૪ લઘુ, (હળવો) ૫ શીત (ઠડો) ૬ ઉષ્ણ (ઉનો) ૭ સ્નિગ્ધ (ચીકણો) ૮ રુક્ષ (લુખો) સસ્થાન પાચ પ્રકારના છે-૧ પરિમ ડળ (વલયાકાર) ૨ વૃત્ત (લાડુ આકાર) ૩ ત્ર્યસ્ત્ર (ચતુરસ્ત્ર અને આયત) એના ઉત્તરભેદ પાચસો ત્રીસ થાય છે જીજ્ઞાસુને વધારે જાણવાની ઇચ્છા હોય તો ઉત્તરાધ્યયનુ ૨૬ સુ પ્રકરણ, પ્રજ્ઞાપના સૂત્ર, જીવાભિગમ સૂત્ર આદિ જોવાથી આ વસ્તુ માલૂમ પડી આવશે

'इत्तो जीवविभत्ति, वुच्छामि अणुपुव्वसो'

उ अ ३६ गा ४७

**ભાવાર્થ**—હવે અહીથી અનુક્રમે જીવનો ભેદ કહું છુ, તે એકાગ્ર મનથી સાભળ, નિશ્ચયથી જીવ દ્રવ્ય એક છે, પર્યાયથી જીવના અનેક ભેદ છે, મુખ્યતાએ સિદ્ધ અને સાસારી છે પૂર્ણરૂપથી અહિસા, સયમ અને તપ, રુપ ધર્મ મારફત જે સિદ્ધ થયા છે તે પદર પ્રકારથી થયા છે

૧ તીર્થ ૨ અતીર્થ ૩ તીર્થંકર ૪ અતીર્થંકર ૫ સ્વયબુદ્ધ ૬ પ્રત્યેક બુદ્ધ ૭ બુધબોધિ ૮ સ્રીલિગ, ૯ પુરુષલિગ ૧૦ નપુસકલિગ ૧૧ સ્વલિગ ૧૨ અન્યલિગ ૧૩ ગૃહલિગ ૧૪ એક સમયમા એક સિદ્ધ થાય તે એક સિદ્ધ, ૧૫ એક સમયમા અનેક સિદ્ધ થાય તે અનેકસિદ્ધ

યથાર્થ મોક્ષમાર્ગ લઇને આ સાધનાના માર્ગમા સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, 'તીર્થ' કહેવાય છે એમા જે સિદ્ધ તે તીર્થસિદ્ધ તીર્થમાથી અતિરિક્ત જાતિસ્મરણ આદિ જ્ઞાનથી મોક્ષમાર્ગ પ્રાપ્ત કરી જે સિદ્ધ થાય તે અતીર્થ છે ઋષભાદિક મહાવીર તીર્થંકર સિદ્ધ થયા તે તીર્થંકર સિદ્ધ એમના શિષ્ય પ્રશિષ્ય સિદ્ધ થયા તે અતીર્થંકર સિદ્ધ છે. પૂર્વભવના પૂર્ણ સસ્કારથી વિશિષ્ઠ ખુદના જ્ઞાનથી યથાર્થ તમામ પદાર્થોનો બોધ થયો તેઓ સ્વયબુદ્ધ સિદ્ધ કોઇ પદાર્થનુ નિમિત્ત મળવાથી, એનો યથાર્થ વિચાર કરી જેને બોધ થયો તે પ્રત્યેક બુદ્ધસિદ્ધ છે ગુરુ પરપરાથી બોધ થયો તેઓ બુદ્ધબોધી સિદ્ધ છે કામ ક્રોધાદિની વાસનાથી રહિત સ્રયાકાર, પુરુષાકાર, નપુસકાકાર, ( લિંગ )થી જે

વિકાસ ક્રમાનુસાર એની પાચ ઇન્દ્રિય (સ્પર્શ, રસના, ઘ્રાણ, ચક્ષુ અને શ્રુતેન્દ્રિય-કાન) છે આ પાચ સજ્ઞી અને પાચ અસજ્ઞી એમ બે ભેદ, અને એથી કુલ દશ ભેદ બને છે. એ પણ પર્યાપ્તિ અને અપર્યાપ્તિના ભેદને લીધે વીસ ભેદ બને છે આમ તીર્યંચ પચેન્દ્રિયના ૨૦ ભેદ છે.

જેના મનનો વિકાસ થયો છે તે સજ્ઞી જીવ છે, અને જેના મનનો વિકાસ નથી થયો તે અસજ્ઞી જીવ છે સજ્ઞી તિર્યંચ પચેન્દ્રિયમા પર્યાપ્તિ ૬ છે ( આહાર, શરીર, ઇન્દ્રિય, શ્વાસોચ્છવાસ, ભાષા અને મનપ્રાણ ) એમા પ્રાણ દસ ( પાચે ઇન્દ્રિયોના પાચ બલપ્રાણ, મનબલપ્રાણ, ભાષા બલપ્રાણ, કાયાબલપ્રાણ, શ્વાસોચ્છવાસ બલપ્રાણ અને આયુષ્યબલપ્રાણ ) છે અસજ્ઞી તિર્યંચ પચેન્દ્રિય જીવમા પર્યાપ્તિમાં પાચ પર્યાપ્તિ છે, એક મન પર્યાપ્તિનો અભાવ છે અને પ્રાણોમાથી નવ પ્રાણ છે, એક મનબલપ્રાણનો અભાવ છે

૨૨ એકેન્દ્રિયના, ૬ વિકલેન્દ્રિયના, અને ૨૦ તિર્યંચ પચેન્દ્રિયના, આ પ્રકારે તિર્યંચના કુલ ૪૮ ભેદ છે માસ ભક્ષણ કરનારની ગતિ નરક હોય છે. તેથી તે જીવોને નારકી (જીવ) કહેવામા આવે છે સાત સ્થલ ભેદથી એના સાત ભેદ છે અને પર્યાપ્ત અને અપર્યાપ્ત હોવાથી નારકીના ૧૪ ભેદ થાય છે એમા છ પર્યાપ્તિ છે અને દસના દસ પ્રાણ છે,

જીવાત્માની વિનયાદિ પ્રકૃતિથી મનુષ્યગતિ થાય છે. મનુષ્યના ત્રણસો ત્રણ ભેદ હોય છે

(અસિ) તલવાર આદિ શસ્ત્ર (મસિ) કલમ આદિથી વ્યાપાર, (કસી) કોદાળી આદિ ખેતીકામના ઓજાર અસિ, મસી, કસીથી વ્યાપાર કરનારને કર્મભૂમિ મનુષ્ય કહેવામા આવે છે પાચ ભરત, પાચ ઐરાવત, અને ૫ મહાવિદેહ એમ ૧૫ ક્ષેત્ર ભેદથી ૫દર કર્મભૂમિ મનુષ્ય છે અસિ, મસી, કસીના વ્યાપાર રહિત મનુષ્ય છે તેઓને "અકર્મભૂમિ" કહે છે પાચ હેમવય, ૫ હરન્યવય, પાચ હરિવાસ, પાચ રમ્યકવાસ, ૫ દેવકુરુ, ૫ ઉત્તરકુરુ આ ત્રીસ ક્ષેત્રભેદમા પેદા થવાને લીધે 'ત્રીસ' અકર્મભૂમિ કહેવામા આવે છે લવણસમુદ્ર સાથે જોડાયેલ ચૂલ હિમપર્વત અને શિખરી પર્વતની દાઢ રુપ (બેટ) દ્વીપોમા પેદા થયેલ હોવાથી તે મનુષ્ય અન્તરદ્વિપ કહેવાય છે એના છપ્પન ભેદ છે ૧૫ કર્મભૂમિ, ૩૦અકર્મભૂમિ, ૫૬ અતરદ્વિપ, એ માતાપિતાના સયોગથી ગર્ભદ્વારા ઉત્પન્ન થયેલ હોવાથી ગર્ભજ, સજ્ઞી, ૫ ચેન્દ્રિય મનુષ્ય કહેવાય છે વિકાસક્રમ મુજબ પાચ ઇન્દ્રિયો છે, દસ પ્રાણ છે,છ પર્યાપ્તિ પૂર્ણ થવાથી એ ૧૦૧ પર્યાપ્ત અને છ પર્યાપ્તિ પૂર્ણ થવાથી એ ૧૦૧ અપર્યાપ્તિ કહેવાય છે પર્યાપ્ત અને અપર્યાપ્ત ૨૦૨ મનુષ્ય સજ્ઞી (ગર્ભજ) ૫ચેન્દ્રિય છે એમા મળમૂત્રાદિમા પેદા થનાર અસજ્ઞી (સમૂર્ચ્છિમ) ૫ચેન્દ્રિય મનુષ્ય કહેવાય છે આ સમૂર્ચ્છિમ મનુષ્યોમા છ પર્યાપ્તિ પૂર્ણ ન હોવાથી ૧૦૧ અસજ્ઞી સમૂર્ચ્છિમ ૫ચે-ન્દ્રિય મનુષ્ય કહેવાય છે ૨૦૨ ગર્ભજના, ૧૦૧ સમૂર્ચ્છિમના કુલ ૩૦૩ ભેદ મનુષ્ય ૫ચેન્દ્રિયના છે મનુષ્યોની વિષ્ઠામા, મૂત્રમા, કફમા, નાકમા, શ્લેષ્મમા, વમનમા, પિત્તમા, લોહીમા, પૂતિમા, વીર્યમા, સુકુવીર્ય ફરીવાર ભીનું પરૂ થવાથી નર

વિકાસ ક્રમાનુસાર એની પાચ ઇન્દ્રિય (સ્પર્શ, રસના, ઘ્રાણ, ચક્ષુ અને શ્રુતેન્દ્રિય-કાન) છે આ પાચ સજ્ઞી અને પાચ અસજ્ઞી એમ બે ભેદ, અને એથી કુલ દશ ભેદ બને છે. એ પણ પર્યાપ્તિ અને અપર્યાપ્તિના ભેદને લીધે વીસ ભેદ બને છે આમ તીર્યંચ પચેન્દ્રિયના ૨૦ ભેદ છે

જેના મનનો વિકાસ થયો છે તે સજ્ઞી જીવ છે, અને જેના મનનો વિકાસ નથી થયો તે અસજ્ઞી જીવ છે સજ્ઞી તિર્યંચ પચેન્દ્રિયમા પર્યાપ્તિ ૬ છે ( આહાર, શરીર, ઇન્દ્રિય, શ્વાસોચ્છવાસ, ભાષા અને મનપ્રાણુ ) એમા પ્રાણુ દસ ( પાચે ઇન્દ્રિયોના પાચ બલપ્રાણુ, મનબલપ્રાણુ, ભાષા બલપ્રાણુ, કાયાબલપ્રાણુ, શ્વાસોચ્છવાસ બલપ્રાણુ અને આયુષ્યબલપ્રાણુ ) છે અસજ્ઞી તિર્યંચ પચેન્દ્રિય જીવમાં પર્યાપ્તિમા પાચ પર્યાપ્તિ છે, એક મન પર્યાપ્તિનો અભાવ છે. અને પ્રાણુમાથી નવ પ્રાણુ છે, એક મનબલપ્રાણનો અભાવ છે

૨૨ એકેન્દ્રિયનાં, ૬ વિકલેન્દ્રિયના, અને ૨૦ તિર્યંચ પચેન્દ્રિયના, આ પ્રકારે તિર્યંચના કુલ ૪૮ ભેદ છે માસ ભક્ષણ કરનારની ગતિ નરક હોય છે. તેથી તે જીવોને નારકી (જીવ) કહેવામા આવે છે સાત સ્થલ ભેદથી એના સાત ભેદ છે અને પર્યાપ્ત અને અપર્યાપ્ત હોવાથી નારકીના ૧૪ ભેદ થાય છે એમા છ પર્યાપ્તિ છે અને દસના દસ પ્રાણ છે,

જીવાત્માની વિનયાદિ પ્રકૃતિથી મનુષ્યગતિ થાય છે. મનુષ્યના ત્રણસો ત્રણ ભેદ હોય છે

(અસિ) તલવાર આદિ શસ્ત્ર (મસિ) કલમ આદિથી વ્યાપાર, (કસી) કોદાળી આદિ ખેતીકામના ઓજાર અસિ, મસી, કસીથી વ્યાપાર કરનારને કર્મભૂમિ મનુષ્ય કહેવામા આવે છે પાચ ભરત, પાચ ઐરાવત, અને ૫ મહાવિદેહ એમ ૧૫ ક્ષેત્ર ભેદથી ૫દર કર્મભૂમિ મનુષ્ય છે અસિ, મસી, કસીના વ્યાપાર રહિત મનુષ્ય છે તેઓને "અકર્મભૂમિ" કહે છે પાચ હેમવય, ૫ હરન્યવય, પાચ હરિવાસ, પાચ રમ્યકવાસ, ૫ દેવકુરુ, ૫ ઉત્તરકુરુ આ ત્રીસ ક્ષેત્રભેદમા પેદા થવાને લીધે 'ત્રીસ' અકર્મભૂમિ કહેવામા આવે છે લવણસમુદ્ર સાથે જોડાયેલ ચૂલ હિમપર્વત અને શિખરી પર્વતની દાઢ રુપ (બેટ) દ્વીપોમા પેદા થયેલ હોવાથી તે મનુષ્ય અન્તરદ્વિપ કહેવાય છે એના છપ્પન ભેદ છે ૧૫ કર્મભૂમિ, ૩૦અકર્મભૂમિ, ૫૬ અતરદ્વિપ, એ માતાપિતાના સયોગથી ગર્ભદ્વારા ઉત્પન્ન થયેલ હોવાથી ગર્ભજ, સજ્ઞી, ૫ ચેન્દ્રિય મનુષ્ય કહેવાય છે વિકાસક્રમ મુજબ પાચ ઇન્દ્રિયો છે, દસ પ્રાણ છે,છ પર્યાપ્તિ પૂર્ણ થવાથી એ ૧૦૧ પર્તાપ્ત અને છ પર્યાપ્તિ પૂર્ણ થવાથી એ ૧૦૧ અપર્યાપ્તિ કહેવાય છે પર્યાપ્ત અને અપર્યાપ્ત ૨૦૨ મનુષ્ય સજ્ઞી (ગર્ભજ) ૫ ચેન્દ્રિય છે એમા મળમૂત્રાદિમા પેદા થનાર અસજ્ઞી (સમૂચ્છિંમ) પંચેન્દ્રિય મનુષ્ય કહેવાય છે આ સમૂચ્છિંમ મનુષ્યોમા છ પર્યાપ્તિ પૂર્ણ ન હોવાથી ૧૦૧ અસજ્ઞી સમૂચ્છિંમ ૫ ચેન્દ્રિય મનુષ્ય કહેવાય છે ૨૦૨ ગર્ભજના, ૧૦૧ સમૂચ્છિંમના કુલ ૩૦૩ ભેદ મનુષ્ય ૫ ચેન્દ્રિયના છે મનુષ્યોની વિષ્ઠામા, મૂત્રમા, કફમા, નાકમા, શ્લેષ્મમા, વમનમા, પિત્તમા, લોહીમા, પૂતિમા, વીર્યમા, સુકુ વીર્ય ફરીવાર ભીનુ પરૂ થવાથી નર

નારીના સભોગમા, મૃત કલેવર (શબ)મા, ગટરમા સર્વ અશુચિસ્થાનમા, પશુ, પક્ષી, મનુષ્યના માંસમા, માસ જેવા રગ, ગધ, સ્પર્શ હોય તેવા જ રગ, રસ, સ્પર્શ આકૃતિવાળા અસખ્ય અસજ્ઞી પચેન્દ્રિય જીવ પેદા થાય છે માસ પાકુ હોય કે કાચુ હોય, મીઠુ મરચુ વગેરેથી વઘારેલ હોય કે ન હોય, તો પણ તે તમામ પ્રકારના માસમા અસખ્ય પચેન્દ્રિય જીવ પેદા થાય છે, એ જ પ્રમાણે ભીનુ હાડકુ નસ વગેરેમા પણ અસખ્ય સમૂચ્છિંમ પચેન્દ્રિય જીવ પેદા થાય છે આથી કરીને કોઇપણ જૈન, અહિસાનુ આરાધન કરનાર, કોઇપણ હાલતમા, કોઇ પણ પ્રકારે માસ ભક્ષણ કરી શકતો નથી.

સરાગ સયમ આદિ વૃત્તિથી દેવગતિ પ્રાપ્ત થાય છે. દેવના ૧૯૮ ભેદ છે નીચેના લોકમાં, ભવન આદિ વગેરેમા પેદા થવાથી ભવનપતિ કહેવાય છે તેના ૨૫ ભેદ છે પદર પરમ આધર્મિક હોવાથી તે પરમાધાર્મિક કહેવાય છે તે નરકના જીવોને દુખ આપવા તત્પર હોય છે અસુરકુમારાદિ ૧૦ ભવનપતિના નામથી પ્રસિદ્ધ છે વનોમા ઉત્પન્ન થઇને પ્રાય તીચ્છોં લોકમા રહેનાર વ્યતર જાતિના દેવ કહેવામા આવે છે તેના ૧૬ ભેદ છે તિર્યગ લોકમા ઉર્ધ્વભાગમા રહેનાર દેવોને ‘ જયોતિષી ’ કહેવામા આવે છે ચદ્ર સૂર્ય, ગ્રહ, નક્ષત્ર, અને તારા પાચ અઢાઇ દ્વીપમા ચાલવાના સ્વભાવવાળા હોવાથી તેમને “ ચલજયોતિષી ”, અને અઢાઇ દ્વીપની બહાર એ પાચે જાતિના જયોતિષી નહિ ચાલવાથી “ અચર ” કહેવામા આવે છે આથી જ જયોતિષી દેવના

દસ ભેદ છે ઉર્ધ્વ લોકમા વિમાનોમા પેદા થવાથી "વૈમાનિક દેવ" કહેવામા આવે છે બાર દેવલોક, ત્રણ કિલ્બિષી દેવ છે નવ લોકાતિક દેવ છે નવ ગ્રૈવેયક દેવ છે પાચ અનુત્તર વિમાન દેવ છે આ બધાની સખ્યા ૩૮ છે

૨૫ ભવનપતિ, ૨૬ વ્યન્તર, ૧૦ જ્યોતિષિક, અને ૩૮ વૈમાનિક કુલ વ્યતર ૯૯ ભેદ થયા

દેવમા છ પર્યાપ્તિ હોવાથી એ પર્યાપ્તિ કહેવાય છે. અને છ પર્યાપ્તિ પૂર્ણ ન હોવાથી અપર્યાપ્તિ કહેવામા આવે છે. આમ કુલ દેવના ૧૯૮ ભેદ થાય છે

૧૪ નરકના, ૪૮ તિર્યંચના, ૩૦૩ મનુષ્યના, ૧૯૮ દેવતાઓના, કુલ ૫૬૩ ભેદ સસારી ભાવના થાય છે

' इय जीवमजीवे य, सोच्चा सद्दहिऊण य ।
सव्वनयाणमणुमए, रमेज्ज सजमे मुणी ॥ '

उ स ३६-२४७

ભાવાર્થ—સુખાભિલાષીઓને ઉચિત છે કે, ઉપરોક્ત જ્ઞાની કથિત જીવ અને અજીવના તમામ ભેદ, પ્રભેદને બરાબર સમજે અને સમજીને, એના પર પૂર્ણ શ્રદ્ધા દૃઢપ્રતીતિ લાવીને સર્વ નય (દ્રવ્યાર્થિક, પર્યાયાર્થિક, નિશ્ચય અને વ્યવહાર) નિક્ષેપ (વિચારોનુ વર્ગીકરણ) ને બરાબર સમજી સયમમા મુનિ રમણ કરે એનુ આ બહુ જ સક્ષિપ્ત વિવરણ કર્યું છે કોઈપણ જિજ્ઞાસુને વિશેષ વિસ્તૃત રૂપ જાણવાની ઇચ્છા હોય તે ઉત્તરાધ્યયન, અવાભિગમસૂત્ર, પ્રજ્ઞાપનાસૂત્ર, ઠાણાગ, સમવાયાગ, ચદ્રપ્રજ્ઞપ્તિ, સૂર્યપ્રજ્ઞપ્તિ,

જમ્બૂદ્વીપ પ્રજ્ઞપ્તિ, ઈત્યાદિ અનેક આગમોમાંથી ગુરુ આગળથી જાણી લે તો જીવાજીવનો સમસ્ત બોધ થાય અને 'અહિંસા પરમો ધર્મ' એ સૂત્રનું યથાર્થ પાલન થાય. ઉપરોક્ત સંસારી જીવોના મન, વચન, કાયાથી પ્રાણોનો વિયોગ કરવો તે હિંસા છે તેમની ન હિંસા-અહિંસા છે, અથવા તેઓનું રક્ષણ કરવું તે અહિંસા છે દ્રવ્યપ્રાણો અને ભાવપ્રાણો જે સ્થિતિમાં હોય તે સ્થિતિમાંથી વિપરીત ન કરવા એ અહિંસા છે અને આ અહિંસા ધર્મ વાસ્તવિક ધર્મની પ્રાપ્તિ કરવામાં પરમ સાધનભૂત છે. આ પ્રકારે અહિંસાનું સ્વરૂપ સંક્ષેપમાં બતાવવામાં આવ્યું છે. વિશેષ સ્વરૂપ આચારાંગ, દશવૈકાલિક, ઉત્તરાધ્યયન, સૂત્ર-કૃતાંગ, પ્રશ્ન વ્યાકરણ આદિ જૈનાગમમાંથી જાણીને આત્માનું કલ્યાણ કરો

## અહિંસાનો મૂળસિદ્ધાંત

હે પાઠકો! હવે અત્રે હું અહિંસાના મૂળસિદ્ધાંતોનો ઉલ્લેખ કરવા ચાહું છું કેમકે—જનકલ્યાણને માટે તીર્થંકરોએ-'અહિંસા પરમો ધર્મ' નું મૌલિક વિધાન કર્યું છે અને સાધક મુમુક્ષને ખાસ પ્રથમ જીવનમાં અહિંસાનું જ પાલન કરવું પડે છે એના વિના જીવ, દેહ કલેવર બરોબર છે. અહિંસામય જીવન જ સાચું જીવન છે

'तत्थिम पढम ठाण, महावीरेण दोसिअं।
अहिंसा निउणा दिट्ठा, सव्वभूएसु संजमो ॥ १ ॥
जावंति लोए पाणा, तसा अदुव थावरा।

ते जाणमजाण वा न हणे णो विघायए ॥१०॥
सव्वे जीवा वि इच्छंति, जीविउ न मरिज्जिउ ।
तम्हा पाणिवह घोर निग्गथा वज्जयति ण ॥ ७७ ॥
दश वैका अ ६

**ભાવાર્થ**—જિનશાસનમા સાધકોને માટે મહાવીર દેવે સર્વ પ્રથમ અહિંસાનુ સાધન બતાવ્યુ છે સર્વ ભૂતોમાં પ્રાણી સાથ સયમપૂર્વક વર્તવુ, એ જ ઉત્તમ પ્રકારની અહિસા છે અહિસાનો ઉપાસક સયમી ન રહે તો તે આ અહિસાનુ યથોચિત પાલન કરી શકતો નથી આપણા મન, વચન, કાયા પર જ્યા જ્યા સયમનો રગ ચઢતો જાય છે ત્યા ત્યા સાધક અહિસામા આગે ને આગે પ્રગતિ સાધતો જાય છે એવા અહિસાના સિદ્ધાતને સેવનારને, ભગવાન મહાવીરે પૂર્ણ અનુભવી કહ્યો છે ૯

અહિસાનો સાધક તમામ (ત્રણ લોકમા) ત્રસ પ્રાણીઓની અને સ્થાવર પ્રાણીઓની, તમામ પર્યાયોને જાણતા કે અજાણતા, હિસા કરે નહિ, ન બીજાની પાસે હિસા કરાવે કે ન હિસા કરવાવાળાને અનુમોદન આપે (૧૦)

હિસા શા માટે ન કરવી ? તેનુ યથાર્થ કારણ બતાવવામા આવે છે નાના મોટા બધા જ પ્રાણીઓ જીવવાનુ ચાહે છે, કોઇપણ જીવ મરવા ઇચ્છતો નથી આથી કરીને પ્રાણીઓની હિસા કરવી એ ભયકર પાપ સ્વરૂપ છે આથી નિર્ગ્રંથ પુરુષ હિસાનો પરિત્યાગ કરે અને સપૂર્ણ રીતે અહિસાનુ પાલન કરે, એમ કરી પોતાનુ જીવન અહિસામય બનાવે જેથી કરીને વાસ્તવિક સુખ મળે

'एवं खु णाणिणो सार, ज न हिंसइ किंचणं ।
अहिंसा समयं चेव, एतावत वियाणिया ॥ १० ॥
सू प्र अ ११.

**ભાવાર્થ**—જ્ઞાનતત્ત્વ, પાપમાથી નિવૃત્તિ કરવાનુ શીખવે છે એથી જિનશાસનમા નિશ્ચયપૂર્વક કહેવામા આવ્યુ છે કે જ્ઞાની લેશમાત્ર પણ સ્વપરની હિંસા કરતો નથી આ જ મોટામા મોટો સાર છે. અહિંસાને, સર્વજ્ઞોએ મોક્ષ માટે, પ્રથમ ધર્મ ગણ્યો છે, તેમણે કહ્યુ છે કે—

" . णिज्झाइत्तो पडिलेहित्ता पत्तेय
परिणिव्वाणं सव्वेसि पाणाणं सव्वेसिं भूयाण, सव्वेसिं जीवाणं
सव्वेसिं सत्ताण परिणिव्वाण महब्भय. दुःख त्ति वेमि '
आ प्र अ ७ उ ६

**ભાવાર્થ**—સર્વજ્ઞ પરમાત્મા કહે છે કે-અહો ભવ્ય આત્માઓ ! હુ પૂર્ણ અનુભવથી કહુ છુ કે બેદ્રિયાદિ સર્વ પ્રાણી, વનસ્પતિ આદિ સર્વ ભૂત, પચેન્દ્રિયાદિક સર્વ જીવ અને પૃથ્વી આદિ સર્વ સત્ત્વ, એ બધાને સુખ પ્રિય છે, દુ ખ અશાતા અપ્રિય છે એમની હિંસા એ મહાભય કરવાવાળી છે આથી આલોચના, વિચાર કરી, જોઇ સમજીને કોઇ, કોઇ પ્રકારની હિંસા કરે નહિ જે કોઇ છ કાયની, કોઈ પ્રકારે (પોતાના આયુષ્યના નિર્વાહના માટે, યશ, મહિમા, પૂજાને માટે, સત્કાર, સન્માન માટે, જન્મ મરણુના દુ ખને મિટાવી મુક્ત થવા માટે, શારીરિક, માનસિક કષ્ટ નિવારણુ માટે) હિંસા કરે છે, બીજા પાસે હિંસા કરાવે છે

કે હિંસાના કાર્યને અનુમોદન આપે છે, તેને માટે (છ કાયની હિંસાના આરંભથી) કોઇ દી' કોઇ પણ પ્રકારનું હિત થતું નથી, પરંતુ અહિત થાય છે અને હિંસા એ એને માટે અબોધનું કારણ છે (ભાવિમાં તે સહજ જ્ઞાન પ્રાપ્ત કરી શકતો નથી) એટલુજ નહિ પરંતુ 'एस खलु गथे एस खलु मोहे, एस खलु मारे, एस खलु णिरये"

आ प्र अ ३७।

હે ભવ્ય! હિંસા એ આ આઠ કર્મોની ગ્રંથિ છે મોહ, માર, અને નરકનો સંબંધ ધરાવે છે એથી ઉપરોક્ત કથન નિશ્ચયથી લાગુ પડે છે એથી શાસ્ત્રકારોને (एसखलु) શબ્દનો ઉપયોગ કર્યો છે

'त परिण्णाय मेहावी णेव सय छज्जीवणि काय-सत्थ समारंभेज्जा, णेवन्नेहिं छज्जीवणिकायसत्थ समा-रमावेज्जा, णेवन्ने छज्जीवणिकायसत्थ समारमंते सयणु जाणेज्जा; जस्सेते छज्जीवणिकाय समारया सत्य परिण्णाया भवति से हु मुणी परिण्णाय कम्मेत्ति बेमि'

आ प्र अ १ ३ ७

**ભાવાર્થ**—સર્વજ્ઞ પ્રભુનું ઉપરોક્ત કથન બુદ્ધિપૂર્વક સમજી જાણીને, તે પર શ્રદ્ધા કરીને, આ છ જીવની હિંસા સ્વરૂપ આરંભ, સમારંભનો, શસ્ત્રો દ્વારા હિંસા કરો નહિ, ન કોઇની પાસે કરાવો કે હિંસા કરનારને સારો ગણો નહિ, તેજ હિંસાથી દૂર રહેનાર શુદ્ધ સંયમી સાચો સાધુ છે,

તે જ સંપૂર્ણ તત્ત્વોને જાણુવાવાળો છે. અને તે જ વાસ્તવિક સુખ પ્રાપ્ત કરી શકે છે

**"णत्थि कालस्स णागमो, सव्वे पाणा पियाउया, सुहसाया, दुक्खपडिकूला, अप्पियवहा, पियजीविणो, जीविउकामा, सव्वेसिं जीवियं पियं"**

**आ प्र म २३-३.**

**ભાવાર્થ**—સર્વજ્ઞ ભગવાન ફરમાવે છે કે જીવનમાં કાળ અવશ્ય આવશે જ એથી જ્યા સુધી આયુષ્યનો અંત ન આવે ત્યાસુધી સર્વ જીવો પ્રત્યે દયા સેવો, કેમકે સર્વ પ્રાણીઓને સુખ ઘણુ પ્રિય છે, તેઓ તેને (સુખને) ચાહે છે દુ:ખ અપ્રિયકારી અને પ્રતિકૂલ છે, એથી કોઇ તેને ચાહતુ નથી તેની હિંસા-વધ થાય તે તેને ગમતુ નથી. પોતાનુ જીવન પોતાને પ્રિય છે.

**'से वेमि जे य अतीता, जे य पडुपन्ना, जे य आगमिस्सा. अरहंता भगवन्तो, ते सव्वे वि एवमाइक्खति, एवं भासंति, एवं पण्णवेति, एवं परूवेंति सव्वेभूया, सव्वे जीवा, सव्वे सत्ता, ण हंतव्वा, ण अज्जावयेव्वा, ण परिघेतव्वा. ण परितायेव्वा, ण किलामेयव्वा, ण उद्दवेयव्वा, एस धम्मे, सुद्दे, णितिए, सासए समच्चलाए खेयन्नेहिं पवेइए'**

आ प्र श्र अ ४ उ. १

**ભાવાર્થ**—શિષ્યને ગુરુદેવ કહે છે કે અતીત અનંત કાલ પહેલા અરિહંત ભગવાન થયા એમણે, વર્તમાનકાળમા

પણ અરિહંત ભગવાન છે તે પણ, ભવિષ્યમાં પણ અનંતકાલ સુધી અરિહંત થતા રહેશે તે, સર્વેએ નિસંશય થઈને કહ્યું વ્યાખ્યાન આપ્યા, ભાષણ કીધા, પ્રરૂપણ કર્યું: કે ભવ્યજીવો ! સર્વ પ્રાણ, ભૂત, જીવ સત્વને મારો નહિ. તેમના પર પ્રહાર કરો નહિ, ઘાત કરો નહિ, પરિતાપ આપો નહિ તેમને રંજ ઉત્પન્ન કરો નહિ અથવા તેમને કોઈપણ પ્રકારે ઉદ્વેગ આપો નહિ આજ " **अहिंसा परमो धर्म** " સત્ય છે, શુદ્ધ છે, નિત્ય છે, શાશ્વત છે, લોકના દુઃખને યથાર્થ સમજીને, કષ્ટને જાણીને ઉપરોક્ત કથન સર્વજ્ઞે કહ્યું છે

**'अज्झत्थ सव्वओ सव्वं, दिस्स पाणे पियायए ।**
**न हणे पाणिणो पाणे भयवेराओ उवरए ॥ ७ ॥'**

उ अ ६

ભાવાર્થ—આપણા આત્માની બરોબર સર્વ જીવોને માનીને (અર્થાત્ જેમ આપણને આપણો પ્રાણ પ્રિય છે, તેમ બીજાઓને પણ તેમનો પ્રાણ પ્રિય છે, એમ સમજીને) ભય તથા વેરથી વિરક્ત આત્મા કોઈ જીવની હિંસા કરે નહિ, કરાવે નહિ અને હિંસા કરનારને પણ સારો ગણે નહિ

'इम च सव्वजगजीवरक्खणदयट्ठयाए पावयण भगवया सुकहियं, अत्तहियं पेच्चाभावियं, आगमेसि, भद्दं सुद्ध नेयाउय अकुडिल अणुत्तर सव्वपावाण विउसमणं ॥"

प्रश्न व्याकरण अ ६ सू ७

ભાવાર્થ—આ અહિંસા ભગવતીનું, સર્વ જગતના

જીવોની રક્ષાને માટે, ભગવાન મહાવીર પ્રવચન (દ્વાદશાગી) કર્યું છે એથી આત્માનુ સર્વ પ્રકારે હિત થાય છે. જન્મ, જન્માન્તરે ભદ્ર કલ્યાણ થાય છે અહિંસા સર્વદોષ રહિત, અકુટિલ, સરલ, સર્વમા પ્રધાન અને અનેક પ્રકારના દુ ખો આપનાર પ્રાણાતિપાતાદિ પાપને નષ્ટ કરવાવાળી છે.

## સયમ અસયમ

સયમ અને અસયમનુ યથાર્થ સ્વરૂપ એટલુ વિશાળ છે કે એને આ નાના લેખમા લખવુ, એ સાગરને ગાગરમા સમાવવા બરોબર છે તો પણ સક્ષિપ્તમા જણાવુ છુ

સયમ—“ **यम उपरमे** ” યમ ધાતુ ઉપરમણ અર્થમા વપરાયો છે મુમુક્ષ મોક્ષાર્થીને માત્ર આત્મતત્ત્વમા રમણ કરતા રહેવુ, એ અવસ્થાનુ નામ સયમ છે, અર્થાત્ આત્મ તત્ત્વ સિવાય અનાત્મ તત્ત્વમાથી વિરમણ કરીને ( निवृत्त થઇને ) આત્મામા ચાલવુ, એ સયમ શબ્દનો પર્યાય શબ્દ ‘ **चरण** ’ ચારિત્ર છે ચારિત્રનો અર્થ પણ આજ થાય છે કે બહિરાત્મામાથી નીકળીને અ તરાત્મામા ચાલવુ ,કહ્યુ છે કે—

‘ **एयं चयरित्तकर, चारित्त होइ आहिय** ’

उ अ २८ गा ३३

‘ **चारित्तण निगिण्हाइ** ’

उत्त अ २८ गा ३५

| | |
|---|---|
| સારાશ—ચારિત્ર | चय—કર્મસગ્રહ<br>रित्त—ખાલી<br>कर—કરો |

એટલે કે કર્મ ખજાનો ખાલી કરો, આત્મસ્વરૂપમા

રમણ કરે અસયમ ભાવથી પ્રતિસમય નવા કર્મોનો જથ્થો આવ્યે જાય છે એને રોકવાવાળુ ચારિત્ર છે, સયમ છે એ માટે ભગવાને જે એનુ સ્વરૂપ બતાવ્યુ છે તેને વિસ્તારથી પૂરેપૂરૂ અહી બતાવવુ અશક્ય છે તો પણ અહી માત્ર ચારિત્રના (સયમના) ખાસ મુદ્દાઓ બતાવવા ઉચિત છે.

'चरणविहिं पचक्खामि जीवस्स उ सुरावहे ।
ज चरित्ता वहुजीवा तिण्णा संसार सागर ॥१॥

उत्त अ ३१ गा ७

ભાવાર્થ—જીવાત્માને આત્યાતિક સુખ આપનાર ચારિત્ર (સયમ) નુ, સમ્યક્ ભાવથી આચરણ કરીને અનેક જીવાત્મા સસાર સાગરને પાર ગયા છે તે ચારિત્ર્યની વિધિ કહુ છુ તે ધ્યાનપૂર્વક સાભળો

સયમની વિધિ અને પ્રકાર ઘણા છે જીજ્ઞાસુઓને એ બધુ જાણવાની ઇચ્છા હોય તો દશવૈકાલિક, ઉત્તરાધ્યયન, ભગવતી વગેરે સિદ્ધાતો ગુરુ સમક્ષ ભણે, જેથી એ વસ્તુ બરોબર સમજાશે એમ કરવાથી સાચી વસ્તુ સ્પષ્ટ થશે

અહી તો માત્ર અહિસા સહિત અનિવાર્ય સયમનો થોડા સ્વરૂપમા બતાવવા માગુ છુ

'पचाश्रवविरमणः, पचेन्द्रियनिग्रहः, चतुःकषायजयः दण्डत्रयविरतिश्चेति सप्तदशभेदः '

दशवैका टाका, गा ६

પ્રિય પાઠકો ! ઉપરોક્ત સયમનુ, મોક્ષાર્થીઓ માટે જે વિધાન બતાવવામા આવ્યુ છે તે એટલુ તો રોચક ને વિશાળ છે કે જેનુ સપૂર્ણ બ્યાન કરવુ એ અમારા જેવા સત્વહીન ને અલ્પજ્ઞો માટે મુશ્કેલ છે, તો પણ પ્રકરણની પૂર્તિ માટે હુ થોડુ લખુ છુ

પ્રથમાશ્રવહિંસા—

' पाणवहो नाम एस निच्च जिणेहिं भणिओ पावो, चडो, रुद्दो खुद्दो, साहसिओ, अणारिओ, निग्घिणो, निस्संसो, महब्भओ, अतिभयो, वीहणओ, तासणओ, अणज्जो, उव्वेणउय, णिरय, वयकखो, णिद्धम्मो, णिप्पिवासो, णिक्कलुणो, णिरयवासगमण, निधणो, मोह महभय, पयट्टओ, मरणवेमण सो पढम अहम्मदारं '

प्रश्न व्याकरण, प्र॰ आश्रव अ १

ભાવાર્થ—શ્રી જીનેશ્વર ભગવાને આ પ્રાણુવધ આશ્રવને હમેશા પાપકારી ગણાવ્યો છે અર્થાત્ પ્રાણુવધ રૂપ આશ્રવના કર્તાને પાપ પ્રકૃતિનુ બધન થાય છે. ચડ, ક્રોધનુ કારણ રૌદ્ર, ભયકર, ક્ષુદ્ર, દ્રોહકર્તા, સાહસિક, વિચાર વિહીન કાર્ય કરનાર, અનાર્ય મ્લેછાદિ વગેરેની પ્રવૃત્તિ કરનાર, નિઘૃણુ પાપની દુર્ગન્છા વિનાના, નૃશસ–ક્રૂર અથવા સૃગરહિત મહાભયકારી, પ્રતિભય–અન્ય પ્રાણીઓને ભય ઉપજાવનાર, અતિભય મરણાતિક ભય કરનાર, ભયાનક પ્રાણિમાત્રને ભયનુ સ્થાન અન્યાયકારી ઉદ્વેગ

કરનાર, પરલોક પ્રત્યે અપેક્ષા રહિત, શ્રુતચારિત્રાદિ ધર્મથી રહિત, આત્મસુખની પિપાસા સ્નેહ રહિત, દયા કરુણા રહિત, અતમા–નરકમા લઇ જતા, મોહ અને મહાભયના કર્તા, પ્રાણ ત્યાગરૂપ દીનતાના ઉત્પાદક, આવા આવા અનેક દુર્ગુણવાળા આત્માની સાથ, વિભાવિક અનાત્મના તત્વોના આગમનરૂપ પ્રથમ આશ્રવનો ત્યાગ સાધકને માટે આવશ્યક છે એને હિંસાશ્રવરહિત સયમ જાણવો

' वितिय च अलियवयण, लहुग, लहुचचलमणिय ।

मयंकर, दहकर, अयसकर, वैरकर, अरति–रति–राग दोस मणसे किलेस वियरणं अलिय निवडिसाति जोय बहुल नीयजणं निसेविय, निसंस, अपच्चयकारक, परम साहुगरहणिज्ज, परपीडाकारक, परमकण्हलेसासहिय, दुग्गतिविणियाय, वड्ढणं भव पुणभवकर, चिरपरिचित–मणुगय, दुरतकिच्चियं, वितिय अधम्मदारं '

प्र व्या २ द्वार

ભાવાર્થ—શ્રી જીનેશ્વર ભગવાને, આ મૃષાવાદ આશ્રવનો સાધકે પરિત્યાગ કરવો, એમ કહ્યુ છે કેમકે આ અસત્ય વચન, મૃષાવાદ, ગુણ અને ગૌરવરહિત હોવાથી સદા નાનો છે, ચપલ (તોછડા) પુરૂષ બોલે છે, ભયકારક છે, દુખકારક છો અને અપયશ દેવાવાળો છે, આત્મધર્મમા અરતિ (આનદ નહિ તે) અનાત્મક અધર્મમા રતિ (આનદ અપાવનાર) માનેલા ઇષ્ટ પ્રત્યે રાગ, માનેલા અનિષ્ટ ઉપર

દ્વેષ ઉપજાવે છે મનને સંકલેશકારી છે શુભ ફલરહિત અને માયાના (બીજાને ઠગવું) આવરણરૂપ છે. અર્થાત્ દોષ છુપાવનાર, અવિશ્વાસના સ્થાનક વ્યાપાર છે નીચ પુરૂષોએ એનો સ્વીકાર કર્યો છે દુર્ગચ્છા અર્થાત્ ઘૃણા રહિત છે, અપવિત્ર છે, અપ્રતીત કરનાર છે, ઉત્કૃષ્ટ નિંદાને પાત્ર છે, સારા સારા સાધુસંતોથી નિંદ્ય છે પરમ પીડાકારક છે ઉત્કૃષ્ટ કૃષ્ણલેશ્યાથી યુક્ત છે, દુર્ગતિમાં લઈ જનાર છે ભવ પુનર્ભવ ઉત્પન્ન કરનાર છે અથાત્ સંસારમાં પરિભ્રમણ કરાવનાર છે લાબા સમયથી પરિચિત તથા પરંપરાથી ઘણા વખત સુધી આવવાવાળો છે અન્તે દુઃખરૂપ પરિણામ ઉપજાવનાર છે આવા અનેકાનેક દુર્ગુણોના, આત્માની સાથ, વિભાવક અનાત્મ તત્ત્વોના આગમનરૂપ બીજા આશ્રવનો ત્યાગ સાધકને માટે આવશ્યક છે આને મૃષાવાદનો આશ્રવરહિત સંયમ જાણવો.

'जम्बु ! ततीय च अदत्तादान, हरदो दहमवक लुसं भासण परसति, गहिज्ज लोममूल काङविसमसंसिय अहोत्थिण तम्हा परत्थाण पत्थो अकीत्तिकरणं अणिज्जं छिद्दमतरं विधुरवसणं मग्गगउस्सवमत्त पमत्ता, पसूत्तवंचणक्खिवण घायणं परणिहुय परिणामतकरजण वहुमयं अकलुण रायपुरिस रक्खिय, सया साहुगरहणिज्जं, पियजण, मित्तजण, भेदविप्पोतिकारग, रागदोसवहुल, पुणो य ओपुरसमर संगामडमरकलिकलहवहकरणं, दुग्गति त्ति णि–

चायवड्ढणमवपुणमवकर चिर परिचिय अणुगय दुरंत
तइय अहम्मदार '

प्र ३ द्वार

ભાવાર્થ—શ્રી જીનેશ્વર ભગવાને આ ગદત્તાદાન (ચોરી) આશ્રવને, સાધકોને માટે પરિત્યાજ્ય કહ્યો છે કેમકે—અદત્ત, વસ્તુના માલિકે નહિ આપેલી વસ્તુને ગ્રહણ કરવી તે સતાપ ઉપજાવનાર, ચિત્તને દાહ આપનાર, મરણ ભય, ત્રાસને પેદા કરનાર, પારકા ધન પ્રત્યે લાલચુ બનાવનાર, લોભના મૂળ સમાન, કાળ મધ્યરાત્રીમા ભ્રમણ કરાવનાર, પર્વતાદિકમા ભમાવનાર અધોગતિમા લઇ જનાર, સતોષ ગુણ વગેરે પેદા ન થવા દેનાર, વારવાર અહિત કરાવનાર, અપકીર્તિ કરાવનાર, અન્ય દુષ્ટ જનોના પણ છીદ્ર જોનાર, તે દુષ્ટોનુ કર્તવ્ય છે અપાયકારક, ઉન્માર્ગની ખોજ કરાવનાર, ઇંદ્ર મહોત્સવાદિકમા મત્ત, પ્રમાદી અને સૂતેલાની ગફલતી જોનાર, પિશુનતાના (ચાડી) કારણ ઠગાઇ, આક્ષેપ, ચિત્ત વિગ્રહના કારણરૂપ ઘાત, ચપલતાને કષાય આદિનુ કારણ ને અનુત્તમ થનાર દયા રહિત કાર્યવાળાની (સાથે સબધ ધરાવનાર) રાજપુરુષોથી રક્ષિત, સાધુપુરુષોથી નિદિત, પ્રિયજનોમા ભેદ કરાવનાર, વિપરીત કારણ લાવનાર, રાગ દ્વેષની વૃદ્ધિ કરનાર ઘણા લોકોના મૃત્યુ થાય તેવા યુદ્ધોને ઉભા કરનાર, આડબર બતાવનાર ક્લેશ, મહાક્લેશ કરાવનાર, પશ્ચાતાપ કરાવનાર, દુર્ગતિમા નાખીને પરિભ્રમણ કરાવનાર, ભવભ્રમણ વધારનાર, બહુ સમયથી આચરણ કરાયેલ, અને દુખરૂપ હોવાથી પાર જવાનુ

મુશ્કેલ બનાવનાર છે આવા આવા અનેકાનેક દુર્ગુણોવાળો, આત્માની સાથ વિભાવક અનાત્મક તત્ત્વોના આગમનરૂપ ત્રીજા આશ્રવનો ત્યાગ સાધકો માટે આવશ્યક લેખાયો છે આ અદત્તાદાન આશ્રવથી રહિત સયમ જાણવો

**' जबु ! अबम चउत्थ स देव मणुयासुरस्स लोगस्स पत्थिणिज्ज, पकपणगपासजालभूयत्थीपुरिसनपुसग वेदचिन्ह, तवसजयबभचेरविग्ध भेदायतण बहुप्पमायमूलं कायरकापुरिससेविय सुयणजणवज्जणिज्जं उड्ढ नरयतिरियतिलोगपइट्ठाण जरामरणरागसोगबहुल वहबंधविधायदंसणचरित्तमोहसयहेउभूय चिरपरिचयमणुगय दुरंत चउत्थ अहम्मदार '**

प्रश्न व्या० आश्रवद्वार-४

**ભાવાર્થ**—શ્રી જીનેશ્વર ભગવાને આ અબ્રહ્મચર્ય આશ્રવને સાધકો માટે પરિત્યાજ્ય કહ્યો છે, કારણ કે આ અબ્રહ્મચર્ય (મૈથુન) છે વૈમાનિકદેવ, જ્યોતિષદેવ, મનુષ્ય, અસુર કુમારાદિ ભવનપતિદેવ, વ્યતરદેવ વગેરે એને અધીન છે અર્થાત્ સસારમા ઇન્દ્રાદિકદેવ, દાનવ, એને જીતી શકતા નથી તો પછી મનુષ્યનુ તો કહેવુ જ શુ ? આ અબ્રહ્મ પંક (કાદવ) કર્દમ જેવા કામી પુરુષને ફસાવનાર છે પનગ (સેવાળ) ફૂલણુની જેમ માણસને ડૂબાવી દે તેવુ ચીકણું છે જાળની જેમ ફસાવનાર છે સ્ત્રી, પુરુષ, નપુસકના ચિહ્ન રૂપ છે તપ, સયમ, બ્રહ્મચર્યરૂપ ધર્મમા વિઘ્ન ઉત્પન્ન કરનાર છે ઉપરોક્ત ગુણોના ઉચ્છેદકરૂપ છે મહાન વિષય કષાય નિદ્રા અને વિકથારૂપ પ્રમાદના મૂળરૂપ છે એનું

સેવન કાયર પુરુષ જ કરે છે. શૂરવીર પુરુષ તેનુ સેવન કરતા નથી સજ્જન લોકો તેને નિત્ય વર્જ્ય ગણે છે. નીચા લોક, ઊર્ધ્વલોક અને તિર્છાલોક ત્રણેમા એનુ સ્થાન છે તેની પ્રતિષ્ઠા પણ છે જરા, (વૃદ્ધાવસ્થા) મૃત્યુ, રોગ, શોકની વૃદ્ધિ કરનાર છે વધ, બધન, વ્યાઘાત, મૃત્યુને પ્રાપ્ત કરનાર છે આમ હોવા છતા પણ કામી પુરુષોની લાલસા શાત થતી નથી દર્શન (સમ્યકત્વ) મોહનીય, અને ચારિત્ર્ય મોહનીયને વધારવામા મોટા કારણરૂપ છે ઘણા સમયથી તે પરિચિત છે પરપરાથી ચાલી આવનાર છે તેનો અત અત્યત કષ્ટદાયક છે. આવા આવા અનેક દુર્ગુણોવાળા આત્માની સાથ વિભાવિક અનાત્મતત્ત્વોના આગમન રૂપ ચતુર્થ આશ્રવનો ત્યાગ, સાધકો માટે અનિવાર્ય છે

આ અબ્રહ્મચર્ય (મૈથુન) આશ્રવથી રહિત સયમને જાણવો

'जम्बु ! एत्तो परिग्गहो पचमो नियमाणाणा–मणि कणग–रयण–महरिय परिमल सपुत्तदार परिजणसीहा दासि दासभयगप्पेसगहयगयगोमहिसउट्टखर अयगवेलग सघट्टरहजाणजुगसदणसयणासणवाहण कुवियघणधण्णपाण भोयण अच्छायणगघमफल्लभायणभवनविहि चेव बहुविहीय भरहे नगनगर' निगमजणवयपुरवरदोणमुहखेडकब्बडमडब सयह पट्टण सहरसमडवमडियथिमिय मेथनीय एगच्छत्त–ससागर भुंजिउणवसुह अपरिमिय–मणत्तण्हमणुवाय महिच्छसार निरयमूलो लोभकलिकसायमहक्खधो, चिन्ता

सय निचिय त्रिपुलमालो गारव परिरेल्लियग्गावडवो णियडितया पत्तपल्लवधरो पुप्फफल जस्स कामभोगो आयासविसूरणाकलहपक पियग्गसिहरो नरवइ संपूजितो बहुजणस्स हियपदईओ इमस्स मोक्खवर मोत्ति मग्गस्स फलिहभूतो चरिमं (पंचम) अहम्मदारं '

प्र० व्या० आ० द्वार ५

ભાવાર્થ—શ્રી જીનેશ્વર ભગવાને આ પરિગ્રહ ( મમત્વ મૂર્છારૂપ ) આશ્રવને સાધકને માટે ત્યાજ્ય કહેલો છે–કેમકે– સર્વ કર્મોમાથી મુક્ત થવા માટે જે નિર્લોભ સ્વરૂપ માર્ગ છે, તે માર્ગમા આ પરિગ્રહ અર્ગળા અને વૃક્ષરૂપ છે પરિગ્રહને વૃક્ષની ઉપમા આપીને તેનુ વધુ સ્પષ્ટીકરણ કરવામા આવેલ છે વિવિધ પ્રકારના મણિ, સુવર્ણ, રત્ન, મહામુલ્યવાન પદાર્થો, પુત્ર, સ્રી, પરિજન, દાસી, દાસ, નોકર, પ્રેષક, વગેરે મનુષ્ય, ઘોડા, હાથીઓ, બળદો, ભેસો, ઊંટો, ગધેડાઓ, બકરાઓ વગેરે પશુ, શિબિકા, ગાડા, રથ, પાલખી, વાહન, સગ્રામ (એક પ્રકારનો રથ) વગેરે વાહન, ઘરના ફર્નિચર સામાન વગેરે ભાજન; ધન, ધાન્ય, પાણી, ભોજન, આચ્છાદન, વસ્ર વગેરે કપૂરાદિ ગધ, માળા કુભાદિ ભાજન, ભવનમા વિવિધ પ્રકારની સ્થાવર મિલ્કત (પરિગ્રહ) બહુ પ્રકારના પર્વત, નગર, નિગમ, જનપદ (દેશ) પુર, દ્રોણુ મુખ (વાદરો) ખેડ કર્વટ, મડપ, આશ્રમ, પાટણ વગેરે સહિત પૃથ્વી, પૃથ્વીમા એકજ રાજા હોય, અપરિમિત લક્ષ્મીનો ભોક્તા હોય, અનત પ્રાપ્ત થયેલા દ્રવ્યની રક્ષા

અને અપ્રાપ્ત દ્રવ્યની ઇચ્છામા ઉન્મત બનવુ આવા અનેક પ્રકારની તૃષ્ણા પેદા કરનાર પરિગ્રહને શાસ્ત્રકારોએ ભારરૂપ અને નરકના મૂળ સમાન લેખ્યો છે પરિગ્રહ એ નરકના મૂળભૂત વૃક્ષરૂપ છે તેના સ્કધરૂપ લોભ, ક્લેશ કષાયો છે. પ્રાપ્ત થયેલા દ્રવ્યની રક્ષા કરવાની ચિતા એ એની શાખા રૂપ છે ઋદ્ધિગર્વ, રસગર્વ, સાતાગર્વ, એ ત્રણ ગર્વ, વિસ્તારવાળી પ્રતિશાખાઓ છે માયા કરવી (પરવચકતા) એ એની છાલ છે પાચ ઇંદ્રિયોના ૨૩ વિષય, ૨૪૦ વિકાર, કામભોગ એ અનુક્રમે પાદડા, પલ્લવ અને પુષ્પો રૂપ છે શારીરિક માનસિક દુખ, ક્લેશ, અન્યને રજ પમાડવો એ કપાયમાન શિખર છે આવા મહા પરિગ્રહ રૂપ વૃક્ષની મહાન રાજાઓ પૂજા કરે છે તે ઘણા લોકોને અત્યત પ્રિય છે આ મહાપરિગ્રહ વૃક્ષ મોક્ષપથમા વિઘ્ન કરનાર છે. અર્ગલા સહિત કપાટ સમાન છે આ પાચમો પરિગ્રહ અધર્મ, પાચમુ આશ્રવદ્વાર છે આવા આવા અનેકાનેક દુર્ગુણોવાળા, આત્માની સાથ વિભાવિક અનાત્મ તત્ત્વોના આગમનરૂપ પાચમા પરિગ્રહ આશ્રવનો પરિત્યાગ સાધકોને માટે આવશ્યક છે આ પરિગ્રહ આશ્રવરહિત સયમને જાણવો

ઉપરના પાચે આશ્રવને માત્ર સૂચનારૂપે સક્ષેપમા જ વર્ણવ્યા છે જે જીજ્ઞાસુઓને વધુ જાણવાની ઇચ્છા હોય તેમણે પ્રશ્ન વ્યાકરણાદિ જૈનાગમોમા તે વિશે જોઇ લેવુ

"पच निग्गहणा धीरा"

दश अ० ३ गा ११.

**ભાવાર્થ**—પાચ ઇંદ્રિયો ( કાન, આખ, નાક, જીભ અને ચામડી ) નો નિગ્રહ કરનાર ધીર, સયમી, નિર્ગ્રંથ મુનિ થાય છે. જે જીવાત્મા પાચ ઇન્દ્રિયોના કાબુ નીચે પડેલો છે, તે સમય સમય પર રાગદ્વેષની વૃદ્ધિને પામે છે. અને રાગદ્વેષથી સસારનો ક્રમ આગળ ચાલે છે સસારી જીવને વાસ્તવિક સુખ મળતુ નથી, એથી શ્રુતાદિ ઇદ્રિયોના સયમી મુનિને, વીતરાગી કહેવામા આવે છે.

“ जे इन्द्रियाण विसया मणुन्ना,
न तेसु भावनिसिरे कयाइ ।
नयामणुन्नेसु मण पि कुज्जा,
ममाहिकामे समणे तवस्सी ॥

उत्त अ ३२ गा. २१

**ભાવાર્થ**—મમાધિના ઇચ્છુક તપસ્વી મુનિએ અવશ્ય ઇદ્રિયોનો નિગ્રહ કરવો જોઇએ ઇંદ્રિયોના મનોજ્ઞ વિષયોમા ચિત્તને દોડાવવુ જોઇએ નહિ એના પર રાગ (પ્રેમ) કરવો જોઈએ નહિ અને અમનોજ્ઞ વિષયો પર દ્વેષ કરવો જોઇએ નહિ

“ चक्खुस्स रूवं गहणं वयन्ति,
तं रागहेउं तु मणुन्नमाहु ।
तं दोसहेउ अमणुन्नमाहु.
समो य जो नेसु स वीयरागो ॥

उत्त अ ३२ गा २२

ભાવાર્થ —કૃષ્ણવર્ણાદિ રૂપ એ ચક્ષુ ઇન્દ્રિયનો વિષય છે એમા જે રંગ મનોજ્ઞ છે તે રાગનુ કારણ છે, અને જે અમનોજ્ઞ છે તે દ્વેષનુ કારણ છે આ બન્નેમા (મનોજ્ઞ–અમનોજ્ઞમા) જે સમભાવ રાખે છે તે મહાપુરુષ વીતરાગી કહેવાય છે, આમ મહાપુરુષોએ કહ્યું છે સમભાવ રાખવો એને ચક્ષુ ઇંદ્રિયનો નિગ્રહ ગણવામા આવ્યો છે અને ચક્ષુનો નિગ્રહ કરવો એજ સયમ છે.

सोयस्स सद्द गहण वयन्ति,
त रागहेउं तु मणुन्नमाहु ।
त दोसहेउ अमणुन्नमाहु,
समो य जो तेसु स वीयरागो ॥

उत्त अ ३२ गा ३५.

ભાવાર્થ —શબ્દ એ શ્રોત્રેન્દ્રિય (કાન) નો વિષય છે. મનોજ્ઞ મધુરાદિ શબ્દ રાગનુ કારણ છે અમનોજ્ઞ કઠોર, શબ્દ દ્વેષનુ કારણ છે જે જીવાત્મા આ બન્નેમા સમભાવ રાખે છે તેજ વીતરાગી છે, એમ મહાપુરુષોએ કહ્યુ છે. સમભાવ રાખવો તેને શ્રોત્રેન્દ્રિય નિગ્રહ ગણવામા આવ્યો છે અને એનો નિગ્રહ કરવો તેજ સયમ છે

घाणस्स गन्ध गहण वयन्ति, त रागहेउ तु मणुन्नमाहु ।
त दोसहेउ अमणुन्नमाहु, दोसस्स हेउ अमणुन्नमाहु ॥

उत्त अ ३२ गा ४८.

ભાવાર્થ—ગધ એ ઘ્રાણેન્દ્રિય (નાક)નો વિષય છે.

મનોજ્ઞ સુગંધાદિક રાગનું કારણ છે. અમનોજ્ઞ દુરભિ ગંધ (દુર્ગંધ) એ દ્વેષનું કારણ છે. જે જીવ આ બન્નેમાં સમભાવ રાખે છે તે વીતરાગી છે, એમ મહાપુરુષોએ કહ્યું છે. સમભાવ રાખવો તેને ઘ્રાણેન્દ્રિયનો નિગ્રહ માનવામાં આવ્યો છે અને ઘ્રાણેન્દ્રિયનો નિગ્રહ કરવો તે સંયમ છે.

**जिब्भाए रसं गहणं वयन्ति, त रागहेउं तु मणुन्नमाहु ।**
**तं दोसहेउं अमणुन्नमाहु, समो य जो तेसु स वीयरागो ॥**

**उत्त अ ३२ गा ६१**

**ભાવાર્થ**—તિક્તાદિ (તીખો રસ) રસ રસનેન્દ્રિય (જીભ)નો વિષય છે. જીભ રસને ગ્રહણ કરવાવાળી છે, રસ જીભેથી ગ્રહણ કરી શકાય છે મનોજ્ઞ રસ રાગનું કારણ છે. અમનોજ્ઞ રસ દ્વેષનું કારણ છે. એ બન્ને પર જે સમભાવ રાખે છે તે વીતરાગી છે. એમ મહાપુરુષોએ કહ્યું છે. સમભાવ રાખવાથી રસનેન્દ્રિયનો નિગ્રહ થઈ શકે છે. અને રસનેન્દ્રિયનો નિગ્રહ કરવો તે સંયમ છે.

**कायस्स फासं गहण वयन्ति, त रागहेउ तु मणुन्नमाहु ।**
**तं दोसहेउ अमणुन्नमाहु, समो य जो तेसु वीयरागो ॥**

**उत्त अ ३२ गा ७४**

**ભાવાર્થ**—કર્કશાદિ સ્પર્શ એ સ્પર્શેન્દ્રિય (ત્વચા)નો ગ્રાહ્ય વિષય છે સ્પર્શેન્દ્રિય સ્પર્શની ગ્રાહક છે મનોજ્ઞ સ્પર્શ રાગનું કારણ છે, અમનોજ્ઞ સ્પર્શ દ્વેષનું કારણ છે. એ બન્ને પરત્વે સમભાવ રાખનાર સાચો વીતરાગી છે,

એમ મહાપુરુષોએ કહ્યુ છે. સમભાવ રાખવાથી સ્પર્શેન્દ્રિયનો નિગ્રહ શક્ય બને છે સ્પર્શેન્દ્રિયનો નિગ્રહ તે સયમ છે. પાચે ઇદ્રિયોનુ પ્રેરક મન છે મનને પણ નો ઇન્દ્રિય ગણવામા આવે છે મનનો નિગ્રહ કરવો તે સયમ છે

मणस्स भाव गहण वयन्ति, त रागहेउ तु मणुन्नमाहु।
त दोसहेउ अणुन्नमाहु, समो य जो तेसु स वीयरागो॥

उत्त अ ३२ गा ८७

ભાવાર્થ—શબ્દ, સ્પર્શ, રુપ, રસ, ગધ વગેરેનું અત્યાર સુધી વર્ણન કરવામા આવ્યુ છે એ બધા ભાવ, મનના વિષય છે મન એમને ગ્રહણ કરનાર હોવાથી મનથી ગ્રાહ્ય કહેવામા આવ્યું છે મનોજ્ઞ ભાવ એ રાગનુ કારણ છે અને અમનોજ્ઞ ભાવ એ દ્વેષનુ કારણ છે આ બન્ને પરત્વે સમભાવ રાખનાર સાચો વીતરાગી છે, એમ મહાપુરુષોએ કહ્યુ છે સમભાવ રાખવાથી મનનો નિગ્રહ રાખી શકાય છે મનનો નિગ્રહ કરવો તે સયમ છે

एविन्दियत्था य मणस्स अत्था,
दुक्खस्स हेउ मणुयस्स रागिणो।
ते चेव थोव पि कयाइ दुक्खं,
न वीयरागस्स करेन्ति किंचि॥

उत्त अ ३२ गा १००

ભાવાર્થ—ઇન્દ્રિયોને માટે કે મનને માટે વિષયનું સેવન કરનાર રાગી જીવ માત્ર દુખનુ જ કારણ બને છે.

આ વિષય, વીતરાગી જીવાત્માને લેશ માત્ર દુખ આપી શકતા નથી–અથવા આપી શકશે પણ નહિ. આથી જીનેશ્વર ભગવાને ફરમાવ્યુ છે કે પચેન્દ્રિય અને મનનુ સમભાવથી નિગ્રહ કરવો આવશ્યક છે અને નોઇન્દ્રિયનો નિગ્રહ એ સયમ છે "चतु कषायजय" ક્રોધ માન, માયા, અને લોભ, એ ચાર કષાયોને જીતવા તે સયમ છે કેમકે–ચાર કષાયોનુ પરિણામ જીવાત્મા માટે ઘણુ ભયકર ને દુખદાયક છે જીનેશ્વર ભગવાને કહ્યુ છે કે—

**कोहो अ माणो अ अणिग्गहीआ,**
**माया अ लोभो अ पवड्ढमाणा ।**
**चत्तारि एए कसिणा कसाया,**
**सिंचति मूलाइ पुणब्भवस्स ॥**

**दश वै० अ ८-४०**

**ભાવાર્થ**—વૃક્ષ જેમ પાણીના સિંચનથી વધે છે તેમ દુખમય સસારરૂપ વૃક્ષ પુનર્ભવરૂપ વધે છે અને તેના સિંચનરૂપ ચાર કષાયો ગણાવવામા આવ્યા છે અનિગ્રહિત ક્રોધ, માન તથા પ્રવૃદ્ધમાન માયા અને લોભ એ સપૂર્ણ ચાર કષાય પુનર્ભવ (જન્મ–મરણ) ના સિંચનરૂપ છે અર્થાત્ ચારે કષાયોના સેવનથી જીવાત્મા દુખમય સસારની વૃદ્ધિ કરે છે વારવાર તે જન્મ મરણરૂપ દુખોનો અનુભવ કરે છે

**कोहवसट्टेणं जीवे आउय वज्जाओ सत्तकम्मपगडीओ सिढिलबंधणबद्धाओ, घणियबंधणबद्धाओ, पकरेइ**

हस्सकालठिइयाओ दीहकालठिइयाओ, पकरेइ, मन्दाणु-भावाओ तीव्वाणुभावाओ पकरेइ, अप्पपएसग्गाओ, बहुप्प-एसग्गाओ पकरेइ, आउयंच ण कम्मंसिय बधइ सिय नो बधइ, अस्सायावेयणिज्जचणं कम्म भुज्जो उवचिणइ; अणाइयचणं अणवयग्गं दीहमद्धं चाउरतसंसारकंतार अणु-परियट्टइ एव माणमायालोभे वि ॥

भग० श० १२ उद्दे १

ભાવાર્થ —હે શખ! (હે ગૌતમ) જીવાત્મા, ક્રોધને વશ થઇને, આયુષ્યકર્મને છોડીને, શિથિલ બધથી બધાયેલ સાત કર્મોની પ્રવૃત્તિઓને મજબુત બધથી બાધવાનો પ્રારભ કરે છે અલ્પકાલની સ્થિતિવાળી, દીર્ઘકાળની સ્થિતિ લાવ-નાર યોગ્ય પ્રારભની શરુઆત કરે છે, અલ્પપ્રદેશવાળી બહુ પ્રદેશવાળી કરનાર આરભની શરુઆત કરે છે અને આયુષ્યકર્મ કોઇવાર બાધે છે, કોઇવાર નથી પણ બાધતો અસાતા વેદનીય કર્મને વારવાર એકઠા કરે છે તથા અનાદિ અનત દીર્ઘ માર્ગવાળા, ચાર ગતિવાળા સસારરૂપી અરણ્યમા પર્યટણ કરે છે આ પ્રકારે માન, માયા, લોભમાં ફસાયેલની સ્થિતિ પણ જાણવી જોઇએ

આથી જૈન સાધકોને માટે ચારે કષાયો પર વિજય મેળવવો જરૂરી છે એમના પર વિજય મેળવ્યા વિના સયમ પૂર્ણ થઇ શકતો નથી અને જ્યા સુધી સયમ અપૂર્ણ હોય ત્યા સુધી વાસ્તવિક સુખ કયાથી પ્રાપ્ત થઇ શકે?

આથી જૈન સાધુઓનુ સ્વરૂપ બતાવતા જીનેશ્વર ભગવાને કહ્યુ છે કે—

**परिक्खभासी सुसमाहिइंदिए, चउक्कसायावगए अणिस्सिए।**
**स निद्धुणे धुत्तमल पुरेकड आराहए लोगमिण तहा परं ॥**

दश० वै० अ ७ गा ५७

**ભાવાર્થ**—આત્માને દુષિત કરનાર અને આત્માને નિર્દોષ કરનાર, વચનોની પરીક્ષા કરીને અદુષિત વચન બોલનાર સમસ્ત ઇન્દ્રિયોને પોતાને વશ રાખનાર, સમાધિવન્ત, ક્રોધમાન, માયા અને લોભથી રહિત, અનાસક્ત સાધુ, સયમદ્વારા આવતા નવીન કર્મોને રોકે છે. તથા પૂર્વ સચિત પાપકર્મરૂપ મળને પણ દૂર કરે છે. અને તે શુદ્ધ આચરણ દ્વારા બન્ને લોકોને સિદ્ધ કરે છે.

" चउक्कसायविप्पमुक्का " જૈનમુનિ ચારે કષાયોમાથી ( ક્રોધ, માન, માયા લોભ ) વિમુક્ત બને છે

**उवसमेण हणे कोह माण मद्दवया जिणे ।**
**मायमज्जवभावेण, लोभ सतोसओ जिणे ॥**

दश वै० अ ८–३९

**ભાવાર્થ**—સ્વગુણ પરગુણમા પ્રીતિનો નાશ કરનાર ક્રોધને ઉપશમ (ક્ષમા) થી જીતે છે વિનય (નમ્રતા) ગુણનો નાશ કરનાર અભિમાનને મૃદુતા (કોમળતા) થી જીતવુ જોઇએ જ્ઞાનાદિ ગુણોના અવલબન વિકાસ સ્વરૂપ મિત્રતાનો નાશ કરનાર માયાને સરલભાવથી જીતવી જોઇએ અને સર્વગુણોનો નાશ કરનાર લોભને સતોષથી જીતવો જોઇએ.

અક્રોધભાવ, અમાન, અમાયાભાવ અને અલોભ ભાવથી જ ચારે કષાયોનો અભાવ થાય છે વાસ્તવિક સુખ આપનાર આ સયમ છે

"दण्डत्रयविरतिश्चति" જીવાત્મા નરકાદિ ચતુર્ગતિ ચોવીસ વિભાગો (દડક) મા મન, વચન, કાયારૂપ દડથી દડાવે તેને દડ કહે છે મન વચન કાયાનો દડ પણ આ પ્રકારે હાનિકર્તા છે (જેવી રીતે આશ્રવેન્દ્રિય કષાય કરે છે) એ માટે સાધકે અવશ્ય ત્રણે દડોને તજવા જોઇએ એ છોડયા વિના સાધના પૂર્ણ થઇ શકતી નથી અને જે સમય સુધી સાધના પૂર્ણ થતી નથી તે સમય સુધી જીવાત્મા વાસ્તવિક સુખ કયાથી મેળવી શકે ? આથી જીનેશ્વર ભગવાને જૈનમુનિઓને માટે ખાસ ફરમાવ્યું છે કે—

"दडाण गारवाण च, सल्लाण च तिय तिय ।
जे भिक्खू चयई निच्च से न अच्छइ मण्डले ॥४॥

उत्त॰ अ ३७

**ભાવાર્થ**—મન, વચન, કાયારૂપ ત્રણ દડ, માયાશલ્ય નિદાન (ઇચ્છા) શલ્ય અને મિથ્યાદર્શન શલ્ય તથા ત્રણ ગર્વ ૧ રિદ્ધિનો ગર્વ ૨ રસનો ગર્વ ૩ સાતાનો ગર્વ, આને જે ભિક્ષુક છોડી દે છે, તેને આ સસારમા પરિભ્રમણ કરવુ પડતુ નથી

જીવાત્માની કષાયસહિત પ્રવૃત્તિ, દડનુ રૂપ ધારણ કરવાથી મન, વચન કાયાને દડ કહ્યા છે કષાય, આશ્રવ

પ્રવૃત્તિ રહિત મન, વચન કાયાના યોગને શ્રમણધર્મ (આત્મભાવ)માં જોડવો તે સચમ છે અને તેથી જીવાત્માને અનુત્તર અર્થ (સુખ)ની પ્રાપ્તિ થાય છે

जोग च समणधम्मामि जुजे अनलसो धुवं ।
जुत्तो अ समणधम्मामि, अट्ठं लहइ अणुत्तरं ॥

दश वैं० अ ८ गा ४३

**ભાવાર્થ**—આળસ વિના નિશ્ચલતાથી મન, વચન, કાયાના યોગને, શ્રમણ ધર્મમા જોડવો જોઈએ. ઉક્ત યોગને શ્રમણધર્મમા જોડવાથી જ પરમ વાસ્તવિક સુખની પ્રાપ્તિ થાય છે આ રીતે દડત્રયની વિરતિ કરવી તેને સચમ જાણવો.

## : તપ :

પ્રિય પાઠકો ! તપની આવશ્યક્તા કેમ ? અને કેટલી છે ? એ પ્રથમ બતાવવુ જરૂરી છે

रागो य दोसो वि य कम्मबीयं, कम्म च मोहप्पभव वयन्ति।
कम्मं च जाइमरणस्स मूल दुक्खं च जाइमरण वयन्ति ॥
दुक्खं हयं जस्स न होइ मोहो, मोहो हओ जस्स न होइ तण्हा।
तण्हा हया जस्स न होइ लोहो,लोहो हओ जस्स न किंचणाइ ॥

उत्त अ ३२ गा ७-८.

ભાવાર્થ—રાગ અને દ્વેષ બન્ને કર્મના બીજ રૂપ છે કર્મ મોહમાથી ઉત્પન્ન થાય છે કર્મ એ જ જન્મ

મરણનુ મૂળ કારણ છે અને જન્મ મરણ જ સર્વ દુખનુ કારણ છે, એમ જ્ઞાની પુરુષોએ કહ્યુ છે

જેણે મોહ કર્યો નથી એનુ દુખ નાશ પામ્યુ છે એ પ્રમાણે જેના હૃદયમા તૃષ્ણાનો દાવાનલ બુઝાઈ ગયો છે તેનો મોહ નાશ પામ્યો છે અને જેને કોઈ વસ્તુનુ પ્રલોભન નથી તેની તૃષ્ણા નાશ પામી છે જેનો લોભ નષ્ટ થયો છે તેના માટે આસક્તિ જેવી કોઇ વસ્તુ નથી

જગતના પ્રાણી દુખ માત્રથી ડરે છે, પણ દુખના કારણથી ડરતા નથી દુખ નાશ કરવા પ્રયત્ન કરે છે, ઉપાય યોજે છે, પણ દુખના કારણનો નાશ કરવા પ્રયત્ન કરતા નથી જ્યા સુધી કારણનુ અસ્તિત્વ છે ત્યા સુધી કાર્ય અસ્તિત્વમા હોય જ છે આથી જીનેશ્વર ભગવાને કહ્યુ છે કે, દુખનુ કારણ જન્મમરણ, જન્મમરણનુ કારણ કર્મ, કર્મનુ મૂળ કારણ મોહ, મોહનુ મૂળ કારણ રાગ-દ્વેષ અને રાગદ્વેષ ઇચ્છા અધ્યવસાયથી પેદા થાય છે આથી રાગદ્વેષ જ સમસ્ત સસારનુ કારણ છે રાગદ્વેષથી સગ્રહ થયેલા પાપ કર્મોનો નાશ, તપથી થાય છે તપ જ જીવાત્માને વાસ્તવિક સુખ આપવામા એક મોટા સાધન રૂપ છે અહિંસા, સયમ વિશે યત્કિંચિત વર્ણન કરવામા આવ્યુ છે હવે થોડુ વર્ણન તપની બાબતમા કરીએ

જીન ભગવાને દર્શાવેલા તપના માર્ગનુ યોગ્ય આરાધન કરવામા આવે તો જીવાત્માને અનત સુખ મળે, પછી

તેને કોઇ પ્રકારની સાધના કરવાની આવશ્યક્તા રહેશે નહિ, કેમકે સંયમનું કાર્ય, પેદા થતા નવા કર્મોને રોકવાનું છે "तवेण परिसुज्झइ" "तपेन परिशुद्धिति" તપથી આત્માની સંપૂર્ણ શુદ્ધિ થાય છે

અથવા " तवणाए कमेण सोसणा भवे " " तपनेन क्रमेण शोषणा भवेत् " તપથી ક્રમવાર કર્મના પરમાણુનું શોષણ (નાશ) થાય છે

" इच्छा निरोधस्तय " આ તપનું લક્ષણ શાસ્ત્રકારોએ નક્કી કર્યું છે રાગદ્વેષ સહિત સંસારી જીવોની અનાત્મત્વો તરફ પ્રતિક્ષણ ઇચ્છા થાય એનો, ઇચ્છાનો નિરોધ કરવો, તે તપ છે. જ્યારે ઇચ્છાનો નિરોધ થાય છે ત્યારે તમામ અનાત્મતત્ત્વ દ્રવ્યોમાં તૃષ્ણા રહિત જીવાત્મા પરમ સુખસમાધિયુક્ત બને છે

"इच्छानिरोह गए य ण जीवे सव्वदव्वेसु विणीयतण्हे सीइभूए विहरई ॥ १३ ॥

उत अ २९

" इच्छानिरोधगतश्च जीव सर्वद्रव्येषु विनीततृष्ण शीतीभूतो विहरति "

એનો ભાવાર્થ ઉપર બતાવ્યો છે.

जहा च पावग कम्मं रागदोससमज्जिय ।
खवेइ तवसा भिक्खू तमेगग्गमणो सुण ॥ १ ॥

,उत्त अ ३०

ભાવાર્થ—રાગદ્વેષથી એકઠા થયેલા પાપકર્મોને ભિક્ષુ જે તપ વડે ક્ષય કરે છે તેનુ હુ વર્ણન કરૂ છુ તે ધ્યાન-પૂર્વક સાભળો તપનુ બાહ્ય ને આભ્યતર એમ બે મુખ્ય ભેદ છે બાહ્ય તપનો પ્રભાવ પહેલા શરીર ઉપર પડે છે; ત્યારબાદ આતર વૃત્તિઓ પર પડે છે તપનો મુખ્ય ઉદ્દેશ પહેલા કહેવામા આવ્યો છે કે આત્માને અપ્રમત્ત (પ્રવૃત્તિ-મય) રાખવા તપની ખાસ જરૂર છે જો સ્થૂલ શરીરાદિ અવયવ પ્રમાદી હોય તો તેની પ્રવૃત્તિઓ અવશ્ય પાપ તરફ ઢળતી હશે અને પાપમય જ રહેશે આમ હોવાથી શરીરાદિ સાધક હોય તો પણ જરૂર બાધક નીવડે છે બાહ્ય તપથી શરીરાદિ મિથ્યાવાસના બળી જાય છે ત્યારે આ, આત્મ-સાધનાના અગોમા જરૂર પ્રવૃત્ત થાય છે

આભ્યતર તપનો પ્રભાવ પહેલા માનસિક વૃત્તિઓ પર પડે છે ત્યારબાદ સ્થૂલ શરીરાદિ પર પડે છે માનસિક કુવૃત્તિઓથીજ શરીરાદિ પ્રમાદી બને છે અને શરીરાદિ પ્રમાદી બનવાથીજ માનસિક કુવૃત્તિઓ વૃદ્ધિ પામે છે. એમની વૃદ્ધિ થવાથી પાપકર્મ પણ વધતા જાય છે આત્મા જ્યારે બાહ્ય તપ ને આભ્યતર તપનુ આરાધન કરે છે ત્યારે બન્ને વૃત્તિઓ કાબૂમા આવી જાય છે આ રીતે બન્ને વૃત્તિઓ પર આત્માનુ વર્ચસ્વ આવવાથી, બન્ને તપનું પરિણામ, જીનેશ્વર ભગવાને એકજ બતાવ્યુ છે.

एव तवं तु दुविह, ज सम्म आयरे मुणी ।
सो खिप्पसव्वससारा विप्पमुच्चइ पडिओ ॥

उत्त अ ३० गा ३१.

**ભાવાર્થ**—અણુસણ, ઉણોદરી, ભિક્ષાચરી, રસપરિત્યાગ, કાયાક્લેશ, પ્રતિસંલીહનતા, એ બાહ્ય તપના મુખ્ય નામ છે. એ દરેકના અવાન્તર ભેદ ઘણા છે ૧ પ્રાયશ્ચિત, ૨ વિનય, ૩ વૈયાવૃત્ય, ૪ સ્વાધ્યાય, ૫ ધ્યાન, અને ૬ કાર્યોત્સર્ગ, એ આભ્યતર તપના મુખ્ય છ ભેદ છે એના પણ અવાતર ભેદ ઘણા છે (આનો વિસ્તૃત ખુલાસો ઉત્તરાધ્યન, ઉવાઈ, ભગવતી વગેરેમા આપવામા આવેલ છે).

—— ० ——

## પ્રકરણ . ૪થું

### તપ સંયમનુ મહત્ત્વ

આ પ્રમાણે, બન્ને પ્રકારના તપોનુ યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરી, જે મુનિ તપમાર્ગનુ વિધિપૂર્વક આચરણ કરે છે, તે પંડિત સાધક, સમસ્ત સાંસારિક બંધનોમાથી મુક્ત બને છે અહિંસાપૂર્વક સંયમની અને તપની આવશ્યકતાની સાથ તપ સંયમ પણ એક એવુ પ્રબળ સાધન છે કે જેના પ્રભાવથી તમામ કર્મ ક્ષય પામે છે તપ સંયમ વિના જૈનની સાધના સાધના જ નથી એથી પાઠકો સમક્ષ તપ સંયમનુ મહત્ત્વ બતાવનાર કતિપય ઉદાહરણ રજુ કરીએ છીએ

જીનેશ્વર ભગવાન, પૂર્ણ અનુભવ બાદ કહે છે કે—

"खवित्ता पुव्वकमाई संजमेण तवेण य ।
सिद्धिमग्गमणुपत्ता, ताइणो परिणिव्वुडा ॥

दश वैका अ ३. गा १५

ભાવાર્થ—સ્વપર આત્માનો રક્ષપાલ, સિદ્ધિમાર્ગમા, પ્રાપ્ત થયેલ તપ અને સંયમ મારફત, પૂર્વના બધાજ કર્મોનો ક્ષય કરીને, "परिनिवृत्ता" પરમ શુદ્ધ આત્મસ્વરૂપ પ્રાપ્ત કરે છે અર્થાત્ કૃતકૃત્ય થાય છે અનંત જીવાત્માઓએ ભૂતકાળમા સર્વ કર્મોનો ક્ષય કરીને સિદ્ધ સ્વરૂપોની પ્રાપ્તિ

રૂપ તપ સયમનુ પરિણામ સિદ્ધ કર્યું, એ બતાવવા ઉપરનું સૂત્ર ટાંકયુ છે

વર્તમાનકાળમા જે મહર્ષિઓ તપ સયમથી પૂર્વ કર્મોનો નાશ કરે છે અને સિદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરે છે તેના ઉદાહરણરૂપ એક સૂત્ર બતાવુ છુ

'. खवेत्ता पुव्वकम्माइ सजमेण तवेण य ।
सव्व दुक्खपहीणट्ठा, पक्कमन्ति महेसिणा ॥

उत्त २८–३६

ભાવાર્થ—આ પ્રકારના સયમ અને તપ દ્વારા, સમસ્ત પૂર્વ કર્મોનો ક્ષય કરી, સર્વ દુખોથી રહિત થઈને, મહર્ષિઓ જલદીથી મોક્ષગતિ પ્રાપ્ત કરે છે

જૈન મુનિઓના વિશિષ્ટ લક્ષણો બતાવ્યા છે તેમા પણ જ્યા જ્યા જોયું ત્યા ત્યા મને, તપ સયમથી જ મુનિપણાની પિછાન થઈ રહી

नाण दसणसपन्नं, संजमे अ तवे रय ।
एवं गुणसमाउत्तं संजयं साहुमालवे ॥

दश वै अ ७–४९

ભાવાર્થ—જે, સમ્યક જ્ઞાન, સમ્યકદર્શનથી સપન્ન, અને તપ તથા સયમમા લીન–અનુરક્ત છે તે સયતી સાધુ કહેવાય છે "चरितानुवाद" મા પણ જગાએ જગાએ આ જોવામા આવ્યુ છે કે "संजमेण तवसा अप्पाण भाव माणे विरहइ" સયમ અને તપથી આત્મભાવની ભાવના કરતા કરતા (તે) વિચરે છે

આ લોક અને પરલોકમા સુખી થવાનો અને તમામ આતર (અદર રહેલ) શત્રુ, દુષ્ટાત્માને જીતવાના પરમ ઉપાયરૂપ સયમ અને તપ બતાવવામા આવ્યા છે

अप्पा चेव दमेयव्वो अप्पा हु खलु दुद्दमो ।
अप्पा यन्तो सुही होइ, अस्सि लोइ परत्थ य ॥७६॥

वर मे अप्पा दन्तो सजमेण तवेण य ।
मोहं परेहि दम्मतो बधणेहिं वहेहिं य ॥७६॥

उत्त अ ९

ભાવાર્થ—ચૈતન્ય, જ્ઞાતા, દ્રષ્ટા ઇત્યાદિ મુખ્ય ગુણો સિવાય જે કષાયાત્મા (રાગ, દ્વેષ, મોહ, અજ્ઞાન, ક્રોધાદિ વિભાવિક ચૈતન્ય પર્યાયોમા યુક્ત) ને યોગાત્મા (ઇન્દ્રિય, નોઇન્દ્રિય, મન, વચન, કાયા આદિના વ્યાપાર યુક્ત) ના ઉપયોગાત્મા–આત્માના સ્વાભાવિક સમ્યક જ્ઞાન અને સમ્યગ્ દર્શનમય તથા વૈભાવિક અસમ્યક્જ્ઞાન, અસમ્યગ્દર્શન આદિ, કુમતિ, કુશ્રુતાદિ અજ્ઞાન સહયોગી, આ પ્રકારે ઉપયોગ આત્માના બે વિભાગો (સમજવા માટે) ધ્યાનમા લઇને વૈભાવિક અસમ્યગ્દર્શન, અસમ્યગ્ જ્ઞાનને, જ્ઞાનાત્મા, દર્શન આત્માના પણ બે વિભાગો સમજવા માટે શાસ્ત્રકારોએ બતાવ્યા છે ૧ મિથ્યાદર્શનસ્વરૂપ ૨ સમ્યક્દર્શનસ્વરૂપ આ બે વિભાગોમાથી મિથ્યાદર્શનસ્વરૂપ ચારિત્ર આત્માના પણ બે વિભાગો જાણવા કેમકે મિથ્યા દર્શનની સાથ મિથ્યા ચારિત્ર હોય છે અને સમ્યગ્ દર્શનની સાથ સમ્યગ્ ચારિત્ર હોય છે આ બન્નેમાથી મિથ્યાચારિત્રાત્મક આત્માને

વીર્યાત્મા—આત્માની મૂળ શક્તિના પણ બે વિભાગ સમજવા, આત્માના સ્વરૂપમા પરમોલ્લાસભાવ એ સમ્યગ્વીર્ય (પંડિત-વીર્ય) છે, આત્માથી પરસ્વરૂપમા—અનાત્મપદાર્થતત્ત્વોમા જે ઉલ્લાસભાવ એ મિથ્યાવીર્ય (બાલવીર્ય) છે એ બન્નેમાથી બાલવીર્યને જીતવાનુ (દમન કરવાનુ) શાસ્ત્રકારોએ ફરમાવ્યુ છે ઉપરોક્ત કાર્યકારણભાવથી, એકજ ચૈતન્ય સ્વરૂપ આત્માના આઠ ભેદ જૈનદર્શનકારોએ બતાવ્યા છે શાસ્ત્ર-કારોનુ કથન સત્ય છે.

ઉપર બતાવ્યા મુજબ, આત્માના આઠ ભેદમાથી ક્યા (પ્રકારના) આત્માને નિશ્ચયપૂર્વક વશ કરવો મુશ્કેલ છે—દુર્દમ્ય છે? કષાયાત્મા, યોગાત્મા, કષાયસહિત ઉપયોગાત્મા, મિથ્યાદર્શનરૂપ દર્શનાત્મા, મિથ્યાદર્શનસહિત મિથ્યાચારિત્રાત્મા, બાલવીર્યાત્મા, આ આત્માના વિભાવિક પ્રકારોનુ દમન કરવુ મુશ્કેલ છે જીનેશ્વર ભગવાન ફરમાવે છે કે—હે સુખાર્થી ભવ્યો! કષાયાદિ આત્માનુ અવશ્ય દમન કરવું જોઇએ કેમકે આ લોક અને પરલોકમા કષાયાદિ આત્માનુ દમન કરનાર જ પરમ સુખી છે, બન્યા છે અને સુખી બનશે આ પદરમી ગાથાનો કિંચિત સાર છે

[ નોંધ —ગુણ સ્થાનકદ્વારની શૈલી સિવાય આત્માના મૂળ શબ્દને નજર સમક્ષ રાખીને પણ વ્યાખ્યા કરવામા આવી છે ગુણસ્થાનક ચારમા દર્શનાત્માથી ચક્ષુદર્શનાદિ સુધી કહેવામા આવ્યુ છે અને ચારિત્રઆત્માથી સામાયિ-કાદિ પાચ ચરિત્રાદિ લક્ષમા રાખીને કથન કરવામા આવેલ

છે પાઠકોએ અભ્યાસ બાદ એ યાદ રાખવુ જરૂરી છે કે અપેક્ષાની દૃષ્ટિએ બન્ને સત્ય છે ]

મુમુક્ષોએ પોતાના શ્રેય માટે સયમ અને તપ વડે કષાયાદિ આત્માનુ દમન કરવુ જોઈએ જો તપ અને સયમ વડે પોતાની જાતે આત્માનુ દમન કરવામા ન આવે તો બીજા દ્વારા, બધનથી અને વધથી ફસાઇ જશો

જેઓ સ્વય્ સયમ અને તપથી આત્માના કષાયાદિકોનુ દમન કરે છે તેઓ આ લોકને પરલોકમા કટુ વિપાકરૂપ નવીન કર્મોથી બધાતા નથી જો તેઓ નવીન કર્મો ન બાધે અને પૂર્વ કર્મોનો ક્ષય કરે તો આ લોકમા સપૂર્ણ કેવળ જ્ઞાન કેવલદર્શન, પરમાનદ પ્રાપ્ત કરીને કૃતકૃત્ય થઇને સુખી બને છે અને પરલોકમા પણ શરીરાદિ રહિત બનવાથી હમેશને માટે વાસ્તવિક સુખ પ્રાપ્ત કરી સુખી બને છે આથી –પરમસુખી થવા અને સર્વ કર્મનો ક્ષય કરવામા તપ અને સયમ સાધનરૂપ છે જે પરાધીન દુષ્ટ અશ્વની જેમ, બીજા વડે બધન ને વધથી દમાય છે તે પુરાણા કર્મોનો નાશ કરી શકતા નથી, તથા નવા ઊભા થતા કર્મોને તે રોકી શકતો આથી જ્યાસુધી કર્મની પરપરા મોજુદ છે ત્યા સુધી આ લોકમા અને પરલોકમા જીવ સુખી થઈ શકતો નથી આ કારણથી સયમ, તપનુ આચરણ આપણા જીવનમા અવશ્ય હોવુ જોઇએ ઐહિક અને પરલૌકિક વાસ્તવિક સુખની ઇચ્છાવાળા–મુમુક્ષુ સાધુ, સર્વ કામક્રોધાદિ, તથા પૂર્વકાલીન સર્વ કર્મરૂપી શત્રુઓનો નાશ કરવા, સયમ, તપ આદિ હથિયાર લઇ, સતત આત્મ જાગૃતિ રાખીને,

આ હથિયારોથી (સંયમ, તપ) યુદ્ધ કરીને શત્રુ ઉપર વિજય મેળવે છે, અને સદાને માટે આત્મસ્વરૂપ બની જાય છે આ વાત પાઠકોને શાસ્ત્ર મારફત બતાવવી એ ઉચિત છે.

" तवं चिमं संजमजोगय च, सज्झायजोग च सया अहिट्ठिए । सूरवे सेणाइ, समत्तमाउहे, अलयप्पाणो होइ अल परेसिं ॥६२॥

सज्झायसुज्झाणरयस्स ताइणो अपावभावस्स तवे रयस्स ।

विसुज्झई ज सि मलं पुरेकडं, समीरियं सप्पमल व गोइणा ॥६३॥

से तारिसे दुकखसहे जिइंदिए, सुएण जुत्ते अममे अकिंचणे ।

विरायई कम्मघणम्मि अवगए कसिणब्भपुडावगमे व चंदिम ॥ ६४ ॥

यश० वैका० अ ८

ભાવાર્થ—સાધુ (જૈનમુનિ) સંયમ, યોગ, તપ અને સ્વાધ્યાય યોગનું સતત અધિષ્ઠાન કરતા રહે છે આ પ્રકારે જ્ઞાન, સંયમ તથા તપશ્ચર્યાના પ્રભાવથી—સંયમ તપ હથિયાર વડે, શૂર સેનાપતિની જેમ, પોતાનો તથા બીજાનો ઉદ્ધાર કરવાના કાર્યમા સમર્થ બને છે. ૩૨

સ્વાધ્યાય તથા સુધ્યાનમા તલ્લીન, પરજીવોની રક્ષક તપશ્ચર્યામા લીન અને નિષ્પાપી સાધુના પૂર્વકાલીન પાપકર્મો

પણ નષ્ટ થઇ જાય છે, જેમ ચાદીનો મેલ અગ્નિમા ભસ્મ થઈ જાય છે ૩૩

ઉપરોક્ત ( સયમ, તપ, ક્ષમા દયાદિ ) ગુણોના ધારક, શારીરિક, માનસિક સકટોને સમભાવપૂર્વક સમ્યક સહન કરનાર, શ્રુત સિદ્ધાત વિદ્યાને ધારણ કરનાર, જીતેન્દ્રિય, મમત્વભાવ અને મમત્વરૂપ પરિગ્રહ રહિત સાધુ કર્મરૂપી આવરણોથી દૂર થઇને, વાદળા વિનાના નિર્મળ આકાશમા ચદ્રમા જેમ ઝગઝગી ઊઠે, એ રીતે ચદ્રપ્રકાશ કરતા અનત ગુણોવાળી તે મુનિની આત્મજ્યોત અનતકાલ સુધી કર્મમેલ રહિત બનીને પ્રકાશિત બને છે અર્થાત્ આ જ સાધુ આત્મસ્વરૂપ બને છે

" खवंति अप्पाणमोहदसिणो, तव रया सजम अज्जवेगुणे।
घुणति पावाइ पुरेकडाइ, नवाइं पावाइं न ते करंति ॥६८॥

सओवसता अममा अकिंचणा, सविज्ज विजाणुगथा जससिणो। उउप्पसन्ने विमछे व चंदिमा सिद्धि विमणाइ चवेंति ताइणो ॥ ६९ ॥

**ભાવાર્થ**—જૈનમુનિ કેવા છે! મોહ મમત્વરહિત, વસ્તુને યથાર્થ રૂપે જોવાવાળા અને, ઋજુતા ( સરલ–માયા કપટ રહિત ) તપમા તે રક્ત હોય છે આ સાધુ મહાત્મા પોતાના આત્માની દુષ્ટ પ્રકૃતિ ( કર્મપદ્ધતિ ) નો ક્ષય કરી દે છે આ જ નિર્ગ્રંથ મુનિ પૂર્વસચિત પાપકર્મોના બધનોનો પણ ક્ષય કરે છે અને નવા પાપકર્મોનો બધ બાધતો નથી (૩૮)

આ હથિયારોથી (સયમ, તપ) યુદ્ધ કરીને શત્રુ ઉપર વિજય મેળવે છે, અને સદાને માટે આત્મસ્વરૂપ બની જાય છે આ વાત પાઠકોને શાસ્ત્ર મારફત બતાવવી એ ઉચિત છે.

"तवं चिमं सजमजोगय च, सज्झायजोग च सया अहिट्ठिए । सूरवे सेणाइ, समत्तमाउहे, अलयप्पाणो होइ अल परेसिं ॥६२॥

सज्झायसुज्झाणरयस्स ताइणो अपावभावस्स तवे रयस्स ।

विसुज्झई ज सि मलं पुरेकड, समीरिय रुप्पमल व जोइणा ॥६३॥

से तारिसे दुक्खसहे जिइंदिए, सुएण जुत्ते अममे अकिंचणे ।

विरायई कम्मघणम्मि अवगए कसिणब्भपुडावगमे व चंदिम ॥ ६४ ॥

दश० वैका० अ ८

**ભાવાર્થ**—સાધુ (જૈનમુનિ) સયમ, યોગ, તપ અને સ્વાધ્યાય યોગનુ સતત અધિષ્ઠાન કરતા રહે છે આ પ્રકારે જ્ઞાન, સયમ તથા તપશ્ચર્યાના પ્રભાવથી—સયમ તપ હથિયાર વડે, શૂર સેનાપતિની જેમ, પોતાનો તથા બીજાનો ઉદ્ધાર કરવાના કાર્યમા સમર્થ બને છે. ૩૨

સ્વાધ્યાય તથા સુધ્યાનમા તલ્લીન, પરજીવોની રક્ષક તપશ્ચર્યામા લીન અને નિષ્પાપી સાધુના પૂર્વકાલીન પાપકર્મો

પણ નષ્ટ થઇ જાય છે, જેમ ચાંદીનો મેલ અગ્નિમા ભસ્મ થઈ જાય છે ૩૩

ઉપરોક્ત ( સયમ, તપ, ક્ષમા દયાદિ ) ગુણોના ધારક, શારીરિક, માનસિક સકટોને સમભાવપૂર્વક સમ્યક સહન કરનાર, શ્રુત સિદ્ધાત વિદ્યાને ધારણ કરનાર, જીતેન્દ્રિય, મમત્ત્વભાવ અને મમત્વરૂપ પરિગ્રહ રહિત સાધુ કર્મરૂપી આવરણોથી દૂર થઇને, વાદળા વિનાના નિર્મળ આકાશમા ચદ્રમા જેમ ઝગઝગી ઊઠે, એ રીતે ચદ્રપ્રકાશ કરતા અનત ગુણોવાળી તે મુનિની આત્મજ્યોત અનતકાલ સુધી કર્મમેલ રહિત બનીને પ્રકાશિત બને છે અર્થાત્ આ જ સાધુ આત્મસ્વરૂપ બને છે

**" खवंति अप्पाणमोहदसिणो, तव रया सजम अज्जवेगुणे। धुणंति पावाइ पुरेकडाइ, नवाइ पावाइ न ते करंति ॥६८॥**

**सओवसता अममा अकिंचणा, सविज्ज विजाणुगथा जससिणो। उत्तप्पसन्ने विमले व चयिमा सिद्धि विमणाइ उवेंति ताइणो ॥ ६९ ॥**

**ભાવાર્થ**—જૈનમુનિ કેવા છે ! મોહ મમત્ત્વરહિત, વસ્તુને યથાર્થ રૂપે જોવાવાળા અને, ઋજુતા ( સરલ-માયા કપટ રહિત ) તપમા તે રક્ત હોય છે આ સાધુ મહાત્મા પોતાના આત્માની દુષ્ટ પ્રકૃતિ (કર્મપદ્ધતિ) નો ક્ષય કરી દે છે આ જ નિર્ગ્રંથ મુનિ પૂર્વસચિત પાપકર્મોના બધનોનો પણ ક્ષય કરે છે અને નવા પાપકર્મોનો બધ બાધતો નથી (૩૮)

સર્વદા ઉપશાત, મમત્ત્વરહિત, અપરિગ્રહી, આત્મજ્ઞાન સ્વરૂપ વિદ્યાનુ અનુસરણુ કરનાર મુનિ, શરદઋતુના નિર્મળ ચદ્રની જેમ, સર્વકર્મ મલથી સર્વથા રહિત બનીને સિદ્ધ ગતિને પ્રાપ્ત કરે છે જો તપસચમાદિ સાધનામા ન્યૂનતાના કારણુસર સ્વલ્પ કર્મ અવશિષ્ટ ( ખપ્યા વિનાનું ) રહે તો ઉચ્ચ પ્રકારના વૈમાનિક દેવલોકમા ઉત્તમ કોટિનો દેવ બને છે ત્યાથી ફ્રીવારના જન્માતરમા સચમ તપથી અવશિષ્ટ કર્મનો ક્ષય કરી, મોક્ષગતિ પ્રાપ્ત કરે છે (૩૯)

તમામ જૈનવાણી જોવાથી માલુમ પડે છે કે–અહિ સા, સચમ તપથી જ સર્વ સિદ્ધિ થાય છે આ વિષયમા થોડુ પ્રમાણુ અત્રે રજુ કરવામા આવ્યુ છે જો તેનુ કઇપણુ પરિણામ આવે તો પૂર્વ મહર્ષિઓની જેમ અમે પણુ કઈક કલ્યાણુકારી બન્યા કહેવાઈશુ

---

## પ્રકરણ ૫ મું

## સાધુત્વ.

જીવનનો મુખ્ય ઉદ્દેશ આત્મશુદ્ધિ છે ઈહલૌકિક કે પારલૌકિક કોઇ પદ મેળવવુ તે ઉદ્દેશ નથી આત્મશુદ્ધિ એ જ એક ઉદ્દેશ જીવનનો છે આ ઉદ્દેશની પૂર્તિમા બાધકને આધ્યાત્મિક મોહ, અજ્ઞાન, અવિદ્યા તથા તજજન્ય તૃષ્ણાનુ મૂલોચ્છેદન કરવુ પડે છે એ માટે આધ્યાત્મિક જ્ઞાન અને તેની મારફત સારા જીવન વ્યવહારને નિસ્તૃષ્ણ બનાવવો જોઇએ એમા શારીરિક, માનસિક, વાચિક વિવિધ તપસ્યાઓ, તથા અનેક પ્રકારના ધ્યાન, મૌન, યોગમાર્ગનુ અનુસરણ અને પચમહાવ્રતોનુ —યાવજજીવ અનુષ્ઠાન કરવુ એ સાધુત્વ છે જીનેશ્વર ભગવાને આચારાગ સૂત્રમા જણાવ્યું છે કે જે, આત્મશુદ્ધિમા બાધક મોહ મિથ્યાત્વાદિક આશ્રવોને રોકવા માટે જીનદીક્ષા લે છે તે જરૂર ઘાતિકર્મનો ક્ષય કરીને સર્વદર્શી બને છે

"विणे तु सोयं णिक्खम्म् एसमह अकम्मा, जाणति पासति, पडिलेहाए णावकखति. इत्र आगतिं गतिं परिण्णाय अच्वेति जाइमरणस्स वट्टमग्गं णावकखायरत्ते ॥३२९॥

आ. प्र श्रु अ ६ उ० ६

ભાવાર્થ—જીનેશ્વર ભગવાન ફરમાવે છે કે જે કોઇ પુરુષ (સ્ત્રી) પાપ લાવનાર આશ્રવના પ્રવાહને રોકવા દીક્ષા લે છે, તે મહાપુરુષ ઘાતિકર્મ–( જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય )નો ક્ષય કરી સર્વજ્ઞ (જડ, ચૈતન્ય તમામ દ્રવ્ય ગુણ પર્યાયને જાણનાર ને જોનાર ) સમદર્શી બને છે તે ગુણગ્રાહક ઇંદ્રાદિકને પૂજનીય, વંદનીય બને છે પણ તે મહાપુરુષ પરમાર્થનો વિચાર કરીને, ઇન્દ્રાદિકે કરેલી પૂજાની જાતે 'मणसा वि न पत्थए' અભિલાષા રાખતો નથી અને પ્રાણીમાત્રના જન્મમરણના ચક્રમાં (સંસારમાં) પરિભ્રમણને જાણીને, જન્મમરણના ચક્રમાંથી વિમુક્ત થઈ મુક્તપુરીના સુખમાં જઇને બેસે છે

જીનેશ્વર ભગવાને આત્મકલ્યાણી સાધુઓના વિષયમાં વાસ્તવિક સાધુત્વનું સ્વરૂપ બતાવ્યું છે એને સંપૂર્ણ રીતે આ નાના લેખમાં બતાવવું અમારા માટે અશક્ય છે તોપણ થોડું બતાવવું એ ઉચિત ગણીને થોડું લખીએ છીએ

## અનંત જિનેશ્વરોનો સત્ય ઉપદેશ—

तथ खलु भगवया छज्जीवनिकायहेउ पन्नत्ता तं जहा–पुढवीकाए जाव तसकाए। से जहा नामए मम अस्साय दंडेण वा, अट्ठीण वा, मुट्ठीण वा, लेलूण वा, कवालेण वा, आउट्टिज्जमाणस्स वा, हम्ममाणस्स, तज्जिज्जमाणस्स वा, ताडिज्जमाणस्स वा, परियाविज्जमाणस्स वा, किलामिज्जमाणस्स वा, उद्दविज्जमाणस्स वा, जाव

लोमुक्खणणमायमवि हिंसाकारग दुःखं भय पडिसवेदेमि। इच्चेव जाण सव्वे जीवा, सव्वे भूये, सव्वे पाणा, सव्वे सत्ता दण्डे वा, जावकवालेण वा, आउट्टिज्ज माणा न हम्ममाणा वा ताज्जिज्जमाणा वा ताडिज्जमाणा वा परियाविज्जमाणा वा किलामिज्जमाणा वा, जाव लोमुक्खण णमावमवि हिंसाकारग दुःख भय पडिसवेदेन्ति। एव निच्चा सव्वे पाणा, जाव सत्ता न हन्तव्वा, न अज्जावेयव्वा, न परिघेयव्वा, न परितावेयव्वा, न उद्दवेयव्वा। से बेमि जे य अइया, जे य पडुपन्ना, जे य आगमिस्सा, अरिहता भगवता सव्वे ते एवमाइक्खति, एव भासति, एव पन्नवेन्ति, एव परूवेन्ति, सव्वे पाणा जावसत्ता, न हन्तव्वा, न परिघेयव्वा, न अज्जावेयव्वा, न परितावेयव्वा। एस धम्मे धुवे नीइए सासए समिच्च लोगे लोगं खेयन्नेहिं पवइए ॥ २४ ॥

सू अ १६ सू २४

ભાવાર્થ—પ્રાણીપાતથી કર્મબધ થાય છે, આથી છકાય સ્વરૂપ શ્રી મહાવીર સ્વામીએ હેતુપૂર્વક કહ્યા છે—પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાયુકાય, વનસ્પતિકાય અને ત્રસકાય, આ છ કાય ગણાવ્યા છે એમને દુખ આપવાથી જે વેદના થાય છે તે દ્રષ્ટાતથી બતાવે છે જે-

" जे इमे कामभोगा सचित्ता वा अचित्ता वा ते नेव सय परिगिण्हंति नो अन्नेणं परिगिण्हावेत्ति, अन्न परिगिण्हि तं पि ण समणुजाणइ, इति से महथो आयाणाओ उवसन्ते उवट्ठिए पडिविरतो से भिक्खू ॥ २९ ॥

सु अ ७७

ભાવાર્થ—જે કોઇ પણ પ્રકારના સચિત વા અચિત, કામભોગને સ્વય ગ્રહણ કરતો નથી, અન્ય પાસે ગ્રહણ કરાવતો નથી, કામભોગોને અ ગિકાર કરનારને સારો ગણુતો નથી તે, આશ્રવથી દૂર રહેનાર સાધુ છે ॥ ૨૯ ॥

" जे भिक्खू जाणेज्जा असणं वा पाण वा खाइम साइम वा असिं पडियाए एग साहम्मिव समुद्दिस्स पाणाइ भूयाइ, जीवाइ, सत्ताइं, समारभ—समुद्दिस्स कीय पामिच्च अच्छिज्ज अनिसट्ठं—अभिहड आहट्टुदेसिय त चेइयसिया, तं नो सयं भुंजइ णो अन्नेण भुंजावइ, अन्न वि भुंजतं ण समणुजाणइ इति से महतो आयाणाओ उवसते उवट्ठिए पढिविरए ॥३७॥

सु अ ९७

ભાવાર્થ—સાધુને માલમ હોય કે—અમુક ગૃહસ્થને ત્યા અમુક સાધુને માટે પ્રાણ, ભૂત, જીવ, સત્વ, હિ સા કરીને અન્ન, પાણી મેવા, મિઠાઈ મુખવાસ બનાવ્યા છે, મૂલ્ય આપીને લીધા છે, ઉધાર લીધા છે, કોઇથી પામેની

બળાત્કાર કરીને છિનવી લીધા છે, માલિકની આજ્ઞા વિના લીધા છે, સાધુની સન્મુખ લાવી દીધા છે, આવા આધાકર્માદિ દોષોથી યુક્ત, દોષિત આહારને સાધુ સ્વયં ન ભોગવે, બીજાને ન ખવરાવે અને ખાનારને સારો ન જાણે આવા પ્રકારના દોષિત આહારથી દૂર રહેનાર સાચો, સાધુ કહેવાય છે.

"से भिक्खू अह पुणेव जाणेज्जा, त त्रिज्जइ तेसिं परकम्मे जम्सट्ट ते वेइय सिया त जहा-अप्पणो से पुत्ताण धूयाण सुण्हाण धातीण जाईण राईण दासाण दासीण कम्मकराण कम्मकरीण आएसाण पुठो पहेणाए सामासाए पायरासाए सन्निहीसचये कज्जति, इह मे गेसिं माणवाण भोयणाए, तत्थ भिक्खू परकड परणिट्ठिय मुग्गमुप्पायणे सणासुद्धं सत्थाऽयसत्य परिणामियं अविहिंसिय, एसियं वेसिय सामुदाणिय-पन्नमसणं कारणट्ठा पमाणजुत्तं अक्खोवजणवणछेवणभूय संजमजायामायावत्तिय विलमिव पन्नगभूतेणं अप्पाणेण आहारं आहारेज्जा, अन्न अन्नकाले, पाणं पाणकाले, वत्थ वत्थकाले, छेण छेणकाले सयण सयणकाले ॥३२॥

सू म १७

**ભાવાર્થ**—એ સાધુએ આ પણ જાણવુ કે વિદ્યમાન આહાર કોને માટે બનાવ્યો છે? પરાક્રમ કરી જેમના માટે તે બનાવ્યો, તે ગૃહસ્થે પોતાને માટે, પોતાના પુત્ર, પુત્રી, વહુ, ધાવમાતા, જ્ઞાતિજન, રાજા, દાસ, દાસી, નોકર, નોકરાણી અને મહેમાનો માટે (તૈયાર કરેલો છે?) કોઇ

" जे इमे कामभोगा सचित्ता वा अचित्ता वा ते नेव सय परिगिण्हंति नो अन्नेणं परिगिण्हावेत्ति, अन्न परिगिण्हि तं पि ण समणुजाणइ, इति से महओ आयाणाओ उवसन्ते उवट्ठिए पडिविरतो से भिक्खू ॥ २९ ॥

सु अ ७७

**ભાવાર્થ**—જે કોઈ પણ પ્રકારના સચિત વા અચિત, કામભોગને સ્વય ગ્રહણ કરતો નથી, અન્ય પાસે ગ્રહણ કરાવતો નથી, કામભોગોને અંગિકાર કરનારને સારો ગણુતો નથી તે, આશ્રવથી દૂર રહેનાર સાધુ છે ॥ ૨૯ ॥

" जे भिक्खू जाणेज्जा असणं वा पाण वा खाइम साइम वा अंसि पडियाए एगं साहम्मिवं समुद्दिस्स पाणाइ भूयाइं, जीवाइ, सत्ताइं, समारभ–समुद्दिस्स कीयं पामिच्चं अच्छिज्ज अनिसट्ठं–अभिहड आइट्टुदेसिय तं चेइयसिया, तं नो सयं भुंजइ णो अन्नेण भुंजावइ, अन्न वि भुंजंतं ण समणुजाणइ इति से महतो आयाणाओ उवसंते उवट्ठिए पडिविरए ॥२७॥

सु अ २७

**ભાવાર્થ**—સાધુને માલમ હોય કે–અમુક ગૃહસ્થને ત્યા અમુક સાધુને માટે પ્રાણ, ભૂત, જીવ, સત્વ, હિંસા કરીને અન્ન, પાણી મેવા, મિઠાઈ મુખવાસ બનાવ્યા છે, મૂલ્ય આપીને લીધા છે, ઉધાર લીધા છે, કોઈથી પામેની

બળાત્કાર કરીને છિનવી લીધા છે, માલિકની આજ્ઞા વિના લીધા છે, સાધુની સન્મુખ લાવી દીધા છે, આવા આધાકર્માદિ દોષોથી યુક્ત, દોષિત આહારને સાધુ સ્વયં ન ભોગવે, બીજાને ન ખવરાવે અને ખાનારને સારો ન જાણે આવા પ્રકારના દોષિત આહારથી દૂર રહેનાર સાચો, સાધુ કહેવાય છે.

“से भिक्खू अह पुणेव जाणेज्जा, तं विज्जइ तेसिं परक्कमे जस्सट्ठ ते वेइय सिया त जहा–अप्पणो से पुत्ताण धूयाण सुण्हाण धातीण जाईण राईण दासाण दासीण कम्मकराण कम्मकरीण आएसाए पुढो पहेणाए सामासाए पायरासाए सन्निहीसचये कज्जति, इह मे गेसिं माणवाण भोयणाए, तत्थ भिक्खू परक्ड परणिट्ठिय मुग्गमुप्पायणे सणासुद्धं सत्थाइयसत्थ परिणामियं अविहिंसिय, एसियं वेसिय सामुदाणिय–पन्नमसणं कारणट्ठा पमाणजुत्तं अक्खोवजणवणलेवणभूय सजमजायामायावत्तियं बिलमिव पन्नगभूतेणं अप्पाणेण आहारं आहारेज्जा, अन्न अन्न-काले, पाणं पाणकाले, वत्थ वत्थकाले, लेण लेणकाले सयण सयणकाले ॥२२॥

सू अ १७

**ભાવાર્થ**—એ સાધુએ આ પણ જાણવુ કે વિદ્યમાન આહાર કોને માટે બનાવ્યો છે ? પરાક્રમ કરી જેમના માટે તે બનાવ્યો, તે ગૃહસ્થે પોતાને માટે, પોતાના પુત્ર, પુત્રી, વહુ, ધાવમાતા, જ્ઞાતિજન, રાજા, દાસ, દાસી, નોકર, નોકરાણી અને મહેમાનો માટે (તૈયાર કરેલો છે ?) કોઇ

બીજાને મોકલવા માટે છે? પ્રાત કાલ, સાયકાલમાં ખાવા માટે છે? વિનાશક દ્રવ્ય અથવા અવિનાશક દ્રવ્યનો સગ્રહ કરવાને માટે બનાવ્યો છે? આ બીજાએ તૈયાર કર્યો છે? બીજાને માટે તૈયાર કર્યો છે, આમ કરવામાં ઉદ્દગમન દોષો રહિત, ઉત્પાત દોષો રહિત, એષણા દોષોથી રહિત, અચિત અને નિર્જીવ આહાર છે એમ જાણીને, શરીર નિભાવવા જ સાધુ મધુકરવૃત્તિથી સપ્રમાણ ગ્રહણ કરે જેમ ગાડા કે રથને ચલાવવા માટે પૈડામા તેલ પૂરવામા આવે છે તેમ સાધુ, શરીર રૂપી ગાડા, રથને ચલાવવા માટે થોડોજ (પ્રમાણ સર) આહાર ગ્રહણ કરે છે, જેથી શરીરને પોષણ મળે ને તે સચમની સાધના કરી શકે જેમ કોઇના શરીરમા વ્રણ (ઘાવ કે ગુમડુ) થાય છે તો તે ગુમડા કે વ્રણના પ્રમાણમા જ મલમ આદિનો લેપ લગાડવામા આવે છે અને તેથી ઘા રુઝાઇ જાય, તે જ પ્રમાણે સાધુ એવો આહાર કરે કે જેથી ભૂખ વેદનાનુ ઉપશમન થાય. જેમ સાપ પોતાના દરમા, અહી તહી જોયા વિના, સીધો પ્રવેશ કરે છે, દરમા જલદી જાય છે, તે પ્રમાણે સાધુએ પણ આહારનો આસ્વાદ નહિ લેતા, ભોજન આરોગી લેવુ અને આવા ભોજનની જરૂરત હોય ત્યારે ભોજનના અવસર પર ભોજન કરે, પાણીના અવસર પર પાણી પીવે, ઉપાશ્રયની જરૂર હોય તો ઉપાશ્રય લે, શયનની જરૂર હોય તો શયનના અવસરે શયન કરે આ પ્રકારના સચમ જીવનને નિભાવવા લૌકિક ક્રિયા કરતા, સચમ પાળવાવાળો, સાધુ બને છે

" से भिक्खू मायन्ने अन्नपर दिसं अणुदिसं वा

पडिवन्ने धम्म आइक्खे विभए किट्टे उवट्ठिएसु वा अणुव-ट्ठिएसु वा सुस्सूसमाणेसु पवेयण सन्ति विरइ उवसम निव्वाण, सोयवियं अज्जविय, मद्दविय, लाघविय, अणइ-वाइय सव्वेसिं पाणाण, सव्वेसिं भूयाण, सव्वेसिं जीवाण, सव्वेसिं सत्ताण, अणुवाइ किट्टए धम्मं ॥३३॥

सूत्र अ १७ सूत्र ३३

**ભાવાર્થ**—પૂર્ણવિવેકી સાધુ પૂર્વાદિ કોઈપણ દિશા, વિદિશાનો આશ્રય કરીને વિચરતા ધર્મોપદેશ કરે, ધર્મ સાંભળવામા ઉદ્યમશીલ તથા ધર્મ સાંભળવામા અનુદ્યમ શીલને તથા ઉત્સુક–અનુત્સુક (બધા પ્રકારના) શ્રોતાઓને ધર્મનો ઉપદેશ કરે, અહિંસાદિ ધર્મનુ ફળ બે ભિન્ન પ્રકારથી બતાવે તથા ધર્મ મહાત્મ્યની કીર્તિ કરે, જે ધર્મ કહે, જે આ પ્રમાણે ધર્મ બતાવે, શાંતિ, વિરતિ, ઉપશમ, નિર્વાણ, શૌચ, ઋજુતા, સરળતા, લાઘવતા, મૃદુતા, કોમળતા, લઘુતા, અહિંસા, સર્વ પ્રાણ ભૂત, જીવ, સત્ત્વના જીવનનો વિચાર કરી, એમની કોઈ પ્રકારે હિંસા ન કરે વગેરે એવા ધર્મનુ પ્રતિપાદન કરે એ સાધુ છે ॥ ૩૩ ॥

"से भिक्खू धम्मं किट्टमाणे नो अन्नस्स हेउ धम्ममाइक्खेज्जा, नो पाणस्स हेउ धम्ममाइक्खेज्जा, नो वत्थस्स हेउ धम्ममाइक्खेज्जा, नो लेणस्स हेउं धम्म-माइक्खेज्जा, नो सयणस्स हेउ धम्ममाइक्खेज्जा, नो अन्नेसिं विरूवरूवाणं कामभोगाण हेउ धम्ममाइक्खेज्जा,

अगिलाए धम्ममाइकखेज्जा, नन्नत्थकम्मनिज्जरट्ठाए धम्ममाइकखेज्जा ॥

सूत्र म १७ सू १५

**ભાવાર્થ** —ધર્મોપદેશક, ધર્મની કથા કરનાર સાધુએ ધર્મની કથા, અન્નને માટે, પાણીને માટે, વસ્ત્રને માટે, ઉપાશ્રયને માટે, શય્યા, સથારા, પાટ કે પાટલાને માટે, તથા વિવિધ પ્રકારના ભોગોની પ્રાપ્તિ માટે કરવી જોઇએ નહિ. પરંતુ કર્મનિર્જરાની એકનિષ્ઠાથી અગ્લાનપણાથી કર્મક્ષયણ કરવા માટે ધર્મકથા કરવી જોઇએ ૩૮

" इह खलु तस्स भिकखुस्स अंतिए धम्म सोच्चा-निसम्मउट्ठाणेण उट्ठायवीरा अस्सिं धम्मे समुट्ठिया । जे तस्स भिकखुस्स अंतिए धम्म सोच्चा निसम्म सम्मं उट्ठाणेणं उट्ठायवीरा अस्सि धम्मे समुट्ठिया ते एवं सव्वोवगया, ते एव सव्वोवरया, ते एवं-सव्वोवसन्ता, ते एव सव्वत्ताए परिणिव्वुडत्ति वेमि ॥३५॥

सूय म १७

**ભાવાર્થ** —આ સંસારમા ભવ્યાત્મા–ઉત્તરગુણો સહિત સાધુ પાસેથી ધર્મશ્રવણ કરીને સમ્યક્ પ્રકારથી નિશ્ચય કરી સંયમમા સાવધાન બની, ધર્મમાર્ગમા કર્મક્ષય કરવા માટે શૂરવીર બને છે એ અઢાર પ્રકારના પાપસ્થાનોથી ઉપશાન્ત બની, (જીવાત્મા) પરમશાંત આત્મસ્વભાવી બને છે. અને મોક્ષની પ્રાપ્તિ કરે છે. આમ મે જીનેશ્વર ભગવાનના મુખથી સાંભળ્યુ છે. ૩૫

" एवं से भिकखू परिण्णाय कम्मे परिण्णायसंगे,

परिण्णाय गेहवासे, उवसन्ते समिए सहिए, सयाजए सेयं वयणिज्जं तं जहा समणेत्ति वा, माहणेत्ति वा, खंतेत्ति वा, दंतेत्ति वा, गुत्तेत्ति वा, मुत्तेत्ति वा, इसित्ति वा, मुणित्ति वा, कइत्ति वा, विउत्ति वा, भिक्खुत्ति वा, लहुत्ति वा, तीरट्ठित्ति वा, चरणकरणपारा विउत्ति बेमि ॥३६॥

सूय अ १७

ભાવાર્થ—આમ ઉપરોક્ત ગુણધારક જૈનશ્રમણ, તત્ત્વાતત્ત્વના યથાર્થ સ્વરૂપને સારી રીતે જાણીને, અનાત્મ તત્ત્વનો પરિત્યાગ કરે છે, અને આત્મતત્ત્વમા લીન બને છે આત્મતત્ત્વની પૂર્ણ પ્રાપ્તિ માટે, કર્મને જાણીને, સ ગને જાણીને, ગૃહવાસનો પરિચય જાણીને, કર્મ અને કર્મજન્ય સ ગથી બનેલા ગૃહવાસને યથાર્થ સ્વરૂપે સમજીને, જ્યા વાસ્તવિક સુખનો અભાવ હોય, એવા ગૃહવાસનો ત્યાગ કરે છે વળી ઉપશાત (સાધુ) બનીને શ્રમણ બને છે એ સાધુ મહાત્મા હ મેશા જ્ઞાન, દર્શન, ચારિત્ર સહિત, સમિતિ ગુપ્તિ, પાચ ઇન્દ્રિયો અને મનને કાબુમા રાખનાર, ક્ષમાશીલ, પાપના પ્રવાહથી આત્માનુ રક્ષણ કરનાર, નિર્લોભી, કીર્તિમાન, વિદ્વાન, ભિક્ષુ, લુક્ષવૃત્તિ, સ સારનો પારગામી, સ પૂર્ણ ચારિત્ર ક્રિયાનો પારગામી બને છે એ માટે અન ત દુ ખમય સંસારથી છૂટીને અન ત વાસ્તવિક સુખનો સ્વામી, શ્રમણ ભગવાન બને છે, એમ મે જીનેશ્વર ભગવાન પાસેથી સાભળ્યુ છે

આ મુજબ મહત્ત્વયુક્ત સાધુતાના મુખ્ય મુખ્ય મુદ્દાઓ સ ક્ષિપમા દર્શાવ્યા છે જીજ્ઞાસુને જો ઇચ્છા હોય તો જૈનાગમના ગુરુ પાસે અભ્યાસ કરે એમ કરવાથી જીવનમાં સાધુત્વ એ વિના વાસ્તવિક સુખની પ્રાપ્તિ થઈ જ શકતી નથી એ માટે જેને વાસ્તવિક સુખની ઇચ્છા હોય એણે પોતાના જીવનમા સાધુત્વનો સ્વીકાર અવશ્ય કરવો

सिणेहं पुप्फसुहुमं च पाणुत्तिंगं तहेव य ।
पणग बीअ हरिअं च अंडसुहुम च अट्ठमं ॥१५॥

दशवैकालिक अ ८

**ભાવાર્થ**—હવે અત્યંત સૂક્ષ્મ જીવોની દયા પાળવાની આજ્ઞા ફરમાવે છે કે, સ્વપર (પ્રત્યેક) જીવની પ્રત્યે દયા ભાવ રાખનાર સંયમી સાધુએ નિમ્નોક્ત આઠ(નીચેના) પ્રકારના સૂક્ષ્મ જીવોને વિવેકપૂર્વક જોઈને, એમના સંપૂર્ણ બચાવ (રક્ષણ) કરીને જ ઊભા રહેવું, બેસવું અને સૂઈ રહેવું એવું ગુરુના કહેવા પર શિષ્ય પૂછે છે કે—એ આઠ પ્રકારના સૂક્ષ્મ જીવો કોણ છે ? એ પ્રશ્નનો, વિચક્ષણ અને મેધાવી (બુદ્ધિશાળી) ગુરુ આ પ્રમાણે જવાબ આપે છે–૧ સ્નેહ સૂક્ષ્મ વર્ષા (વરસાદ)નું શુક્રા કુહર આદિમાનું જળ ૨ પુષ્પ બહુ નાની કુંપળ આદિના ફૂલ, ૩ કુંથુવાદિ (ફૂદાઓ વગેરે) પ્રાણી ૪ ઉત્તિંગ સૂક્ષ્મ–ચીંટી, દીમક (કરોળિયા) વગેરેના ઘર (ઝાળા) ૫ સૂક્ષ્મ નીલ વગેરે ૬ સૂક્ષ્મ બીજ–ઘાસાદિ ૭ સૂક્ષ્મ લીલા અંકુર વગેરે ૮ અંડસૂક્ષ્મ–માખી વગેરેના નાના ઈંડા, આના સિવાય પણ સૂક્ષ્મ જીવો બતાવવામાં આવ્યા છે, માંસાદિમાં પેદા થનાર સંમૂર્ચ્છિમ મનુષ્યાદિક હોય છે. બાદર (બાદર–નામકર્મ મારફત સ્થૂલ શરીર હોવાને લીધે બાદર જીવ દેખાય) ત્રસ (હાલતા ચાલતા જીવો) સ્થાવર (પૃથ્વી આદિ પાંચ કાય, જે સ્થાવર નામકર્મથી સ્થાવર કહેવામાં આવે છે)

આ પ્રાણીઓનો અતિપાત–ઘાત કરવો જોઈએ નહિ.

બીજા પાસે ઘાત કરાવવો નહિ, ઘાત કરનારને અનુમોદન આપવુ નહિ

શિષ્ય–હે ગુરુદેવ! જીવન પર્યંત હુ ઉક્ત ( આપે વર્ણવેલી) હિંસા ત્રણ પ્રકારના કરણ અને ત્રણ યોગોથી ( મન, વચન કાયાથી ) કરીશ નહિ, કરાવીશ નહિ અને હિંસા કરનારને અનુમોદન આપીશ નહિ પૂર્વકાળમાં (ભૂતકાળમા) મે જે કઈપણ હિંસા કરી છે તેમાથી હુ નિવૃત્ત બનુ છુ મારા આત્માની સાક્ષીએ એ પાપની હુ નિંદા કરૂ છુ આપની સમક્ષ હુ એની ગર્હણા (ધિક્કાર) કરૂ છુ તથા આજથી એવા પાપ કર્મથી મારા આત્માને સર્વથા વિરક્ત કરૂ છુ હે પૂજ્ય! આ પ્રકારે પ્રથમ મહાવ્રતના વિષયમા હુ પ્રાણાતિપાત–જીવહિંસાથી સર્વથી નિવૃત્ત થઈને આત્મસ્વભાવમા સાવધાન થયો છુ આ પ્રથમ મહાવ્રતની સક્ષિપ્ત વ્યાખ્યા છે ૧

' अहावरे दुच्चे भन्ते! महव्वए मुसावायाओ वेरमण। सव्व भन्ते! मुसावाय पच्चक्खामि। से कोहा वा लोहा वा, भया वा, हासा वा, नेव सय मुस वइज्जा नेवऽन्नेहिं मुसं वायाविज्जा, मुस वयते वि अन्ने न समणुजाणामि, जावज्जीवाए, तिविह तिविहेण मणेणं, वायाए काएण न करेमि, न कारवेमि, करत पि अन्नं न समणुजाणामि। तस्स भन्ते! पडिक्कमामि निन्दामि, गरिहामि अप्पाण वोसिरामि। दुच्चे भन्ते! महव्वए उवट्ठिओमि सव्वाओ मुसावायाओ वेरमण ॥२॥

ભાવાર્થ.—શિષ્ય–હે ભગવન્ ! બીજા મહાવ્રતમાં શું કરવાનુ હોય છે ?

ગુરૂદેવ—હે ભદ્ર ! બીજા મહાવ્રતમા મૃષાવાદ ( અસત્ય-સભાષણ ) નો સર્વથા ત્યાગ કરવાનુ કહ્યુ છે

શિષ્ય—હે પૂજ્ય ! હુ બધા પ્રકારના મૃષાવાદના પ્રત્યાખ્યાન ( ત્યાગ સ્વરૂપ પ્રતિજ્ઞા ) લઉં છુ.

ગુરૂદેવ—હે ભદ્ર ! ક્રોધથી, લોભથી, ભયથી, હાસ્યથી ( ક્રોધ, માન, માયા, લોભ વગેરે તમામ મોહનીય કર્મની પ્રવૃત્તિથી ) જાતે જુઠુ બોલવુ નહિ, બીજા પાસે અસત્ય બોલાવવુ નહિ, અને અસત્ય બોલનારને અનુમોદન આપવું નહિ.

શિષ્ય—હે પૂજ્ય ! હુ જીવનપર્યંત ઉક્ત ત્રણ કરણો ( કૃત, કારિત અને અનુમોદિત ) થી તથા ત્રણ યોગો (મન વચન, કાયા) થી અસત્ય ભાષણ કરીશ નહિ, બીજાને અસત્ય બોલવા કહીશ નહિ અને અસત્ય બોલનારને અનુમોદન પણ આપીશ નહિ પૂર્વકાળ (ભૂતકાળ) મા કઇ પણ અસત્ય બોલવાથી પાપકર્મ મે કર્યું હોય તો તેમાથી હુ નિવૃત્ત થાઉં છુ. મારા આત્માની સાક્ષીએ એ પાપોની હુ નિંદા કરૂ છુ આપની સમક્ષ હુ એમની (એ પાપોની) ગર્હણા કરૂ છુ અને આજથી એવા પાપકારી કામથી મારા આત્માને સર્વથા વિરક્ત કરૂ છુ

હે પૂજ્ય ગુરૂદેવ ! આ પ્રકારના બીજા મહાવ્રત અસત્યથી નિવૃત્ત થઇને હુ આત્મસ્વભાવમા સાવધાન થયો છુ. ( ૨૦ )

" अहावरे तच्चे भन्ते ! महव्वए अदिन्नादाणाओ वेरमणं सव्व भन्ते ! अदिन्नादाण पच्चकखामि, से गामे वा नगरे वा, रण्णे वा, अप्पं वा, बहुं वा, अणु वा, थूलं वा, चित्तमंत वा, नेव सयं अदिन्नं गिण्हिज्जा. नेवऽन्नेहिं अदिन्न गिण्हाविज्जा अदिन्न गिण्हंते वि अन्ने न समणुजाणामि. जावज्जीवाए तिविह तिविहेण, मणेण, वायाए काएणं न करेमि, न कारवेमि, करत पि अन्न न समणुजाणामि । तस्स भन्ते ! पडिक्कामि, निन्दामि, गरिहामि अप्पाण वोसिरामि । तच्चे भन्ते ! महव्वए उवट्ठिओमि सव्वाओ अदिन्नादाणाओ वेरमण ॥३॥

**ભાવાર્થ**—હે ગુરૂદેવ ! ત્રીજા મહાવ્રતમા શું કરવુ પડે છે ?

**ગુરૂદેવ**—હે ભદ્ર ! ત્રીજા મહાવ્રતમા અદત્તાદાનનો સર્વથા ત્યાગ કરવો પડે છે

**શિષ્ય**—હે પૂજ્ય ! હું અદત્તાદાન (વિના હક્કની અથવા દીધા વિનાની વસ્તુનુ ગ્રહણ) નો સર્વથા ત્યાગ કરૂ છું

**ગુરૂદેવ**—ગામમા, નગરમા અથવા વનમા, કોઈ પણ જગા થોડી હોય કે વધારે, નાની હોય કે મોટી, સચિત (પશુ મનુષ્યાદિ સજીવ વસ્તુ) હોય કે અચિત (વસ્ત્ર પાત્રાદિક નિર્જીવ વસ્તુ) હોય, પણ તે કોઈની આપેલી વસ્તુ ન હોય તો તે જાતે ગ્રહણ કરવી નહિ, બીજા પાસે ગ્રહણ કરવી નહિ અને અદત્ત વસ્તુ ગ્રહણ કરનારને પણ અનુમોદન આપવુ નહિ

શિષ્ય—હે પૂજ્ય! હુ જીવનપર્યંત ઉક્ત ત્રણ કરણોથી તથા ત્રણ યોગથી જાતે ચોરી ( અદત્તાદાન ) કરીશ નહિ, બીજા પાસે કરાવીશ નહિ, ચોરી કરનારને અનુમોદન આપીશ નહિ પૂર્વકાળમા તે સબધી મારાથી કઈ પણ પાપ થયુ હોય તો હું તેનાથી નિવૃત્ત થાઉ છુ. મારા આત્માની સાક્ષીથી હુ પાપની નિદા કરૂ છુ, આપની સમક્ષ એની ગર્હણા કરૂ છું આજથી એ પાપકારી ચોરીના કાર્યથી મારા આત્માને વિરક્ત કરૂ છુ. પૂજ્ય ગુરુદેવ! આ પ્રકારના ત્રીજા મહાવ્રત અદત્તાદાનથી હુ નિવૃત્ત થઈ આત્મ-સ્વભાવમા સાવધાન થયો છુ

" अहावरे चउत्थे भन्ते । महव्वए मेहुणाओ वेरमण । सव्वं भन्ते ! मेहुणं पच्चक्खामि, से दिव्वं वा, माणुस्सं वा, तिरिक्खजोणिय वा, नेव सयं मेहुण सेविज्जा, नेवन्नेहिं मेहुणं सेवाविज्जा, मेहुणं सेवते वि अन्ने न समणुजाणामि, जावज्जीवाए तिविह तिविहेणं, मणेणं वायाए काएणं न करेमि, न कारवेमि करतं पि अन्नं न समणुजाणामि । तस्स भन्ते ! पडिक्कमामि निन्दामि, गरिहामि अप्पाणं वोसिरामि । चउत्थे भन्ते ! महव्वए उवट्ठिओमि सव्वाओ मेहुणाओ वेरमणं ॥ ४ ॥

ભાવાર્થ—શિષ્ય-હે ગુરુદેવ! ચોથા મહાવ્રતમા શું કરવુ પડે છે?

ગુરુ—હે ભદ્ર! ચોથા મહાવ્રતમા મૈથુન (વ્યભિચાર) નો સર્વથા ત્યાગ કરવો પડે છે

શિષ્ય-હે પૂજ્ય ! હુ મૈથુન (વ્યભિચાર)નો સર્વથા ત્યાગ કરૂ છુ

ગુરુ—દેવદેવી સબધી, મનુષ્ય-નારી સબધી તથા તીર્યચ સબધી કોઇ પણ પ્રકારનુ મૈથુન જાતે કરવુ જોઇએ નહિ, બીજા પાસે મૈથુન કરાવવુ નહિ તથા મૈથુન (વ્યભિચાર)નુ સેવન કરવાવાળાને અનુમોદન પણ આપવુ નહિ.

શિષ્ય-હે પૂજ્ય ! હુ જીવનપર્યંત ઉક્ત ત્રણ કરણોથી તથા ત્રણ યોગોથી મૈથુનનુ (વ્યભિચાર) સેવન કરીશ નહિ, કોઈ બીજા પાસે મૈથુન (વ્યભિચાર)નુ સેવન કરાવીશ નહિ અને મૈથુનનુ સેવન કરવાવાળાને અનુમોદન પણ આપીશ નહિ તથા પૂર્વકાળમા તે સબધી માગથી કઇ પણ પાપ થયુ હોય તેમાથી હુ નિવૃત્ત થાઉ છુ મારા આત્માની સાક્ષીએ, એ પાપની હુ નિંદા કરૂ છુ આપની સમક્ષ એ પાપની હુ ગુર્હણા કરૂ છુ અને આજથી એ પાપકારી (મૈથુન-વ્યભિચાર) કાર્યથી મારા આત્માને સર્વથા વિરક્ત બનાવુ છુ હે પૂજ્ય, ગુરુદેવ ! આ પ્રકારના ચોથા મહાવ્રત મૈથુન (વ્યભિચાર)થી નિવૃત્ત થઇને હું આત્મ સ્વભાવમા સાવધાન થયો છુ

" अहावरे पचमे भंते ! महव्वए परिग्गहाओ वेरमण। सव्व मन्ते । परिग्गह पच्चक्खामि। से अप्पं वा, बहु वा, अणु वा, थूलं वा, चित्तमत वा, अचितमंत वा, नेव सयं परिग्गह परिगिण्हिज्जा, नेवन्नेहिं परिग्गह परिगिण्हाविज्जा परिग्गह परिगिण्हन्ते वि अन्ने न समणुजाणामि । जावज्जीवाए तिविह तिविहेणं मणेणं वायाए काएण न करेमि,

શિષ્ય—હે પૂજ્ય! હુ જીવનપર્યંત રાત્રિ ભોજનનો સર્વથા ત્યાગ કરૂ છુ.

ગુરૂ—અન્ન, પાણી (પેય પદાર્થ) ખાદ્ય (મેવા વગેરે) સ્વાદ ( મુખવાસ વગેરે ) આ ચારે પ્રકારના આહારનો રાત્રીએ સેવન કરવું નહિ, બીજા પાસે રાત્રિ ભોજન કરાવવું નહિ અને રાત્રિભોજન કરવાવાળાને અનુમોદન પણ આપવુ નહિ.

શિષ્ય—હે પૂજ્ય! હુ જીવનપર્યંત ત્રણ કરણોથી તથા ત્રણ યોગોથી રાત્રિભોજન કરીશ નહિ. બીજા પાસે રાત્રિ ભોજન કરાવીશ નહિ અને રાત્રિભોજન કરવાવાળાને અનુમોદન પણ આપીશ નહિ. પૂર્વકાળમા રાત્રિભોજન સબધી મારાથી જે કઇ પાપ થઈ ગયુ હોય તેમાથી હુ નિવૃત્ત થાઉ છુ. મારા આત્માની સાક્ષીએ હુ એવા પાપની નિંદા કરૂ છુ અને આપની સમક્ષ હુ એ પાપની ગર્હણા કરૂ છુ (ધિક્કાર કરુ છુ) વળી એ પાપકારી રાત્રિભોજનરૂપ કાર્યથી, મારા આત્માને અલિપ્ત (વિરક્ત) બનાવુ છુ હે પૂજ્ય ગુરુદેવ! આ પ્રકારના છઠ્ઠાવ્રત 'રાત્રિભોજનથી નિવૃત્ત બનીને આત્મસ્વભાવમા હુ સાવધાન થયો છુ આ પ્રમાણે પાચ મહાવ્રતો તથા છઠ્ઠું રાત્રિભોજન ત્યાગરૂપ વ્રતને માગ આત્માના હિત માટે (કલ્યાણ માટે) અગીકાર કરીને નિર્દ્વન્દ્વભાવથી વિચરુ છુ

આ પ્રકારે જૈનશ્રમણ નિર્ગ્રન્થ ગુરુ પાસેથી જીવન પર્યંત મહાવ્રતને અગીકાર કરે છે આ વ્રતોનું યથાર્થ પાલન કર્યા વિના, આત્મહિત થતુ નથી કેમકે વસ્તુતઃ જો જોઇએ તો માલુમ પડશે કે સમસ્ત મહાવ્રતોનો સબધ

ભૌતિક શરીરની અપેક્ષા, આત્મવૃત્તિથી વિશેષ છે " अत्त-हियट्ठियाए' इति वचनात्। મહાવ્રત એટલા માટે કહેવામા આવે છે કે—અનાદિકાળથી આત્મધર્મની ઉપેક્ષા કરી, દેહાધ્યાસી બની, દેહાદિકને માટે નિરતર દુષ્ટ વૃત્તિનુ સેવન તથા અભ્યાસ હોઇને, આત્મહિતની તરફ દૃષ્ટિ પણ થઇ શકી નહિ આથી વાસ્તવિક સુખથી વચિત રહેવુ પડયુ છે જ્યારે સદ્ગુરુદેવ આદિ, કારણોની પ્રાપ્તિથી, નિજાત્મદૃષ્ટિ આવે છે ત્યારે આ પ્રતિજ્ઞાઓથી બદ્ધ બને છે આ પ્રતિજ્ઞાધારી સાધક, અપાર ધૈર્ય, સતત આત્મજાગૃતિ રાખીને મહાવ્રતોનુ યથાર્થ પાલન કરી, સ્વપર કલ્યાણકર્તા બને છે.

હે ગુરુદેવ ! મને એક શકા થાય છે કે—આપે ફરમાવ્યા મુજબ, નાની મોટી બધી વસ્તુઓનો, અપરિગ્રહ મહાવ્રતને માટે ત્યાગ કર્યો તો, અમલોકો પાસે રહેલ શરીર વસ્ત્રાદિક વસ્તુને શુ પરિગ્રહ ન ગણી શકાય ? એ વસ્તુઓનો ભોગ ઉપભોગ કરવા છતા અમે અપરિગ્રહી ગણાઇએ ?

**સમાધાન**—હે ભવ્ય ! હા, શરીરાદિ તથા વસ્ત્રપાત્રાદિ રાખવા છતા પણ અપરિગ્રહી થઇ શકાય છે, અને પરિગ્રહી પણ થઈ શકાય છે જો શરીરાદિ તથા વસ્ત્રપાત્રાદિ પર મૂર્છા, આસક્તિ, મમત્વ ન હોય તો તે અપરિગ્રહી છે; અને મમત્વ, મૂર્છા હોય તો તે પરિગ્રહી છે શાસ્ત્રકારોએ પણ કહ્યુ છે કે—" **मूर्च्छा परिग्रहः** " ૧૨ તત્વા૦ અ ૭ મૂર્છા—" सदसद्विवेक नाशोमूर्च्छा " સત્ય, અસત્યનો નાશ થવો એને મૂર્છા કહેવામા આવી છે. એ માટે ભગવાન મહાવીર સ્વામીએ કહ્યુ છે કે " दुविहा मूर्च्छा पणत्ता, त जहा "—

" पिज्जवत्तिया चेव दोसवत्तिया चेव " ग २३-८ અર્થાત્ મૂર્ચ્છાના બે પ્રકાર છે. ૧ રાગાનુવર્તી ૨ દ્વેષાનુવર્તી રાગ દ્વેષની પાછળ ચાલવાવાળી, મૂર્ચ્છાને કહેવામા આવી છે. જિન મુનિઓ, શરીરાદિ તથા વસ્ત્રપાત્રાદિક પોતાની પાસે હોવા છતા મૂર્ચ્છાભાવ ધરાવતા નથી એટલા માટે તેમને પરિગ્રહી કહેવામાં આવતા નથી–પરંતુ તેઓ અપરિગ્રહી કહેવાય છે કહેવામા આવ્યુ છે કે–

" जं पि वत्थं च पायं वा, कम्बल पायपुंछणं ।
त पि संजमलज्जट्ठा धारंति परिहरंति अ ॥ २० ॥

न सो परिग्गहो वुत्तो, नायपुत्तेण ताइणा ।
मुच्छा परिग्गहो वुत्तो, इइ वुत्तं महेसिणा ॥ २७ ॥

सव्वत्थुवहिणा बुद्धा, संरक्खण परिग्गहे ।
अवि अप्पणोऽवि देहम्मि नायरंति ममाइयं ॥ २२ ॥

दश वै अ ६

ભાવાર્થ—સયમી પુરુષ, સંયમ નિર્વાહને માટે, વસ્ત્ર, પાત્રકામળ, રજોહરણ વગેરે ધર્મોપકરણ રૂપ ઉપાધિ ( નિશાની ચિહ્ન )ને સયમ અને લજ્જા (अनुचितानुष्ठान संवरणात्मिकाया क्रियाम्–આત્મ વિપરીત અનુષ્ઠાન (ક્રિયાથી શરમ આવવાથી) ને માટે ધારણ કરે છે–પહેરે છે એનો, જગતજીવોના મહા ઉપકારી રક્ષક જ્ઞાતપુત્ર મહાવીર સ્વામીએ પરિગ્રહ કહ્યો નથી, પરંતુ તેમા સયમ ધર્મ કહ્યો છે જ્યારે સાધુ વસ્ત્રાદિ વસ્તુઓનો મમત્વ ભાવથી

ઉપયોગ કરે તો તે (વસ્ત્રાદિ) તેને માટે પરિગ્રહ બને છે, એમ ઋષિવર ભગવાને કહ્યુ છે–" सयमोपकरणमूर्च्छया परिग्रहो भवति।"

આ કારણથી બધી વસ્તુઓ (વસ્ત્ર, પાત્ર આદિ ધર્મ ઉપાધિ, તથા સયમના ઉપકરણો)નુ સરક્ષણ કરવામા અથવા રાખવામા, જ્ઞાની પુરુષ મમત્ત્વ રાખતા નથી, વસ્ત્રાદિક તો શુ? પોતાની જાત શરીર પર પણ મમત્ત્વ રાખવુ જોઇએ નહિ કહ્યુ છે કે–

असइं वोसिठ चत्तदेहे, अक्कुट्ठेवहए लुसिए वा पुढविसमे
मुणी हविज्जा, अनिआणे अकोउहल्ले जे स भिक्खु ॥१३॥

द अ १.

ભાવાર્થ—પોતાના શરીર તરફના મમત્ત્વ વિનાનો જે ભિક્ષુ, અનેકવાર કઠોર વચનોથી, પ્રહારોથી, અથવા લાકડીથી કે શસ્ત્રથી માર ખાવા છતા, બાધવામા આવ્યો હોય છતા, પૃથ્વીની જેમ અત્યત સ્થિર થઇને રહેવાવાળો છે, કુતુહલ વગેરેથી સદા અલિપ્ત, વાસના, ઇચ્છા નિયાણાથી રહિત હોય છે, એને જ સાચો શ્રમણ ભિક્ષુ કહેવામા આવે છે

" सुद्धप्पा सुद्धदविए वोसठकाए य" इत्यादि वचनात्

सू अ ७६

---

" पिज्जवत्तिया चेव दोसवत्तिया चेव " ग २३-८ અર્થાત્ મૂર્છાના બે પ્રકાર છે ૧ રાગાનુવર્તી ૨ દ્વેષાનુવર્તી. રાગ દ્વેષની પાછળ ચાલવાવાળી, મૂર્છાને કહેવામા આવી છે જિન મુનિઓ, શરીરાદિ તથા વસ્ત્રપાત્રાદિક પોતાની પાસે હોવા છતા મૂર્છાભાવ ધરાવતા નથી એટલા માટે તેમને પરિગ્રહી કહેવામા આવતા નથી–પરતુ તેઓ અપરિગ્રહી કહેવાય છે કહેવામા આવ્યુ છે કે–

" जं पि वत्थं च पायं वा, कम्बल पायपुंछणं ।
त पि संजमलज्जठा धारति परिहरंति अ ॥ २० ॥

न सो परिग्गहो वुत्तो, नायपुत्तेण ताइणा ।
मुच्छा परिग्गहो वुत्तो, इइ वुत्तं महेसिणा ॥ २७ ॥

सव्वत्थुवहिणा बुद्धा, संरक्खण परिग्गहे ।
अवि अप्पणोऽवि देहम्मि नायरंति ममाइयं ॥ २२ ॥

दश वै अ ६

**ભાવાર્થ**—સયમી પુરુષ, સયમ નિર્વાહને માટે, વસ્ત્ર, પાત્રકાબળ, રજોહરણ વગેરે ધર્મોપકરણ રૂપ ઉપાધિ ( નિશાની ચિહ્ન )ને સયમ અને લજ્જા (अनुचितानुष्ठान संवरणात्मिकाया क्रियाम्–આત્મ વિપરીત અનુષ્ઠાન (ક્રિયાથી શરમ આવવાથી) ને માટે ધારણ કરે છે–પહેરે છે એનો, જગતજીવોના મહા ઉપકારી રક્ષક જ્ઞાતપુત્ર મહાવીર સ્વામીએ પરિગ્રહ કહ્યો નથી, પરતુ તેમા સયમ ધર્મ કહ્યો છે જ્યારે સાધુ વસ્ત્રાદિ વસ્તુઓનો મમત્વ ભાવથી

ઉપભોગ કરે તો તે (વસ્ત્રાદિ) તેને માટે પરિગ્રહ બને છે, એમ ઋષિવર ભગવાને કહ્યુ છે–" सयमोपकरणमूर्च्छया परिग्रहो भवति।"

આ કારણથી બધી વસ્તુઓ (વસ્ત્ર, પાત્ર આદિ ધર્મ ઉપાધિ, તથા સયમના ઉપકરણો)નુ સરક્ષણ કરવામા અથવા રાખવામા, જ્ઞાની પુરુષ મમત્વ રાખતા નથી, વસ્ત્રાદિક તો શું? પોતાની જાત શરીર પર પણ મમત્વ રાખવુ જોઇએ નહિ કહ્યુ છે કે–

असइं वोसिट्ठ चत्तदेहे, अक्कुट्ठेव्हए लुसिए वा पुढविसमे
मुणी हविज्जा, अनिआणे अकोउहल्ले जे स भिक्खु ॥१३॥

द अ १

ભાવાર્થ—પોતાના શરીર તરફના મમત્વ વિનાનો જે ભિક્ષુ, અનેકવાર કઠોર વચનોથી, પ્રહારોથી, અથવા લાકડીથી કે શસ્ત્રથી માર ખાવા છતા, બાધવામા આવ્યો હોય છતા, પૃથ્વીની જેમ અત્યત સ્થિર થઇને રહેવાવાળો છે, કુતુહલ વગેરેથી સદા અલિપ્ત, વાસના, ઈચ્છા નિયાણાથી રહિત હોય છે, એને જ સાચો શ્રમણ ભિક્ષુ કહેવામા આવે છે.

" मुद्दप्पा सुद्दविए वोसट्ठकाए य" इत्यादि वचनात्

सू अ ७६

# પ્રકરણ ૭ મું

## શુદ્ધ આહાર મોક્ષનુ કારણુ છે

શિષ્ય—ગુરુદેવ ! મને એક વળી બીજી શકા થાય છે કે–આપના કહેવા મુજબ મે આત્મકલ્યાણુને માટે— " अहिंसा परमो धर्म " રૂપ મહાવ્રત ધારણુ કર્યું–(અર્થાત્ કોઈ પણુ નાના કે મોટા, દશ્ય કે અદશ્ય પ્રાણીની હિંસા હું કરીશ નહિ ) ને માગ શરીરમા જ્યા સુધી જીવ રહેશે ત્યા સુધી તેનુ હુ પાલન કરીશ શરીર ધર્મની આરાધના માટે પ્રથમ સાધન છે, મારૂ શરીર આહાર વિના ચાલી શકતુ નથી, અને આહાર (ખોરાક) હિ સા વિના પેદા થઈ શકતો નથી. એથી અમારે સાધુઓએ, આહાર, પાણી આદિ માટે શુ કરવુ? તો હે દયાનિધિ ! કૃપા કરી, મારી આ શકાનુ સમાધાન કરો

**સમાધાન. ગુરુદેવ**—હે આયુષ્યમાન્ શિષ્ય ! એ માટે પરમેશ્વરે, નિર્દોષ આહાર પાણી વગેરેથી સચમનો પૂર્ણ નિર્વાહ કરવાનુ વિધાન કરેલુ છે તેનુ તુ ધ્યાનપૂર્વક શ્રવણુ કર

શાસ્ત્રકારોએ ફરમાવ્યુ છે કે મોક્ષના કારણુ ચાર છે: " चउकारणसंजुत्तं " અર્થાત્ જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ.

આ વાત ગ્રંથકારોએ પણ કહેલ છે. "सम्यग्दर्शनज्ञान चारित्राणि मोक्षमार्गः" આ વિના ભાષ્યકારોએ પણ કહ્યું છે કે —

" निव्वाण खलु कज्जं, नाणाइ तिगं च कारणं तस्स ।
निव्वाण कारणाणं, च कारणं होइ आहारो ॥ ६९ ॥

ભાવાર્થ—શ્રમણ, નિર્ગ્રન્થ, મુમુક્ષોના કાર્ય નિર્વાણ-મોક્ષ છે મોક્ષનુ કારણ જ્ઞાનાદિ (જ્ઞાન, દર્શન, ચારિત્ર) છે એ જ્ઞાનાદિ કારણોનુ કારણ વિશુદ્ધ આહાર છે દાખલા તરીકે કહેવામા આવ્યુ છે કે—

" जह कारणं तु ततु, पडस्स तेसिं च होंति पम्हाइ ।
नाणाइतिगस्सेव, आहारो मोक्खनेमस्स ॥ ७० ॥

ભાવાર્થ —જેમ કપડાનુ કારણ સૂતર છે અને સૂતરનુ કારણ કપાસનો સૂક્ષ્મ તાર છે તેમજ મોક્ષનું કારણ જ્ઞાન, દર્શન, ચારિત્ર છે અને એમનુ કારણ વિશુદ્ધ આહાર છે જ્ઞાન, દર્શન, ચારિત્રના કારણ વિશુદ્ધ આહાર ૮ પ્રકારે શુદ્ધ હોવો જોઇએ

" पिण्डे उग्गमउप्पायणेसणा सजोयणा पमाणं च ।
इंगाल धूम कारण अट्ठविहा पिण्ड विसोही ॥ "

ભાવાર્થ—પિણ્ડ "पिण्डोनाम यदशनादिक सम्पन्न विशिष्टाऽऽहार गुणयुक्त षट्रसोपेतमिति" અન્ન, પાણી, ખાદ્ય-(મેવા વગેરે) સ્વાદ્ય (મુખવાસ વગેરે) ઉદ્ભવના

આધાકર્માદિ સોળ પ્રકારના દોષોમાથી મુક્ત, ઉત્પાદનના ધાત્ર્યાદિ સોળ પ્રકારથી રહિત, સયોજનાદિ દોષ રહિત, એષણાના શકિતાદિ દસ દોષોથી રહિત, સયોજના, પ્રમાણ, ઇગાલ ધૂમ કારણ એ આઠ વસ્તુઓથી વિવેકપુરસરનો આહાર વિશુદ્ધ ગણાયો છે આધાકર્માદિ દોષોનુ વિશેષ વિવેચન આગળના પ્રકરણમા કરવામા આવશે

"णाणचरणस्स मूल, भिक्खायरिया जिणेहिं पणत्ता ।
एत्थ उ उज्जममाणं, त जाण सु तिव्व सवेग" ॥ १ ॥

ભાવાર્થ --જ્ઞાન, દર્શન, ચારિત્રનુ મૂળ, ભગવાન જીનેશ્વરે ભિક્ષાચરી બતાવ્યુ છે વિધિપૂર્વકની ભિક્ષાચરીમા જે ઉદ્યમ કરે છે તે શ્રમણ મોક્ષમાર્ગમા જલદીથી આગે વધે છે શ્રમણ નિર્ગ્રંથોને માટે ભગવાને ખાસ આજ્ઞા ફરમાવી છે કે-

"पिण्ड सिज्ज च वत्थं च, चउत्थं पायमेव च ।
अकप्पिअं न इच्छिज्जा पडिगाहिज्ज कप्पिअ" ॥ ४८ ॥

છાયા —

"पिण्डं शय्या च वस्त्र च, चतुर्थं पात्रमेव च ।
अकल्पिक नेच्छेत्, परिगृह्णीयात् कल्पिकम्" ॥ ४८ ॥
दश अ ६

ભાવાર્થ —ચાર પ્રકારનો આહાર, શય્યા (ઉપાશ્રય—સ્થાનક) વસ્ત્ર (મુખવસ્ત્રિકા, શાટિકા, ચોલપટ્ટકાદિ) તથા પાત્ર (લાકડાનુ, માટીનુ અથવા તુબડુ) એ ચાર કલ્પ્ય

વસ્તુઓનો સયમીએ, સયમની મર્યાદાનુ મરક્ષણ કરવા માટે સ્વીકાર કરવો જોઈએ સયમ મર્યાદાનો ભગ કરનાર અકલ્પ્ય વસ્તુઓની ઇચ્છા પણ કરવી નહિ (ગ્રહણ કરવાની ઇચ્છા ન કરવી) કલ્પ્ય આહરાદિ શુ છે અને અકલ્પ્ય આહાર શુ છે? એ સવિસ્તર આચારાગ, દશવૈકાલિક જોવાથી મળી રહેશે કલ્પ્ય અને અકલ્પ્ય વિશે અમે આગળ કહીશુ ત્યારે ત્યા ધ્યાનપૂર્વક તેનો અભ્યાસ કરી સયમનો નિર્વાહ કરવો

હે આયુષ્યમાન ભદ્ર! એ ભૂલીશ નહિ કે, ઉપાદેય જ્ઞાન, દર્શન, ચારિત્ર છે અને જ્ઞાન, દર્શન, ચારિત્રની પુષ્ટિને માટે નિર્દોષ આહાર ઉપાદેય છે જ્ઞાન, દર્શન, ચારિત્રની ભાવનાથી રહિત કેવળ શારીરિક ધર્મને માટે આહાર ઉપાદેય નથી

" एवमेव जम्बु! जेण अम्ह णिग्गंथो वा णिग्गथी वा जाव पवत्ति ते समाणे ववगयण्हाणु मद्दण पुप्फगध मल्लालकारे विभूसे इमस्स ओरालियस्स स सरीरस्य नो वन्नहेउ वा, रूवहेउ वा, विसयहेउ वा, त विपुल असण पाण खाइम साइम आहारमाहारेति, नन्नत्थ णाणद-सणचरित्ताणं वहट्टयाए ॥ "

ज्ञाता अ २

**ભાવાર્થ**—સુધર્મા સ્વામી ફરમાવે છે કે અહો આયુષ્યમન્ જમ્બૂ! શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ

ફરમાવ્યુ છે કે અમે શ્રમણ નિર્ગ્રન્થ સાધુ, શ્રમણી-નિર્ગ્રંથ સાધ્વી, બાહ્યાભ્યન્તર પરિગ્રહથી મુકત થઈને, દીક્ષિત થઈને સ્નાનરહિત, મર્દન, પુષ્પ, ગંધ, માળા, અલંકાર વિભૂષાનો ત્યાગ કરીને, આ ઔદારિક શરીરનો ( મોક્ષ સાધન યોગ્ય શરીર ) વર્ણ (પુષ્ટ બનાવવા માટે )ને માટે, રૂપને માટે, વિષયો માટે (લોહી, હાડ, માસ ધાતુને વધારવા માટે) આહાર ગ્રહણ કરતા નથી કિન્તુ કેવળ જ્ઞાન, દર્શન ચારિત્રના વહન માટે જ પ્રમાણસહિત, અશન, પાન, ખાદિમ, સાદિમ, એમ ચાર પ્રકારના આહારનુ સેવન કરીએ છીએ. વળી તેમણે કહ્યુ છે કે—

"समणाउसो अम्हं णिग्गथो वा णिग्गंथी वा इमस्स ओरालियसरीरस्य, वंतासवस्स. पित्तासवस्स, सुकासवस्स, सोणियासवस्स, अवस्सविप्पजहियस्स, णो वण्णहेउ वा, णो रूवहेउ वा, णो वलहेउ वा, णो विसयहेउ वा, आहारं आहारेति। नन्नत्थ एगाए सिद्धिगमणं संपावणट्ठयाए।

ज्ञाता अ १८

ભાવાર્થ—હે આયુષ્યમાન શ્રમણો ! આ ઔદારિક શરીરનો સ્વભાવ વસ્તુત વંતાશ્રવ, પિત્તાશ્રવ, શુક્રાશ્રવ, શોણિતાશ્રવ અથવા સડનપડન વિધ્વંસનવાળો છે એ માટે એ ત્યજનીય (ત્યાગ કરવા યોગ્ય)-છે, એમ જાણીને સાધુ સાધ્વીઓએ એનુ (શરીરનુ) પોષણ વર્ણ, રૂપ, બલ તથા વિષયોની વૃદ્ધિ માટે કરવું જોઈએ નહિ, પરંતુ સિદ્ધિગમન રૂપ મુક્તિ પ્રાપ્ત કરવા માટે અશન, પાણી, ખાદ્ય, સ્વાદ્ય

એ ચાર પ્રકારના આહારથી એનુ (શરીરનુ) પોષણ કરવુ જોઇએ

મોક્ષનુ કારણ જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ છે, એ વાત આગળ જણાવી દેવામા આવી છે હવે એ સિદ્ધાતની સાબિતી માટે એ બતાવવુ અયોગ્ય નહિ ગણાય કે—સમ્યક્ ચારિત્ર, સમિતિ ગુપ્તિ સહિત થાય છે અને એનુ પરિણામ પરમેશ્વરે સર્વ કર્મનો ક્ષય એ બતાવ્યું છે, એ માટે જેમણે મોક્ષ પ્રાપ્ત કર્યો છે એમણે આ આઠ પ્રવચનમાતાનું સમ્યક્ આરાધન કર્યું છે

" इरियाभासेसणादाणे, उच्चारे सामिइ इय ।
मणगुत्ती, वयगुत्ती, कायगुत्ती य अट्ठमा ॥२॥

एयाओ पच समईओ, चरणस्स य पवत्तणे ।
गुत्ती नियत्तणे वुत्ता, असुभत्थेसु सव्वसो ॥२६॥

एआओ पवयणमाया, जे सम्म आयरे मुणी ।
सो खिप्पं सव्वससारा, विप्पमुच्चइ पण्डिए ॥२९॥

उत्त. अ २४

ભાવાર્થ —૧ ઇર્યાસમિતિ (માર્ગમા ઉપયોગપૂર્વક ચાલવુ તે) ૨ ભાષા સમિતિ (વિચારપૂર્વક સત્ય, નિર્દોષ તથા ઉપયોગપૂર્વક વચન બોલવા તે) ૩ એષણા સમિતિ (નિર્દોષ અને પરિમિત ભિક્ષા તથા અલ્પ વસ્ત્રાદિ ઉપકરણો ગ્રહણ કરવા તે) ૪ આદાનભડ નિક્ષેપણ સમિતિ (વસ્ત્ર પાત્રાદિક સયમી જીવનને માટે ઉપયોગી સાધન સ્વરૂપ

ઉપકરણોને ઉપયોગપૂર્વક લેવા અને રાખવા ) ૫ ઉચ્ચાર પ્રશ્રવણાદિ સમિતિ ( મળ, મૂત્ર, વલ્ગમ આદિક એવી ત્યાજ્ય વસ્તુઓ, કોઈને દુ ખ ન પહોચે એવી એકાન્ત નિર્જીવ સ્થાનમા નાખવી ) ૬ મનોગુપ્તિ ( દુષ્ટ ચિંતનમા લાગેલા મનને, ત્યાથી ખસેડવુ અને ઉત્તમ આત્મોપયોગમા પરોવવુ) ૭ વચનગુપ્તિ (વચનનો અશુભ વ્યાપાર ન કરવો) ૮ કાય ગુપ્તિ (કુમાર્ગમા જતા શરીરને રોકીને સુમાર્ગે લઇ જવું) આ આઠ સમિતિ ગુપ્તિને પ્રવચન માતા કહેવામા આવી છે. ॥ ૨ ॥

ઉપરોક્ત પાચ સમિતિઓ, ચારિત્ર સયમની જીવન વિષયક પ્રવૃત્તિઓમા ઘણીજ ઉપયોગી છે. ( નવીન કર્મોના પ્રવાહને રોકવો અને પૂર્વસચિત કર્મોનો નાશ કરવો, એ બન્ને ક્રિયાઓનુ નામ જ સમિતિરૂપ સયમ છે ) અને ત્રણે ગુપ્તિઓ, અશુભ વ્યાપારોથી સર્વથા નિવૃત્ત થવામા ઉપયોગી છે

આ પ્રકારની આઠે પ્રવચન માતાઓને સમ્યક્ રીતે સમજીને, શ્રદ્ધા કરીને જે કોઈ એની યથાર્થ ઉપાસના કરશે તે બુદ્ધિમાન મુમુક્ષુ મુનિ જલ્દીથી, સસારના તમામ બધનોથી મુક્ત બનશે —૨૭ અર્હન્માર્ગાનુસારી તપ મોક્ષનુ કારણ છે, અને તપની અન્તર્ગત ભિક્ષાચરી નામક તપનુ વિધાન કર્યું છે એ માટે વિધિપૂર્વક સયમની પુષ્ટિ માટે ભિક્ષાચરી કરવી એ તપ છે

“ भिक्षाचर्या तपो निर्जराङ्गत्वात् अनशनवत् ”

હે આયુષ્યમન્! શ્રી શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ, આ વાત પ્રત્યે ખાસ લક્ષ દોર્યું છે કે-જગતના દેહધારી પ્રાણી, આહાર સજ્ઞાને વશ થઇને, ખાય છે ખાવાનો સમય થઇ ગયો માટે ખાય છે જ્યારે પારમાર્થિક હેતુને લક્ષમા રાખીને મુનિ ખોરાક ખાય છે એમ કરવાથી આત્મ ધર્મનુ ઉલ્લઘન થતુ નથી એટલા માટે શ્રમણોએ પારમાર્થિક હેતુને નજર સામે રાખીને ભોજન કરવુ જોઇએ આ હેતુ એ છે કે—

"वेयणेवेयावच्चे इरियट्ठाए य संजमट्ठाए ।
तह पाणवत्तियाए छट्ठ पुणधम्मचिन्ताए ॥

उत्त २६-३३

ભાવાર્થ—ક્ષુધા વેદનાની શાતિ માટે, સેવા (વૈયાવૃતધર્મ)ને માટે, ઇર્યા સમિતિ અર્થે, સયમ પાળવા અર્થે, ઉત્તમ જીવન નિભાવવા કાજે અને ધર્મધ્યાન, આત્મચિંતન કરવા અર્થે નિર્ગ્રન્થ સાધુ સાધ્વી નિર્દોષ આહાર, પાણી ગ્રહણ કરે છે ૩૩

સયમી જીવન ટકાવી રાખવા માટે, ભોજન ગ્રહણ કરવાની આજ્ઞા પ્રભુએ ફરમાવી છે. એ બાદ પ્રભુએ એ પણ ફરમાવ્યુ છે કે-ભોજન કરવાથી કેવળ શરીરની રક્ષા થાય છે ને સયમ જીવન નાશ પામે છે, (પરમાર્થ બગડે છે,) એમ લાગે તો જરૂર ભોજન છોડી દેવુ આથી એવુ વિધાન કરવામા આવ્યુ છે કે—

ઉપકરણોને ઉપયોગપૂર્વક લેવા અને રાખવા ) ૫ ઉચ્ચાર પ્રશ્રવણાદિ સમિતિ ( મળ, મૂત્ર, વલ્ગમ આદિક એવી ત્યાજ્ય વસ્તુઓ, કોઈને દુ ખ ન પહોચે એવી એકાન્ત નિર્જીવ સ્થાનમા નાખવી ) ૬ મનોગુપ્તિ ( દુષ્ટ ચિંતનમા લાગેલા મનને, ત્યાથી ખસેડવુ અને ઉત્તમ આત્મોપયોગમા પરોવવુ) ૭ વચનગુપ્તિ (વચનનો અશુભ વ્યાપાર ન કરવો) ૮ કાય ગુપ્તિ (કુમાર્ગમા જતા શરીરને રોકીને સુમાર્ગે લઇ જવુ) આ આઠ સમિતિ ગુપ્તિને પ્રવચન માતા કહેવામા આવી છે. ॥ ૨ ॥

ઉપરોક્ત પાચ સમિતિઓ, ચારિત્ર સયમની જીવન વિષયક પ્રવૃત્તિઓમા ઘણીજ ઉપયોગી છે ( નવીન કર્મોના પ્રવાહને રોકવો અને પૂર્વસચિત કર્મોનો નાશ કરવો, એ બન્ને ક્રિયાઓનુ નામ જ સમિતિરૂપ સયમ છે ) અને ત્રણે ગુપ્તિઓ, અશુભ વ્યાપારોથી સર્વથા નિવૃત્ત થવામા ઉપયોગી છે

આ પ્રકારની આઠે પ્રવચન માતાઓને સમ્યક્ રીતે સમજીને, શ્રદ્ધા કરીને જે કોઈ એની યથાર્થ ઉપાસના કરશે તે બુદ્ધિમાન મુમુક્ષુ મુનિ જલ્દીથી, સસારના તમામ બધનોથી મુક્ત બનશે —૨૭ અર્હન્માર્ગાનુસારી તપ મોક્ષનુ કારણ છે, અને તપની અન્તર્ગત ભિક્ષાચરી નામક તપનુ વિધાન કર્યું છે એ માટે વિધિપૂર્વક સયમની પુષ્ટિ માટે ભિક્ષાચરી કરવી એ તપ છે

" भिक्षाचर्या तपो निर्जराङ्गत्वात् अनशनवत् "

હે આયુષ્યમન્ ! શ્રી શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ, આ વાત પ્રત્યે ખાસ લક્ષ દોર્યું છે કે-જગતના દેહધારી પ્રાણી, આહાર સંજ્ઞાને વશ થઇને, ખાય છે ખાવાનો સમય થઇ ગયો માટે ખાય છે જ્યારે પારમાર્થિક હેતુને લક્ષમા રાખીને મુનિ ભોગાર્થ ખાય છે એમ કરવાથી આત્મ ધર્મનુ ઉલ્લઘન થતુ નથી એટલા માટે શ્રમણોએ પારમાર્થિક હેતુને નજર સામે રાખીને ભોજન કરવુ જોઇએ. આ હેતુ એ છે કે—

**" वेयणवेयावच्चे इरियट्ठाए य संजमट्ठाए ।**
**तह पाणवत्तियाए छट्ठं पुण धम्मचिन्ताए ॥**

उत्त २६-३२

ભાવાર્થ—ક્ષુધા વેદનાની શાતિ માટે, સેવા (વૈયાવૃતધર્મ)ને માટે, ઇર્યા સમિતિ અર્થે, સંયમ પાળવા અર્થે, ઉત્તમ જીવન નિભાવવા કાજે અને ધર્મધ્યાન, આત્મચિતન કરવા અર્થે નિર્ગ્રન્થ સાધુ સાધ્વી નિર્દોષ આહાર, પાણી ગ્રહણ કરે છે ૩૩

સંયમી જીવન ટકાવી રાખવા માટે, ભોજન ગ્રહણ કરવાની આજ્ઞા પ્રભુએ ફરમાવી છે એ બાદ પ્રભુએ એ પણ ફરમાવ્યુ છે કે-ભોજન કરવાથી કેવળ શરીરની રક્ષા થાય છે ને સંયમ જીવન નાશ પામે છે, (પરમાર્થ બગડે છે, ) એમ લાગે તો જરૂર ભોજન છોડી દેવુ આથી એવુ વિધાન કરવામા આવ્યુ છે કે—

" निग्गंथो धिइमन्तो, निग्गन्थी वि न करेज्ज छहिं चेव।
ठाणेहिं उ इमेहिं, अणइक्कमणाइ से होइ ॥३४॥

आयंके उवसग्गे, तितिक्खया बम्भचेरगुत्तिसु ।
पाणिदया तवहेउ, सरीरवोच्छेयणट्ठाए ॥३५॥ "

उत्त० अ. २६

ભાવાર્થ—ધૈર્યવાન સાધુ-સાધ્વી, નીચે જણાવેલ છ કારણોથી આહાર પાણી ગ્રહણ ન કરે તો એમને હાનિ કરનાર ગણવામા આવતા નથી અથવા તેમને અસયમી ગણવામા આવતા નથી અર્થાત્ તેમને સયમના સાધક, મોક્ષ માર્ગના આરાધક ગણવામા આવે છે એ છ કારણ આ છે ૧ આતકાદિ રુગ્ણાવસ્થા (માદગી વગેરે) ૨ કુદરતી તથા કૃત્રિમ ઉપસર્ગોમા ( દેવકૃત, મનુષ્યકૃત, સર્પસિંહ વગેરે પશુકૃત ઉપસર્ગ આવે તો એ ઉપસર્ગો સહન કરવા માટે) ૩ બ્રહ્મચર્યની રક્ષા માટે ૪ સૂક્ષ્મ જીવોની ઉત્પત્તિ થઈ એમ જાણીને એમની દયા પાલન કરવાના હેતુ માટે ૫ તપશ્ચર્યાનુ કારણ ૬ શરીરની અતિમ પળ આવી છે એમ જાણીને, સમાધિમરણની પ્રાપ્તિ માટે સથારો ગ્રહણ કરવા આહાર ન કરવાથી સયમનુ પાલન થાય છે એમ સમજવું જોઈએ



## પ્રકરણ : ૮મું

## નિર્દોષ આહાર

અહિંસા, સયમ અને તપોધનવાળા નિર્ગ્રંથો માટે પરમેશ્વરે સર્વ સપત્તિકારી નિર્દોષ ભિક્ષાનુ વિધાન કર્યું છે. એવુ જ ભિક્ષાશન લઈને શ્રમણ નિર્ગ્રન્થે પોતાના મોક્ષ સાધન શરીરનુ પોષણ કરવુ જોઈએ એમ કરવાથી જ ભિક્ષા લેનાર અને દેનાર બન્નેનુ આત્મકલ્યાણ થાય છે. કહ્યુ છે કે-

" दुल्लहाओ मुहादाई, मुहाजीवि वि दुल्लहा ।
मुहादाई मुहाजीवी दो वि गच्छंति सुग्गइ ॥तिबेमि॥१००॥

दश० वै उ १

**ભાવાર્થ**—હે આયુષ્યમન્ ભદ્ર ! ભગવાન ફરમાવે છે કે આ દુનિયામા કોઈપણ પ્રકારના બદલાની આશા રાખ્યા વગર, કેવળ નિ સ્વાર્થ ભાવથી, નિર્દોષ ભિક્ષા આપનાર દાતા, અને કેવળ સયમ નિર્વાહ કરવા માટે, નિ સ્વાર્થ ભાવથી ભિક્ષા ગ્રહણ કરનાર, આ બન્ને મળવા મુશ્કેલ છે નિ સ્વાર્થ દાતા અને નિ સ્વાર્થ ભિક્ષુ બન્ને ઉત્તમાર્થવાળી સુગતિ મેળવે છે વળી નિર્દોષ ભિક્ષા આપનાર દાતા વિશે કહ્યુ છે કે-

નિર્ગ્રન્થ, પૃથ્વી કાયથી માડીને ત્રસકાય પર્યંતના બધા જીવો પર દયાનો ભાવ દાખવે છે, તથા તે આહાર કરે છે, સર્વ જીવોની દયા પણ પામે છે એ માટે, આ હેતુથી કહેવાયુ છે કે તે શ્રમણુ નિર્ગ્રન્થ સસાર સમુદ્રને તીર જાય છે.— ૩૫-૩૬ માટે હે ભવ્ય! શ્રમણુ ભગવાન મહાવીરે ફરમાવ્યુ છે કે—

" समणेण भगवया महावीरेण समणाण निग्गन्थाणं नव कोडिपरिसुद्धे भिक्खे पन्नत्ते । तं जहा ण हणइ । ण हणावइ, हणंत णाणुजाणइ । न पयइ, न पयावेइ, पयतं नाणुजाणइ, न किणइ, न किणावइ, किणतं नाणुजाणइ ॥

का स्था॰ ९

ભાવાર્થ—શ્રમણુ ભગવાન મહાવીર સ્વામીએ શ્રમણુ નિર્ગ્રન્થોને નવ પ્રકારે પરિશુદ્ધ ભિક્ષા લેવાનુ કહ્યુ છે શ્રમણુ નિર્ગ્રન્થ ( શ્રમણી-નિર્ગ્રન્થ ) છકાય જીવોને હણે નહિ, હણાવે નહિ, હણનારને સારો ગણે નહિ, અગ્નિ વગેરેથી ( ચોખા વગેરે ) રાધે નહિ, બીજા પાસે રંધાવે નહિ, અને જે રાધતા હોય તેને અનુમોદન આપે નહિ. કોઇ પણ ખોરાકની, કોઈ વસ્તુ જોઇને ખરીદે નહિ, ખરીદનારની પ્રશસા કરે નહિ હવે ભગવાને ભિક્ષા કરવાની ( ગોચરીની ) તરકીબ બતાવી છે એ આ પ્રકારે છે—

" जहा दुमस्स पुप्फसु, भ्रमरो आवियइ रस ।
ण य पुप्फ किलामेइ, सो य पीणेइ अप्पयं ॥२॥

एमेए समणा, मुत्ता जे लोए सन्ति साहुणो ।
विहंगमा व पुप्फेसु, दाणभत्तेसणा रया ॥ ३ ॥

दश वैका अ ७

**ભાવાર્થ**—જેમ ભ્રમર વૃક્ષોના ફુલોમાથી ફુલનો રસ ચૂસે છે (પીએ છે) એ વખતે તે ફુલોને લેશ માત્ર પણ ઈજા–ક્ષતિ, પહોચતી નથી ( ફુલોની આકૃતિ બગડતી નથી ) અને ભ્રમર તેમાથી પોતાનુ પોષણુ (આહાર) મેળવી પોતાની તૃપ્તિ કરે છે–ભૂખ સતોષે છે, એજ પ્રમાણે પવિત્ર શ્રમણ નિર્ગ્રંથ, સસારના કારણભૂત બ્રાહ્યાભ્યતર ઉપાધિથી મુક્ત બનીને, આ વિશ્વમા વિદ્યમાન છે તે, ગૃહસ્થોને ત્યા ભ્રમરની માફક જઈને સયમના સાધનભૂત, અશન, પાન, ખાઈમ, સાઈમ વસ્ત્રપાત્રાદિ ઉપયોગી વસ્તુઓની યાચના કરે છે. અને વસ્તુઓના માલિક દાતાએ આપેલ નિર્દોષ ભિક્ષાને ગ્રહણ કરી તે મોક્ષ માર્ગમા સતુષ્ટ રહે છે –૨

ઉપરોક્ત હેતુને લક્ષમા રાખીને શ્રમણ નિર્ગ્રન્થ આ પ્રતિજ્ઞા કરે છે કે–

" वयं च वित्ति लब्भामो, ण य कोइ उवहम्मइ ।
अहागडे सुरीयन्ते, पुप्फेसु भमरा जहा ॥ ८ ॥

द वै अ ७

**ભાવાર્થ**—તે ધર્મિષ્ઠ શ્રમણ નિર્ગ્રન્થ કહે છે કે– અમે અમારી આજીવિકા રૂપ ભિક્ષા એ પ્રમાણે લઈશુ કે જેથી કોઈપણ દાતાને દુખ ન પહોચે અથવા એ પ્રકારનુ સયમ જીવન ગુજારીશુ કે એ જીવનદ્વારા, આજીવિકાને માટે કોઈપણ પ્રાણીને હાનિ ન પહોચે જ્યારે અમારે માટે

આજીવિકાની જરૂરત ઊભી થાય ત્યારે ભ્રમરની જેમ અચાનક ગૃહસ્થના ઘેર જઈને, ગહસ્થે પોતાના માટે કે પોતાના પરિવાર માટે જે ભોજન બનાવ્યું હશે, તેમાથી ગૃહસ્થ પાસે યાચના કરીને, નિર્દોષ ભોજન લઈ, સયમ જીવનનો નિર્વાહ કરીશું અને જો અમારા માટે (તે ગૃહસ્થે) ભોજન બનાવ્યુ હશે તો તે અમે ગ્રહણ કરીશુ નહિ

શિષ્ય—હે ગુરુદેવ! તે દોષ કયા કયા છે કે જેનાથી સાધુઓનુ ગ્રાહ્ય ભોજન દુષિત બને છે?

ગુરુદેવ—હે ભદ્ર! તે દોષ આ છે સાવધાન થઈને તુ તે સાભળ અને (તે સાભળ્યા બાદ) તે દોષોને દૂર કરીને નિર્દોષ સયમનુ પાલન કરી આત્મકલ્યાણ પ્રાપ્ત કર-

"गवेसणाए गहणे, य परिभोगेसणाय जा।
आहारोवहि सेज्जाए, एए तिन्नि विसोहए॥ ७७॥
उग्गमुप्पायण पढमे, बीए सोहेज्ज एसणं।
परिभोयम्मि चउक्कं, विसोहेज्ज जयं जई॥ १२॥
उ अ २४

ભાવાર્થ—હે ભદ્ર! એષણા સમિતિનો ઉપયોગ ત્રણ પ્રકારે થાય છે ૧ ગવેષણૈષણા, ૨ ગ્રહણૈષણા, ૩ ગ્રાસૈષણા (પરિભોગૈષણા) એનો ઉપયોગ ક્યારે અને કઈ રીતે કરવો? આહાર, પાણી આદિ તથા સયમના સાથમા રાખવા યોગ્ય વસ્ત્રપાત્રાદિ અને શય્યા, સ્થાનક, પાટ, પાટલા, વગેરે, આ ત્રણ વસ્તુઓનુ શોધન કરવા માટે ત્રીજી સમિતિ છે એટલા માટે ત્રણે વસ્તુના શોધનમા, ગ્રહણ કરવામા અથવા ઉપયોગ કરવામા આ સમિતિનુ, સયમધર્મપૂર્વક (યત્નપૂર્વક) આરાધન કરવુ જોઈએ

ગૃહસ્થ દાતાના ઉદ્‌ગમન સબંધી ૧૬ દોષો છે એ દોષોથી રહિત ભિક્ષા લેવી જોઇએ. ગૃહસ્થે પણ તે ૧૬ દોષોથી રહિત ભિક્ષા વહોરાવવી જોઇએ ઉત્પાદન ભિક્ષા પ્રાપ્ત કરવા માટે ૧૬ દોષો સાધુએ દૂર કરવા જોઇએ અને એ દોષોથી બચીને જ સાધુએ ભિક્ષા ગ્રહણ કરવી જોઇએ ગ્રહણ એષણાના દસ દોષ છે તે સાધુ તથા ગૃહસ્થ બન્નેને લાગુ પડે છે એમાથી બચવાની જરૂર બન્નેને માટે સરખી છે એ સિવાય ગ્રાસ એષણાના ચાર દોષો દૂર કરીને સાધુ ભોજન કરે આ પ્રકારની વિધિ કરીને સયમ ધર્મની આરાધના કરે

—ગવેષણા ઉદ્‌ગમનના ૧૬ દોષ

" अहाकम्मुद्देसिय, पूईकम्मे य मीसजाए य ।
ठवणा पाहुडियाए, पाओयर कीय पामिच्चे ॥ १ ॥
परियट्टिए अभिहड, उब्भिन्न मालोहडे इय ।
अच्छिज्जे अणिसिट्ठे, अज्झयरए सोलसमे ॥ २ ॥

प्रवचन सारोद्धार गा ५६५-६

ભાવાર્થ—૧ આધાકર્મ-કોઈ ખાસ સાધુનો મનમા સકલ્પ કરીને, તેના નિમિત્તે સચિત વસ્તુને અચિત બનાવવી, અચિતને રાધવી તે આધાકર્મ કહેવાય આ દોષ ચાર પ્રકારથી લાગે છે 'પ્રતિસેવન' આધાકર્મી આહારનુ સેવન કરવું, ૨ પ્રતિશ્રવણ આધાકર્મી આહારને માટે નિમંત્રણ સ્વીકારવું ૩ સવસના આધાકર્મી આહાર ભોગવનાર સાથે રહેવુ, ૪ અનુમોદન આધાકર્મી આહાર ભોગવનારની પ્રશસા કરવી

૨, **ઔદ્દેશિક**–કોઈ ખાસ સાધુને માટે બનાવવામાં આવેલો આહાર, તે સાધુ લે તો, તેને માટે આધાકર્મી આહાર બને છે, બીજા લે, તો તે આહાર ઔદ્દેશિક બને છે.

૩ **પૂતિકર્મ**–શુદ્ધ આહારમા આધાકર્માદિનો અશ ભળે તો તે પૂતિકર્મ બને છે.

૪ **મિશ્રજાત**–ગૃહસ્થે પોતાના અને સાધુને માટે, એકી સાથે રાધેલા આહારને મિશ્ર કહે છે

૫ **સ્થાપન**–સાધુને આપવાની ઈચ્છાથી અમુક સમય માટે, આહારને જુદો રાખી મૂકવો તે સ્થાપન છે

૬ **પ્રાભૃતિકા**–સાધુને ખાસ ખોરાક આપવા માટે, જમણવાર કે મહેમાનોના નિમત્રણના સમયમા ફેરફાર કરવો તેને પ્રાભૃતિક કહે છે

૭ **પ્રાદુષ્કરણ**–આપવાની વસ્તુ અધારામા હોય અને તેથી અગ્નિ, દીવો વગેરેથી અજવાળુ કરીને કે બારી વગેરે ખોલીને વસ્તુને પ્રકાશમા લાવવી અથવા આહાર વગેરેને અધારાવાળી જગામાથી પ્રકાશવાળી જગામા લાવવો તે આહાર પ્રાદુષ્કરણ છે

૮ **ક્રીત**–સાધુને માટે, પૈસા આપીને આહાર લાવવામા આવ્યો હોય તે આહાર ક્રીત દોષવાળો બને છે

૯ **પ્રામિત્ય**–( પામિચ્ચ ) સાધુને માટે, ઉધારે વસ્તુ લાવવામા આવે તેને પ્રામિત્ય કહે છે

૧૦ **પરિવર્તિત**–સાધુને માટે અદાસદા ( અદલો બદલો ) કરીને આહાર લાવવામા આવે તેને પરિવર્તિત કહે છે

૧૧ અભિહૃત-( अभिहडे ) સાધુને માટે, ગ્રહસ્થ દ્વારા એક સ્થાનમાથી બીજા સ્થાનમા લાવેલા આહારને અભિહૃત આહાર કહે છે

૧૨ ઉદ્‌ભિન્ન-સાધુને ઘી વગેરે આપવા માટે, વાસણનુ ઢાંકણ (ઢાકણુ) તોડીને (ખોલીને) સાધુને ઘી વગેરે આપવું તે ઉદ્‌ભિન્ન કહેવાય છે

૧૩ માલાપહૃત-સીડી નીસરણી વગેરે મૂકીને માળિયા ઉપરથી ઉતારેલી વસ્તુ માલપહૃત કહેવાય છે

૧૪ આચ્છેદ્ય-અધિકારી વગેરે સબળ પુરુષથી, નિર્બળના ઘેરથી છીનવાઈ લવાયેલ વસ્તુ આચ્છેદ્ય કહેવાય છે.

૧૫ અનિસૃષ્ટ-એક જ વસ્તુના, એક કરતા વધારે માલિક હોવાથી, તે સઘળાની ઈચ્છા વિના તે વસ્તુ આપવી તેને અનિસૃષ્ટ કહે છે.

૧૬ અધ્યવપૂરક-સાધુ આવે છે એમ સાભળતાજ રસોઈમા વધુ ચીજોનુ, સાધુને માટે, ઉમેરણ કરવું-જેમકે દાળભાતના આધણમા વધારે દાળભાત ઓરવા વગેરે, એવા આહારને અધ્યવપૂરક કહેવામા આવે છે

ઉદ્‌ગમનના આ સોળ દોષો ગૃહસ્થ દ્વારા લાગે છે એ માટે સાધુએ પોતાની પ્રતિજ્ઞા ટકાવવા માટે પૂર્ણ તપાસ કરી, નિર્દોષ આહારની ખાત્રી મેળવીને જ ભિક્ષા ગ્રહણ કરવી જોઈએ. તે કેવી રીતે જાણવું તેનો ઉપાય ભગવાને બતાવ્યો છે—

' उग्गमं से अ पुच्छिज्जा, कस्सट्ठा केण वा कड ।
सुच्चा निस्सकियं सुद्धं पडिगाहिज्ज संजए ॥५६॥

द वै० अ प० ५-७

ભાવાર્થ—ગૃહસ્થના ઘેર આહાર, પાણી વગેરે જોઈને ભિક્ષુને શકા થાય કે-આ આહારની ઉત્પત્તિ કેવી રીતે થઈ હશે ? આ આહાર કોના માટે બનાવાયો હશે ? આવી આવી શકાઓનુ પૂરેપૂરુ સમાધાન કરી લ્હ્યા બાદ જ તે શુદ્ધ ભિક્ષા હોય તો સયમી ભિક્ષુએ, ભિક્ષાનો સ્વીકાર કરવો, અન્યથા નહિ.

## ગ્રહણૈષણા ( ઉત્પાદના )ના ૧૬ દોષ.

धाई दुई निमित्ते आजीववणीमगे तिगिच्छाय ।
कोहे माणे माया लोभे य हवन्ति दस दोसा एए ॥१॥
पुव्विं पच्छा सथव, विज्जा मते य चुण्ण जोगे य ।
उप्पायणाइ दोसा, सोळसमे मूळकम्मे य ॥ २ ॥

प्रवचनसारोद्धार गा ५६७

ભાવાર્થ—૧ ધાત્રી-ગૃહસ્થના સતાનને, ખવગાવવાનુ પીવડાવવાનુ વગેરે ધાત્રીનુ કામ કરીને, અથવા કોઈ ધાયની નોકરી લગાવીને આહાર લેવો એ ધાત્રી દોષ છે.

૨ દૂતી-એક બીજાના સદેશા-ગુપ્ત કે પ્રગટ રૂપમા એક બીજાને પહોચાડવાનુ, દૂતનુ કામ કરીને આહાર લેવો એ દૂતી દોષ કહેવાય છે

૩ નિમિત્ત–ભૂત અને ભવિષ્યનુ શુભાશુભ નિમિત્ત બતાવીને આહારાદિક લેવો તે નિમિત્ત દોષ કહેવાય છે

૪ આજીવ–સ્પષ્ટ કે અસ્પષ્ટ રૂપમા પોતાની જાતિ કુલ વગેરે જાહેર કરીને આહારાદિક લેવો તે આજીવ દોષ કહેવાય છે.

૫ વનીપક–શ્રમણ, શાક્ય, સન્યાસી વગેરેમા જે માણસ (જે ગુરુને માનતો હોય ) જેનો ભક્ત હોય, તેની સામે તેની પ્રશસા કરે અથવા દીનતા બતાવીને આહાર લેવો તે વનીપક કર્મ કહેવાય છે

૬ ચિકિત્સા–ઔષધિ કરવી કે ઔષધિ બતાવવી અને ચિકિત્સક તરીકે કામ કરીને આહાર લેવો તેને ચિકિત્સા દોષ કહેવામા આવે છે

૭ ક્રોધ–ક્રોધ કરીને અથવા ગૃહસ્થને શાપ વગેરેનો ભય બતાવીને આહાર લેવો તેને ક્રોધ દોષ કહેવામા આવે છે

૮ માન–અભિમાનથી પોતાની જાતને પ્રતાપી, તેજસ્વી, બહુશ્રુત બતાવવી, પોતાનો પ્રભાવ જમાવીને આહાર લેવો તેને માન દોષ કહેવામા આવે છે

૯ માયા–વચના કરીને અથવા (કોઈને ) છેતરીને આહાર લેવો તે માયા દોષ કહેવાય છે

૧૦ લોભ–આહારમા લોભ કરવો, અર્થાત્ ભિક્ષા લેવા જતી વેળા, જીભની લાલચને વશ થઈને, એમ વિચા-

'उग्गमं से अ पुच्छिज्जा, कस्सट्ठा केण वा कड ।
सुच्चा निस्संकियं सुद्धं पडिगाहिज्ज संजए ॥५६॥

द वै० अ प० ५-७

**ભાવાર્થ**—ગૃહસ્થના ઘેર આહાર, પાણી વગેરે જોઈને ભિક્ષુને શંકા થાય કે–આ આહારની ઉત્પત્તિ કેવી રીતે થઈ હશે ? આ આહાર કોના માટે બનાવાયો હશે ? આવી આવી શંકાઓનું પૂરેપૂરું સમાધાન કરી રહ્યા બાદ જ તે શુદ્ધ ભિક્ષા હોય તો સંયમી ભિક્ષુએ, ભિક્ષાનો સ્વીકાર કરવો, અન્યથા નહિ.

## ગ્રહણૈષણા ( ઉત્પાદના )ના ૧૬ દોષ.

धाई दुई निमित्ते आजीववणीमगे तिगिन्छाय ।
कोहे माणे माया लोभे य हवन्ति दस दोसा एए ॥१॥
पुव्वि पच्छा संथव, विज्जा मंते य चुण्ण जोगे य ।
उप्पायणाइ दोसा, सोलसमे मूलकम्मे य ॥ २ ॥

प्रवचनसारोद्धार गा ५६७

**ભાવાર્થ**—૧ ધાત્રી–ગૃહસ્થના સંતાનને, ખવરાવવાનું પીવડાવવાનું વગેરે ધાત્રીનું કામ કરીને, અથવા કોઈ ધાયની નોકરી લગાવીને આહાર લેવો એ ધાત્રી દોષ છે.

૨ **દૂતી**–એક બીજાના સંદેશા ગુપ્ત કે પ્રગટ રૂપમાં એક બીજાને પહોચાડવાનું, દૂતનું કામ કરીને આહાર લેવો એ દૂતી દોષ કહેવાય છે

૩ નિમિત્ત–ભૂત અને ભવિષ્યનુ શુભાશુભ નિમિત્ત બતાવીને આહારાદિક લેવો તે નિમિત્ત દોષ કહેવાય છે

૪ આજીવ–સ્પષ્ટ કે અસ્પષ્ટ રૂપમા પોતાની જાતિ કુલ વગેરે જાહેર કરીને આહારાદિક લેવો તે આજીવ દોષ કહેવાય છે.

૫ વનીપક–શ્રમણ, શાકય, સન્યાસી વગેરેમા જે માણસ (જે ગુરુને માનતો હોય) જેનો ભક્ત હોય, તેની સામે તેની પ્રશસા કરે અથવા દીનતા બતાવીને આહાર લેવો તે વનીપક કર્મ કહેવાય છે

૬ ચિકિત્સા–ઔષધિ કરવી કે ઔષધિ બતાવવી અને ચિકિત્સક તરીકે કામ કરીને આહાર લેવો તેને ચિકિત્સા દોષ કહેવામા આવે છે

૭ ક્રોધ–ક્રોધ કરીને અથવા ગૃહસ્થને શાપ વગેરેનો ભય બતાવીને આહાર લેવો તેને ક્રોધ દોષ કહેવામા આવે છે

૮ માન–અભિમાનથી પોતાની જાતને પ્રતાપી, તેજસ્વી, બહુશ્રુત બતાવવી, પોતાનો પ્રભાવ જમાવીને આહાર લેવો તેને માન દોષ કહેવામા આવે છે

૯ માયા–વચના કરીને અથવા (કોઈને) છેતરીને આહાર લેવો તે માયા દોષ કહેવાય છે

૧૦ લોભ–આહારમા લોભ કરવો, અર્થાત્ ભિક્ષા લેવા જતી વેળા, જીભની લાલચને વશ થઈને, એમ વિચા-

રવું કે નિશ્ચય કરવો કે, આજ તો અમુક વસ્તુ જ ખાઈશ, અને જો તે વસ્તુ અનાયાસ ન મળે તો અહી તહીં તેની શોધ કરવી, તથા દૂધ વગેરે મળે તો જીભ સ્વાદને તાબે થઈને સાકર વગેરે માટે અહી તહી ભટકવુ–આ બધો આહાર લોભ દોષ પ્રકારનો કહેવાય છે

૧૧ પ્રાક્પશ્ચ ત્સંસ્તવ–(पुव्विपच्छासंथव) આહાર લેતા પહેલા કે પછી આપનાર (દાતા)ની પ્રશસા કરવી

૧૨. વિદ્યા—દેવાગનાથી અધિષ્ઠિત, અથવા જપ, હવન વગેરે સિદ્ધ થવા વાળી અક્ષરોની રચનાને વિદ્યા કહેવાય છે એને બતાવીને કે શિખવાડીને આહાર લેવો તેને - વિદ્યા દોષ કહેવામા આવે છે

૧૩ મત્ર—દેવતા દ્વારા આધષ્ઠિત, અક્ષર રચના, કોઈ વાર પાઠ માત્રથી સિદ્ધિ થઈ જાય, તો તેને મત્ર કહેવામા આવે છે મત્રના પ્રયોગ વડે લેવાયેલો આહાર મંત્રપિંડ છે અને મત્રદોષ કહેવામા આવે છે

૧૪. ચૂર્ણ—અદશ્ય કરવાવાળા સુરમા વગેરેનો પ્રયોગ કરીને જે આહાર લેવામા આવે તે ચૂર્ણદોષ કહેવાય છે

૧૫ યોગ—પગ વગેરે પર લેપ આદિ લગાવીને સિદ્ધિ બતાવીને આહાર લેવો તેને યોગપિંડ કહેવામા આવે છે. તે આહારને યોગદોષ કહેવાય

૧૬ મૂલકર્મ—ગર્ભસ્તભ, ગર્ભાધાન, ગર્ભપાત વગેરે મસાર સાગરમા ભ્રમણ કરાવનાર સાવદ્ય પ્રયોગ કરવો

તે મૂલકર્મ છે એમ કરીને આહાર લેવો તે મૂલકર્મ દોષ છે

આ સોળ દોષ સયમને હાનિકારક છે એ દોષો મોટે ભાગે સાધુને લાગે છે એનુ નિમિત્ત સાધુ છે એટલા માટે મોક્ષમાર્ગનુ આરાધન કરવા માટે એ દોષોને અવશ્ય દૂર કરવા જોઈએ

## ગ્રહણૈષણાના દસ દોષ.

ભોજનાદિ ગ્રહણ કરવા તેને ગ્રહણૈષણા કહે છે એના દસ દોષો છે એ દસે દોષોને જાણીને શ્રમણ નિર્ગ્રન્થે અવશ્ય એમનો ત્યાગ કરવો જોઈએ

"सखिय मक्खिय, निक्खित्त, पिहिय, साहारिय,
दायगुम्मीसे ।
अपरिणयलित्त छड्डिय, एसणा दोसा दस हवन्ति ॥

प्रवचन सारोद्धार ६६८

ભાવાર્થ—૧ શકિત આહારમા આધાકર્મ વગેરેના દોષોની શકા હોવા છતા પણ (આહાર) લેવો તેને શકિત દોષ કહે છે

૨ પ્રક્ષિપ્ત—સચિત-પૃથ્વી, પાણી, વનસ્પતિ વગેરે સહેજ પણ શરીરના અવયવ હાથ વગેરે પર જમા થયેલ હોય અથવા ગૃહસ્થની થાળી કે પ્યાલા આદિ કચરાથી ભરેલા હોય છે, અથવા એવી અવસ્થામા રહેલા આહારને સ્વીકારવો તે પ્રક્ષિપ્ત દોષ છે

૩. નિક્ષિપ્ત—આપવાની વસ્તુ સચિત ઉપર રાખી હોય અને તેના પરથી લઈને સાધુને વહોરાવે તો તે આહાર નિક્ષિપ્ત દોષવાળો ગણાય છે.

૪. વિહિત—આપવાની વસ્તુ, સચિત, વસ્તુથી ઢાકી હોય, અને તે વસ્તુને હઠાવીને સાધુને આહાર વગેરે વહોરાવવુ તેને વિહિત દોષ કહેવામા આવે છે

૫ સાહરિય—જે વાસણોમા સચિત આદિ વસ્તુ પડી હોય તેમાથી વસ્તુ કાઢી લઈને તેજ વાસણમા દેવા યોગ્ય અચિત વસ્તુ લઇને સાધુને આહાર આપવામા આવે તો તે આહાર સાહરિય દોષવાળો બને છે

૬. દાયક—બિલકુલ નાના છોકરાના હાથે-કે જે આહાર વહોરાવવા માટે અનાધિકારી લેખાય-જે ખોરાક આપવામા આવે તે દાયક દોષ કહેવાય છે જો આહાર યોગ્ય અધિકાર હાથથી વહોરવામા આવે તો તે દાયકદોષવાળો ગણાતો નથી દાન આપવા માટે અનાધિકારીના ૪૦ ભેદ ગ્રથકારોએ બતાવ્યા છે તેમાથી હુ થોડા અત્રે જણાવુ છુ.

૧ બાળ, વૃદ્ધ, મત્ત (શરાબી) ઉન્મત્ત (ઘમડી કે પાગલ) કપમાન, જ્વરિત (તાવવાળા) અધ, પ્રગલિત (કોઢિયો) આરૂઢ (જોડા વગેરે પહેરેલા હોય તેવો) બદ્ધ (હાથમા હાથકડી પગમા બેડી વગેરેથી બધાયેલો હોય) છિન્ન (હાથ, પગ વગેરે કપાયેલ હોય) ત્રૈરાશિક (નપુસક) ગર્ભિણી, બાળવત્સા (ધાવતા બાળકને છોડીને આહાર વહોરાવનાર સ્રી), ભુજાના (ભોજન કરતા કરતા કે કાચા

પાણીથી હાથ ધોઈને ભિક્ષા આપે તે) ૧ ષટકાયવ્યગ્રસ્તા, ૨ નિક્ષિપન્તી, ૩ અવગાહમાના, ૪ સઘટ્ટયન્તી, આ ચાર છ કાયની વિરાધના રૂપ હોઈને ત્યાજ્ય કે વર્જનીય છે. લિપ્તહસ્તા, લિપ્તમાત્રા (ચીકણા પદાર્થથી લિપ્ત પાત્ર)

૭ **ઉન્મિશ્ર**—અચિતની સાથે સચિત કે મિશ્ર આહાર ભળ્યો હોય, મિશ્ર કે સચિતની સાથે અચિત આહાર ભળ્યો હોય તો તે આહાર ઉન્મિશ્ર દોષવાળો બને છે

૮ **અપરિણત**—વસ્તુ નિર્જીવ બને તે પહેલા તેને લઈ લેવી, અથવા જેમા શસ્ત્રપૂર્ણ પરિણત ન થયુ હોય એવા આહારવાળી વસ્તુનો સ્વીકાર કરવો તે અપરિણત કહેવાય છે

૯ **લિપ્ત**—ગૃહસ્થનુ ઘર થોડીવાર પહેલાજ લીપ્યુ હોય અને ત્યા જઈને કે આવીને આહાર લેવો કે દેવો તે આહાર લિપ્ત દોષવાળો કહેવાય છે

૧૦ **છર્દિત**—સાધુને આપવા યોગ્ય આહાર, પાણી વગેરે અયત્ના હોય, ઊચેથી પડતી હોય કે પડી હોય એવી આહારની વસ્તુ લેવામા આવે તો તે છર્દિત દોષ કહેવાય

આ દોષોનુ અહિંસા ધર્મને અબાધિત, અખડિત રાખવા માટે વિધાન કરવામા આવ્યુ છે આ માટે મુમુક્ષોએ અવશ્ય આ દોષોને દૂર કરવા અને સયમસાધક આહાર ગ્રહણ કરવો

## ગ્રાસૈષણાના પાંચ દોષો.

૧ **સયોજના**—ઉત્કર્ષતા પેદા કરવા માટે, એક

દ્રવ્યને-વસ્તુને બીજી વસ્તુની સાથે ભેળવવી એને સંયોજન કહે છે જેમકે રસલોલુપતાના કારણથી દૂધ, સાકર, ઘી વગેરે પદાર્થોના સ્વાદ માટે સંયોગ મેળવવો

૨. **અંગાર**—સ્વાદિષ્ટ સરસ આહાર કરતા કરતા આહારની કે દાતાની પ્રશંસા કરવી તે અંગાર દોષ છે. ખાદ્ય પદાર્થ અને પદાર્થના દાતા તરફ રાગદૃષ્ટિ થાય તો, શાસ્ત્રકારોએ કહ્યુ છે કે, રાગરૂપ અગ્નિએ ચારિત્રને કોયલા સમાન બનાવ્યુ છે

૩ **ધૂમ્ર**—વિરસ (ખરાબ રસનો) આહાર કરતા કરતા, આહારની કે દાતાની દ્વેષભાવને વશ થઈને નિંદા કરવી તે ધૂમ્રદોષ છે ખાદ્ય પદાર્થ અને દાતા પર દ્વેષ કરવો તેને માટે શાસ્ત્રકારો જણાવે છે કે એમ કરવાથી ચારિત્ર ધૂમ્રરૂપ બની જાય છે

૪ **અપ્રમાણ**—સ્વાદના લોભથી ભોજનને પરિમાણનુ અતિક્રમણ કરીને અધિક (વધારે) ખાવું તે અપ્રમાણ દોષ છે

૫ **અકારણ**—સાધુઓને, છ કારણથી આહાર લેવાની આજ્ઞા કરવામા આવી છે (એ છ કારણો સિવાય શરીરબળ, વીર્યાદિક વગેરેની વૃદ્ધિ માટે આહાર કરવો તે અકારણ દોષ છે)

આ પાચ દોષોથી સ્વહિંસા (આત્મગુણોનો ઘાત થાય છે) થાય છે એ માટે મોક્ષાર્થી શ્રમણનિર્ગ્રન્થોએ પૂર્ણ ઉપયોગ રાખવો જોઈએ "जय भुजतो भासंतो

**पापकम्म न बन्धइ** " ઉપયોગપૂર્વક ખાનારને અને બોલનારને પાપકર્મ બાધતા નથી

અત્રે ૪૭ દોષોનો માત્ર સંક્ષિપ્ત ઉલ્લેખ કરવામા આવ્યો છે એ વિના આચારંગ, ભગવતીજી, દશવૈકાલિક, ઉત્તરાધ્યયન, પ્રશ્નવ્યાકરણ, નશીથ આદિ સૂત્રો જોવાથી વિશેષ વસ્તુ મળી રહેશે જીજ્ઞાસુઓએ તે વાચી લેવા.

---

## પ્રકરણ ૯ મું.

## સર્વાવસ્થામાં ત્યાગ

જૈનશ્રમણ નિર્ગ્રન્થોના આહાર ( ખોરાક ) વિધિમા શુ લેવુ, શું ન લેવુ એ વિષયમા જોઈએ તો બે વસ્તુઓ જણાઈ આવે છે · માસ અને મદિરાનો ત્યાગ બધી અવસ્થામા થવો જોઈએ અર્થાત્ શુદ્ધબુદ્ધમા હોય કે સકારણ હોય કે નિષ્કારણ હોય, એવા કોઈ પણ બહાના નીચે શ્રમણે દારૂ પીવો નહિ તથા માસ ખાવુ નહિ એને જ સાચો જૈનશ્રમણ કહેવામા આવે છે. આમ હોય તો જ તેની સાથે, શ્રમણસઘના કાનૂન મુજબ વિધિપૂર્વક વદના વગેરેનો વ્યવહાર કરવામા આવે છે–અન્યથા નહિ મદિરા, માંસ ખાનાર અસાધુ છે, સાધુ નહિ વર્તમાનકાળમા જેટલા આગમ ઉપલબ્ધ છે તેમા શ્રમણ ( સાધુ ) શ્રમણી ( સાધ્વી )ઓની સખ્યા બતાવવામા આવી છે કે–

"चौवीसी जिननी, मुनी सख्या अठावीस लाख ।

"सहस्र अडतालीस उपर मूत्र परंपरा माख ॥"

चौवीसी जिननो, साधवी नो परिवार ।

"लाख सेतालीस, आठसो सितेर हजार ॥"

"एक लाख केवली, चमोत्तर हजार ।

वली नवसे उपर, चोवीसी नो परिवार ॥"

"वड़ी साधुवदना"

વર્તમાન અવસર્પિણી કાળમા ઋષભદેવ ભગવાનથી માડીને મહાવીર સ્વામી પર્યંત ચોવીસ તીર્થંકર સાધુઓની સખ્યા ૨૮ લાખને ૪૮ હજારની થઈ સાધ્વીઓની સખ્યા ૪૭ લાખ, ૭૦ હજાર ૮ સોની થઈ ( ૪૭૭૦૮૦૦ ) કેવળીઓની સખ્યા ૧ લાખ ૭૪ હજાર ૯ સો (૧૭૪૯૦૦)ની થઈ આમા અમુક સાધુ-સાધ્વીએ, માસ ખાધુ એવો ઉલ્લેખ કોઈ પણ શાસ્ત્રમા મળતો નથી જેમ ગધેડાના કે સસલાના માથા ઉપર શિગડા હોય છે એમ ક્યાય પ્રમાણ મળતુ નથી, તેમ જૈન શ્રમણત્વમા રહીને જૈન-શ્રમણે માસ ખાધુ એવુ પ્રમાણ ક્યાય મળતુ નથી. હા, બે સાધુઓના નામ મળે છે-જેમણે બિમારીમા ચિકિત્સકો દ્વારા દારુ ( શરાબ ) દવાને નામે પીધો હતો. એકનુ નામ "કડરિક", બીજાનુ નામ "શૈલકરાજ ઋષિ". આ બન્નેનો સક્ષિપ્ત પરિચય કથાનક રૂપમા આગળ કહેવામા આવશે એ પહેલા એ બતાવવામા આવ્યુ છે કે જ્યારે કડરીક મુનિએ બિમારીમા દારૂ ( શરાબ ) પીધો ત્યારે સાજા થઈને પણ તેમણે પ્રાયશ્ચિત વિધિ કરી નહિ, તેથી જૈનશ્રમણ સંઘે તેમની સાથે વિધિ વ્યવહાર કરવાનું છોડી દીધુ અર્થાત્ તે કડરિક મુનિને શ્રમણસઘની બહાર

કાઢી મૂક્યા અન્તે તે કડરિક મદિરા, માસ, કામભોગમા લુબ્ધ બનીને મરણ પામ્યા ને સાતમી નરકમા ગયા. બીજા શૈલકરાજ ઋષિએ પણ બિમારીમા ચિકિત્સકો દ્વારા શરાબ પીધો બિમારીનો અત આવ્યો તો પણ તેમણે પ્રાયશ્ચિત વિધિ કર્યો નહિ અને મદિરાદિક પ્રમાદ છોડયા નહિ, ત્યારે શ્રમણસઘે તેમનો ત્યાગ કર્યો અને તેમના ૪૯૯ શિષ્યો તેમને છોડી અન્યત્ર ચાલ્યા ગયા પછી જ્યારે શૈલકરાજ ઋષિએ શુદ્ધ થઈને મદિરા પ્રમાદનો ત્યાગ કર્યો અને પુનઃ પ્રાયશ્ચિત કર્યું ત્યારે તેમના ૪૯૯ શિષ્યો ફરીવાર તેમની પાસે આવ્યા ને મળ્યા, શ્રમણસઘે તેમનો પૂર્ણ સત્કાર કર્યો, અને શૈલકરાજ ઋષિ શુદ્ધ, તપ, સયમ પાળીને મોક્ષમા ગયા

હે પાઠકો! જૈનસિદ્ધાતમા, જૈનશ્રમણ-શ્રમણી દારૂ કે માસ લેતા નથી મદિરા પીનાર અને માસ ખાનારને જૈન સાધુ-સાધ્વી કહેવા ( સાધુ સાધ્વી તરીકેની શ્રદ્ધા દાખવવી ) તેને મિથ્યાત્વ છે આ વિષયક મૂલ આગમનું પ્રમાણ બતાવવુ ઉચિત છે. હે પાઠક! નીચેનુ કથન જરા ધ્યાનથી વાચો—

"सुध्धे सणिया, अताहारा, पंताहारा, अरसाहारा, विरसाहारा, लुहाहारा, तुच्छाहारा, अतजीवी, पंतजीवी, आयंबिलिया, पुरिमड्ढिया, निव्विगइया, अमज्जमंसासिणो, णो णियामरसभोई"

सूय अ. १८

**ભાવાર્થ**—શુદ્ધ આહારની (અસણ, પાણ, ખાઈમ, સાઈમ) ગવેષણા કરનાર, અન્તઆહાર-જઘન્ય અર્થાત્ જે આહાર બહુ ગરીબ લોક લેતા હોય એવા ચણા વગેરે લેનાર, પ્રાન્ત-આહાર બચાવેલો આહાર લેનાર, અરસ આહાર-મીઠું મરચું વગેરે વિનાના રસ વિહીન ખોરાક લેનાર, વિરસ આહાર જેનો રસ ચાલ્યો ગયો હોય એવા જૂના ધાન્ય કે ભાત વગેરેનો આહાર લેનાર, રુક્ષઆહાર-બહુ સૂકો આહાર લેનાર, તુચ્છ આહાર -તુચ્છ સત્વરહિત નિ સાર ભોજન કરનાર, અન્તાહારથી જીવનયાત્રા નિભાવનાર, પ્રાતાહારથી જીવનયાત્રા નિભાવનાર, આયબિલિયા-દિવસના બે પ્રહર બાદ લૂખુ ભોજન પાણીમા નાખીને એક જ આસન પર બેસીને (તપ વિશેષ) ભોજન કરનાર, સર્વ દિન બે પ્રહર બાદ ભોજન કરનાર, **સદા સર્વદા મદ્ય (શરાબ)** માસનો ત્યાગ કરનાર, સદા સરસ આહારને ન ખાનાર, વગેરે નિર્ગ્રંથ સાટેના લક્ષણો છે

હવે બીજુ પ્રમાણ **प्रश्न व्याकरण**મા પ્રથમ સવર દ્વારા જોઈએ તેમા લખ્યુ છે કે શ્રમણ નિર્ગ્રંથ કદાપિ માસાહાર કરવાવાળો હોતો નથી

"सुध्धेसणिएहिं, सखादतिएहिं दिट्ठलाभेएहिं, अदिट्ठलाभेएहिं, पुट्ठलाभेएहिं, आयाम्बिलिएहिं, परिमट्ठि एहिं, एक्कासणिएहिं, निव्वइएहिं, मित्रपिण्डवाएहिं, परिमियापिण्डवाइएहिं, अन्ताहारेहि, पन्ताहारेहिं, अरसाहा-

हारेहिं, विरसाहारेहिं, लूहाहारेहिं. तुच्छाहारेहिं, अंतजीविहिं, पतजीविहिं, लूहजोविहिं, तुच्छजीविहिं, उवसंतजीविहिं, पसंतजीविहिं, विवित्तजीविहिं, अक्खीरमहुसप्पिएहिं, अमज्जमंससिएहि, ठाणाइएहिं, इत्यादि

प्र व्या स्वर १

**ભાવાર્થ** —અહિંસા ભગવતી–એવા મહાપુરુષોથી સેવાઈ છે કે જેઓ શુદ્ધ નિર્દોષ, એષણિક આહાર ગ્રહણ કરનાર, રોટલી અને કડછી (ચમચા)ની સ ખ્યા પ્રમાણથી આહાર કરનાર, દેખાતી વસ્તુને ગ્રહણ કરનાર, નહિ દેખાતી ( હાડલા વગેરે ) આપેલી વસ્તુને ગ્રહણ કરનાર, સદૈવ બે પ્રહર બાદ ભોજન કરનાર, સદૈવ એકવાર ભોજન કરનાર, સદૈવ વિકૃતિ રહિત આહાર કરનાર, જે આહાર અલગ કાઢીને રાખ્યો હોય તેમાથી આહાર કરનાર, **परिमितपिण्डापाति** –થોડા ભોજન પ્રમાણ સહિત લેનાર, અન્ત–આહાર, રુક્ષ આહાર, તુચ્છ આહાર લેનાર, અન્ત, પ્રાન્ત અને તુચ્છ આહાર લઈ, પોતાના સ યમ જીવનને ગુજારનાર, ક્રોધ, માન, માયા, લોભ કષાયને ઉપશાન્ત કરીને જીવનાર, વિવિકતજીવી–સર્વ પ્રકારની આશા, તૃષ્ણા રહિત બની સ યમ જીવન જીવનાર હોય છે

મદ્ય ( મદિરા શરાબ ) અને માસનુ કદાપિ પણ સેવન નહિ કરનાર, સ્થિર આસનવાળા **पडिमट्ठाइएहिं** સાધુની બાર પડિમા ( પ્રતિજ્ઞા )નુ યથાર્થ પાલન કરે છે અર્થાત્ ઉપરોક્ત ગુણશાળી પુરુષોએ જ અહિંસા ભગવતીનુ યથાર્થ

પાલન કર્યું છે પાઠક આ ઉપરથી સમજી લ્યો કે ' મદ્ય માસ લેવાવાળા અહિંસા ભગવતીનુ આરાધન કરી શકતા નથી ' મદ્ય માસનુ સેવન નહિ કરનાર જ ભગવતીનુ યથાર્થ આરાધન કરી શકે છે અહિંસાના નિયમ પાળવાથી જ જૈન શ્રમણ-શ્રમણી કહેવાય છે

પ્રિય પાઠકો! હવે ત્રીજા પ્રમાણને માટે દશવૈકાલિક સૂત્રની ચૂલિકા જોઇએ, તેમા પણ લખ્યુ છે કે, જૈન શ્રમણ -અમદ્યપેયી અમાસાશી હોય છે, જુઓ

" अमज्जमसासि, अमच्छरीआ, अभिक्खणं निव्वि-गइ गयाअ। अभिक्खण काउस्सगकारी, सज्झायजोगे पयओ हविज्जा ॥

दश० द्वितीय चूलिका गा ७

**ભાવાર્થ**-જૈન શ્રમણનુ સ્વરૂપ બતાવતા જીનેશ્વર ભગવાને ફરમાવ્યુ છે કે, અમદ્યપેયી-જેમા નશો ચઢે, કેફ ચઢે એવા શરાબાદિ પદાર્થો નહિં પીનાર, જળમા ચાલનાર જળચર ( માછલા વગેરે )નુ, સ્થળ (જમીન)મા ચાલનાર તમામ જાતિઓના પશુઓનુ, આકાશમા ઉડનાર તમામ પ્રકારના પક્ષિઓનુ માસ નહિ ખાનાર, કોઈની હિસા નહિ કરનાર, વારવાર પૌષ્ટિક પદાર્થ દૂધ, ઘી, વગેરેનુ સેવન નહિ કરનાર, વારવાર પ્રતિદિન કાયોત્સર્ગ કરનાર ( એથી કાયોત્સર્ગમા સ્વાત્મચિંતન અને ધર્મધ્યાનથી આત્મા નિર્મળ બને છે) સદા સ્વાધ્યાય ( વાચવું, પૂછવું, પરિયટ્ટના, અનુ-પેહા અને ધર્મકથા )મા લીન બનનાર, ( એમ કરવાથી

જ્ઞાનની વૃદ્ધિ થાય છે અને ચિત્તમા આત્મસ્થિરતા આવે છે ) સ્વાધ્યાય ધ્યાનમા લીન રહેનાર શ્રમણ નિર્ગ્રન્થ બને છે.

પ્રિય પાઠકો ! આપ લોકો ખૂબ જ ધ્યાનથી વાચો કે, મુનિ મદ્ય, માસના ભોગી તો નથી જ, ઉપરાત જ્યા જે મહોલ્લામા કે કોઈ ગૃહસ્થની વસ્તી વિભાગમા માસ અથવા મચ્છી વગેરે અભક્ષ્ય ભોજન હોય ત્યા શ્રમણોને જવા આવવાની પણ મનાઈ કરવામા આવી છે એનુ વિધાન આચારાગ સૂત્રમા ઠીક ઠીક રીતે કહેવામા આવ્યુ છે તે ભાવાર્થની સાથે આ રીતે છે

"से भिकखू वा भिकखुणी वा जाव पविट्ठे समाणे सेज्जं पुण जाणेज्जा, मंसाइय वा, मच्छाइय वा, मसखल वा, मच्छखल वा, आहेणं वा, पहेण वा, हिंगोलं वा, हिरमाणं वा, संपेहाए, अंतरासे मग्गा वहुपाणा, बहुबीया, बहुहरिया, बहु ओसा, बहु उदया, वहु उत्तिग, पणगदगमट्टियमक्कडासताणगा, वहवे तत्थ समण माहण अतिहि किवण मणीमगा उवागता । उवागमिस्सति तत्थ इणा वित्तिणो पण्णस्स निक्खमणपवेसणाए वायणापुच्छण परियट्टणाणुपेहाए, धम्माणुओगचिन्ताए सर्वे णच्चा तह-प्पगार पुरे सक्खडि वा पच्छा सक्खडियाए णो अभि-संधारेज्जा गमणाए ॥

आचाराग द्वितोय श्रुतस्कंध अ १ उ ७

**ભાવાર્થ**—શાસ્ત્રકારોએ જૈન ભિક્ષુ-શબ્દની વ્યુત્પત્તિ કરતા લખ્યુ છે કે "**यम नियम व्यवस्थित कृतकारितानुमोदित परिहारेण भिक्षते इत्येवशीलो भिक्षु**" અર્થાત્ સાધુ સબધી યમ, નિયમમા સ્થિત, હિંસા કરવી, કરાવવી અને હિંસાનુ અનુમોદન એ ત્રણેનો પરિહાર-ત્યાગ કરીને ભિક્ષા માગે છે ભિક્ષા માગવામા જેને આચાર છે, તેને ભિક્ષુ કહે છે

'**आरंभत्यागात धर्मकार्यपरिपालनाय भिक्षणशीलो भिक्षु**" અર્થાત્ છકાય જીવોની હિંસા રૂપ આરભનો ત્યાગ કરીને, ધર્મકાર્ય (જ્ઞાન, દર્શન, ચારિત્રાત્મક) પાળવાને માટે ભિક્ષા માગવાના સ્વભાવવાળો સાધુ કહેવાય છે એવા આચારવાળા સાધુ સાધ્વીઓને ગૃહસ્થના ઘેર ભિક્ષા લેવા જતા એમ માલમ પડે કે, અમુકને ત્યા અથવા એ રસ્તામા, વિવાહના નિમિત્તે અથવા મૃત્યુના કારણે, માસ અથવા મચ્છીનુ ભોજન છે, અથવા માસ તથા માછલાઓના ચામડા છે, અને એવા રસ્તા પર કોઈ, સાધુ કે સાધ્વીને લઈ જવા, માગે તો ત્યા ગૃહસ્થના ઘર પર કે તે રસ્તા પર જવાની લેશ માત્ર ઈચ્છા સાધુએ કરવી જોઈએ નહિ, કેમકે તે સ્વધર્મબાધક છે તે રસ્તામા ઘણા જ પ્રાણી, બીજ, લીલી લીલોત્રી, ઓસનુ પાણી, અથવા સાક્ષાત્ પાણી, બારીક જીવ જતુ હોય છે અને શ્રમણો, બુદ્ધધર્મી બ્રાહ્મણો, મુસાફરો, રક, ભિક્ષુ, ભાટ ચારણો આવ્યા હોય છે અથવા આવવાના હોય છે, એથી ઘણી જ ભીડ થાય છે, એ માટે જૈન મુનિઓનો સ્વધર્મ નાશ પામે છે, અને તેથી આપત્તિઓ આવે છે વળી શાસ્ત્રવાચનમા, પૃચ્છના, પરિયટ્ટના, અણુપેહા, તથા

ધર્માનુચિંતા વગેરેમા ભયકર વિઘ્નકર્તા બને છે આમ જાણીને માસ મચ્છીનુ ભોજન હોય તે ઘર કે રસ્તામા જૈનયતિએ જવાની જરાપણ ઇચ્છા કરવી નહિ એમ કરનાર ( નિયમો પાળનાર ) મુનિ મોક્ષ માર્ગનો સાચો આરાધક બની શકે છે કહ્યુ છે કે–

' एयं खलु तस्स भिक्खुस्स वा भिक्खुणी वा सामग्गिय"

आचा २ श्रु अ १ उ ६

હવે પાઠકોને એ બતાવવુ જરૂરી છે કે કોઈ જૈન ભિક્ષુ ઉપરોક્ત સૂત્રાનુજ્ઞાની અવજ્ઞા કરીને એ રસ્તા પર જાય તો તે સાધુ પ્રાયશ્ચિતનો ભાગીદાર થાય છે પ્રમાણ માટે જુઓ—

" जे भिक्खू वा भिक्खुणी वा, मंसादियं वा मच्छादिय वा, मसखलं वा, मच्छखल वा, आहेण वा पहेण वा, समेल वा, हिंगोल वा, अन्नवर वा, तहप्पगारं विरूवरूव हीरमाण पेहाए ताए आसाए, ताए पिवासाए, ताए तरयसि अण्णत्थ उवाइणा वे उवायणावंते वा साइज्जइ "

नशीत्थ सूत्र उद्दे ७७ सू १८५

**ભાવાર્થ**—જે સાધુ સાધ્વી માસનુ ભોજન, મચ્છીનુ ભોજન, માસ ભોજનનો ઢગલો કર્યો હોય, મત્સ્ય ભોજનનો ઢગલો કર્યો હોય, કોઈ ઘરમાથી લઈ આવ્યા હોય, કોઈના

ઘેર લઈ જતા હોય, જેનાથી તેમના સ્વજન વગેરે સન્માન કરતા હોય, યક્ષાદિકની યાત્રા માટે તૈયારી કરતા હોય તેમને માટે તથા માસમત્સ્યાદિક એ પ્રકારના વિરૂપ રૂપ (ખરાબ) વાળા અન્ય આહાર જોઈને, વગેરે કારણો જોઈને તેને ગ્રહણ કરવાની આશાથી, એને ગ્રહણ કરવાની પિપાસાથી, તૃષ્ણાથી (જૈન સાધુ) પોતાનુ સ્થાન છોડીને અન્ય માસ મત્સ્યવાળા સ્થાન તરફ ખૂદ જાય, કોઈ બીજાને મોકલે અને જનારને સારો સમજે તે સાધુ સાધ્વીને પ્રાયશ્ચિત કરવુ પડે છે

" त सेवमाणे आवज्जइ चउम्मासिय परिहारठाणं अणुग्घाउय "

नशीत्थ उद्दे १९८

**ભાવાર્થ**—પ્રાયશ્ચિત કેટલુ આવે અને કેટલુ આપવુ તે મર્યાદાલોપકના ભાવોને જોઇને, ગીતાર્થ ગુરુ (આચાર્ય) ચૌમાસિક પ્રાયશ્ચિત આપવાનુ વિધાન છે પરાધીનપણાથી ખિનઉપયોગથી ઉપરના દોષ વાળો તો જઘન્ય ૪ ઉપવાસ, મધ્યમ ૪ છટ્ઠ ઉત્કૃષ્ટ ૧૨૦ ઉપવાસ આતુરતાથી લાગે કે જાણતા લાગે તો જઘન્ય ૪ છટ્ઠ તથા ૪ દિવસનો છેદ, મધ્યમ ૪ અઠ્ઠમ તથા ૭ દિવસનો છેદ, ઉત્કૃષ્ટ ૧૨૦ ઉપવાસ તથા ૧૦૮ દિવસનો છેદ મોહનીય કર્મોદયથી, મૂર્ચ્છાભાવથી દોષ લાગે તો જઘન્ય ૪ અઠ્ઠમ તથા ૭ દિવસનો છેદ, મધ્યમ ૧૫ છટ્ઠ તથા ૪૦ દિનનો છેદ ઉત્કૃષ્ટ ૧૨૦ ઉપવાસ, પારણે આયબિલ તથા ૧૨૦ દિવસનો છેદ નશીત્થ **સૂત્ર** ૩ ૧૭

પ્રિય પાઠકો ! હવે આપની સામે એક વધુ, જૈન સાધુઓના પ્રાયશ્ચિતની વાત કહેવાની ઈચ્છા થાય છે ઉપર પ્રમાણોથી, એ તો સાબિત થઈ ગયુ કે જૈન શ્રમણ માસાહારી હોતા નથી અને શાસ્ત્રથી નિષેધ ગણાયેલા કાર્ય પણ તેઓ કરતા નથી જો કોઈ રાજા રજવાડામા કે ગૃહસ્થને ત્યા માસ મત્સ્યનુ ભોજન હોય અને એની સાથે એમને ત્યા નિરામિષ (માસ રહિત) ભોજન (અસણુ, પાણુ, ખાઇમ, સાઈમ) હોય, તો જૈન સાધુ એમ વિચાર ન કરી શકે કે, ચાલો ! અહીથી, અભક્ષ્ય માસ મત્સ્યનુ ભોજન છોડી દઈને, નિરામિષ (અસણાદિ ચારે પ્રકારનો આહાર) ભોજન લઈ આવુ અગર જો કોઇ સાધુ જિનાજ્ઞા વિરુદ્ધ માસ, મત્સ્ય ભોજનવાળા (ગૃહસ્થ કે રાજરજવાડા વગેરે) ને ત્યા જાય તો તે સાધુ જરૂર પ્રાયશ્ચિતનો ભાગીદાર બને છે

"जे भिक्खू वा भिक्खूणी वा रण्णो खत्तियाण जात्र भिसीत्ताण मसक्खयाणं वा, मच्छक्खयाण वा, छवियक्खायण वा, वहिया निग्गयाण असणं वा पाणं वा खाइमं वा साइम वा जा साइज्जइ"

निशीथ सुत्र उद्दे ९ सु १०

ભાવાર્થ—ક્ષત્રિય, રાજા, મહારાજા વગેરે જેઓ મૃગાદિ માસ ભક્ષણ કરનાર છે તેમને ત્યા કે જળચર–માછલા વગેરે ખાનારને ત્યા ખેતર વાડીઓમા પાકેલા ઇંડા હોલા વગેરે ખાનારને ત્યા, માસ મત્સ્ય વગેરેનુ ભોજન જ્યા તૈયાર કરવામા આવ્યુ હોય ત્યા, ઘર કે ગામની બહાર

ચારે પ્રકારનો આહાર બનાવ્યો હોય ત્યાં, જૈનસાધુ સાધ્વીએ એ (આહાર) લેવાની ઈચ્છાથી જવું જોઈએ નહિ, બીજા કોઈને ત્યાં મોકલવો નહિ અને જનારને સારો લેખવો નહિ આ મર્યાદાનો ભંગ કરી તે જાતે જાય, બીજાને મોકલે કે જનારને સારો લેખે તો તે સાધુ પ્રાયશ્ચિતનો અધિકારી બને છે પ્રાયશ્ચિતનો વિધિ અને એનું પ્રમાણ ઉપર બતાવવામાં આવ્યું છે

પ્રિય પાઠકો! વ્યવહાર મર્યાદાવાળાઓ માટે તથા ધર્મ મર્યાદાવાળાઓ માટે પણ, મહાન ઉપયોગી એવું, શાસ્ત્રકારોનું એક સૂત્ર હું અહીં બતાવવા માગું છું એ સૂત્ર એમ છે કે—

" जुए पसत्तस्स धनस्स नासो, मसे पसत्तस्स दयाए नासो।
मज्जे पसत्तस्स जसस्स नासो, वेसापसत्तस्स कुलस्स नासो"॥

गौतमकुलक गा १७

ભાવાર્થ—જુગાર ખેલવામાં જે આસક્ત છે તેના ધનનો નાશ થાય છે, માંસ ખાવામાં જે આસક્ત છે તેના દયાધર્મનો નાશ થાય છે, મદિરા (શરાબ) પીવામાં જે આસક્ત છે તેના યશનો નાશ થાય છે, અને વેશ્યાની સાથે ભોગ ભોગવવામાં જે આસક્ત છે તેના કુલનો (વંશનો) નાશ થાય છે—૧૭

આ ગાથાના બીજા ચરણના બાગમાં હું એ ખાત્રી-પૂર્વક સમજાવવા માગું છું કે 'मसे पसत्तस्स दयाए नासो' જે કોઈ માંસ ખાય છે તેની દયાનો નાશ થાય છે જ્યાં દયાનો નાશ થાય છે ત્યાં ધર્મ ક્યાંથી રહે? અને જ્યાં

દયા ધર્મ નથી ત્યા દયા ધર્મ વિના આત્મિક સુખ પણ ક્યાથી મળી શકે ? (અર્થાત્ મળતુ નથી). આટલા માટે માસ ખાનાર નિરતર દયાના અભાવથી આત્મસુખથી વચિત રહે છે આથી સર્વ અવસ્થામા માસ ત્યાજ્ય છે

જૈન સાધુઓ માટે માસ તો સદાને માટે અભક્ષ્ય છે. પણ તે ઉપરાત, જન સાધારણને ખાવા લાયક સચિત પૃથ્વીકાય, (મીઠુ વગેરે) વનસ્પતિ (કદ, મૂળ, ફળફૂલ વગેરે) અને પીવા લાયક સચિત પાણી વગેરે પણ અભક્ષ્ય ને અપેય છે–અર્થાત્ જૈન શ્રમણ સચિત ભોજન તથા પાણીનો ભોગ કરી શકે નહિ

' सोवच्चले सिंधवे लोणे, रोमालोणे च आमए ।
सामुद्दे पसुखारे य, कालालोणे य आमए " ॥ ८ ॥

दश अ ३

ભાવાર્થ—ખાણનુ સચળ લુણ, સૈંધવલુણ, સામાન્ય લુણ, સમુદ્રનુ લુણ, ખારો, કાલાલૂણ, વગેરે અનેક પ્રકારના પૃથ્વીકાયના તત્ત્વોને સચિત ગ્રહણ કરે તો સયમી નિર્ગ્રથ મહર્ષિઓ માટે તે અનાચીર્ણ (અયોગ્ય) બને છે ' सव्वमेव मणाइन्न निग्गन्थाण महेसिण ' એ વચન પરથી ઉપરોક્ત વસ્તુ સ્પષ્ટ થશે વળી કહ્યુ છે કે—

" सीओदग न सेविज्जा, सिलावुट्ठं हिमाणि अ ।
उसिणोदग तत्तफासुअ, पडिगाहिज्ज सजए " ॥ ६ ॥

दश वं० अ ८

**ભાવાર્થ**—સયમી ભિક્ષુએ ઠંડુ (કાચુ, સચિત) પાણી, શિલાનુ પાણી, સચિત બરફનુ પાણી ન પીવુ જોઈએ પરતુ અગ્નિથી ખૂબ તપાવેલુ અથવા ધોવણનુ નિર્જીવ પાણીજ પીવુ જોઈએ-ગ્રહણ કરવુ જોઈએ અને એના વડેજ સયમજીવનનો નિર્વાહ કરવો જોઈએ

આ જ વસ્તુ 'ઉત્તરાધ્યયન' મા બીજા અધ્યયનની ૪થી ગાથામા કહેવામા આવી છે '**सीओदगं न सेविज्जा, वियडस्से सणचरे**' સચિત ઠડા પાણીનુ સેવન કરવુ નહિ પરતુ નિર્દોષ અચિત પાણીનુ જ સેવન કરવુ જોઈએ

"**मूलए सिंगबेरे य, उच्छुखडे अनिव्वुडे ।**
**कन्दे मूले य सचित्ते, फले बीए य आमए ॥ ७ ॥**
दश अ ३-

**कद मूलं पलब वा, आम छिन्न च सन्निर ।**
**तुबाग सिंगवेर च, आमग परिवज्जए ॥ ७० ॥**
दश वे अ ५ उ १

**सालुअ वा विरालिय, कुमुअ उप्पलनालिय ।**
**मुणालिअ सासवनालिअ, उच्छुखड अनिव्वुड ॥७८॥**
**तरुणग वा पवाल वा, रुक्खस्स तणगस्स वा ।**
**अन्नस्स वा विहरिअस्स, आमग परिवज्जए ॥७९॥**
दश० वैका० अ ५ उ २

**ભાવાર્થ**—સચિત મૂળા, સચિત આદુ, સચિત ઉસ આ પ્રકારના સચિત સૂરણ આદિ કદ, સચિત,-

# પ્રકરણ ૧૦મું

## શૈલક રાજર્ષિ અને કંડરીક

શૈલકપુરના રાજાનુ નામ શૈલક હતુ એને પથક વગેરે ૫૦૦ પ્રધાન હતા એ સમય થાવર્ચા નામના મહા મુનિ સહસ્ર શિષ્યોની સાથે શૈલકપુર નજીક સુભૂમિભાગ ઉદ્યાનમા આવ્યા. શૈલકરાજા પોતાના પથક આદિ પ્રધાનો સહિત, મુનિને વદન કરવા ગયો મુનિએ ધર્મદેશના સભળાવી શૈલક રાજાએ શ્રાવક યોગ્ય દ્વાદશવ્રતરૂપ ધર્મનો સ્વીકાર કર્યો એકદા એ થાવર્ચ્યા મુનિનો શિષ્ય શુકદેવ સન્યાસી જૈન દીક્ષિત બન્યો તે હજાર શિષ્યો સહિત શૈલકપુરમા આવ્યો તેની ધર્મદેશના સાભળીને (શૈલકને) વૈરાગ્ય ઉત્પન્ન થયો તેને દીક્ષા લેવાનો ભાવ ઉત્પન્ન થયો. શૈલક રાજાને પદ્માવતી રાણીથી મડુક નામનો પુત્ર હતો તે મડુકને રાજ્યધૂરા સોપીને પથક વગેરે ૫૦૦ પ્રધાનો સહિત જૈન સાધુ બન્યો જૈનમુનિ બન્યા બાદ ૧૧ અગોનો સૂત્રાભ્યાસ કર્યો તેનાથી તે તત્ત્વજ્ઞ બન્યો ગુરુ આજ્ઞા લઈ પોતાના પથક વગેરે ૫૦૦ શિષ્યો સહિત ધર્મોપચારાર્થે અલગ વિહાર તેણે કર્યો શૈલક રાજર્ષિને સાધુયોગ્ય અન્ત, પ્રાન્ત, તુચ્છ, રુક્ષ, અગ્ન, વિરસ, શીત, ગરમ, વખત બે વખત ભોજન (લેવાના) કારણે

( શૈલક મહર્ષિને ) શરીરમા ખુજલી અને પિત્તદાહ જ્વરની ભારે વેદના ઉત્પન્ન થઇ તેણે સમાધિ ભાવથી, સારી રીતે સહન કરવા માડયુ વિહાર કરતા કરતા મુનિ શૈલકપુરમા આવ્યા બિમાર ઋષિને જોઇને મંડુક રાજાએ વિનતિ કરી કે, હે ગુરુદેવ ! મારા રાજવૈદ્યો દ્વારા આપના શરીરની ચિકિત્સા કરવાની મારી ઈચ્છા છે આપ મને એટલી સેવા કરવાનો લાભ આપો મુનિની ઈચ્છા હોવાથી વૈદ્ય શાસ્ત્રમા કુશળ વૈદ્યોદ્વારા ચિકિત્સા શરુ થઈ

**तएणं तिगिन्छया मडुएणं रण्णा एव वुत्ता समाणा हट्ठतुट्ठा सेलयस्सरायरिसीस्स, अहापवित्तेहि ओसहभेसज्जेण भत्तपाणेहिं तिगिच्छ—आउटेइ, मज्जपाणय च से उवदिसति ॥७२॥**

**ज्ञाता अ ५**

અર્થાત્—ચિકિત્સકોએ મંડુક રાજાના વચન હર્ષપૂર્વક તથા આદરથી સાભળીને રોગ મટે એવી પ્રવૃત્તિ હાથ ધારણ કરી ઔષધ, ભૈષજ્ય, ભત્તપાણીથી ચિકિત્સા ચાલુ કરી અને મદ્યપાન કરવાનુ કહ્યુ

જૈન મુનિ માટે માસની જેમ મદિરાપાન પણ નિષિદ્ધ છે એ શૈલકરાજ ઋષિને માલૂમ હોવા છતા, તે રોગથી આતુર બનીને, ચિકિત્સકોને તેણે કહ્યુ—એમા શુ ? એમ કરવાથી (મદિરા પીવાથી) તેનો રોગ દૂર થયો પણ—

**"तएणं से सेलए तसि रोयायंकसि उवसंतसि समाणंसि तसि विहलं, असण, पाणं, खाइम, साइम, मज्जपाणए**

य, मुच्छिए, गढिए, गिद्धे, अज्झोववन्ने पासत्थे, पासत्थविहारी, एवं उसन्नेकुसीले, पमत्ते, ससत्ते, ससत्तविहारी उवलद्धपीढफलगसेज्जा सथारए पमत्तयावि विहरइ ॥ ”

ज्ञाता अ ५ सू ७४.

અર્થાત્—એનો રોગ દૂર થયો તો પણ (શાન્ત થયો તો પણ) અશન, પાન, ખાદિમ, સ્વાદિમ, મદ્યપાનમા મૂર્ચ્છિત, આસક્ત થઇને, પાર્શ્વસ્થ પાર્શ્વસ્થવિહારી બહુ દોષવાળો થઈને પ્રતિક્રમણ વગેરે ક્રિયાઓ છોડી, સંયમ માર્ગમા શિથિલને પ્રમાદી બની ત્યા જ રહેવા લાગ્યો

શિષ્યોએ વિનયસહિત એને ખૂબ જ સમજાવ્યો પણ એણે કોઇનુ કહ્યુ માન્યુ નહિ એથી એની પાસે એક પથકને રાખીને ૪૯૯ શિષ્યો, ગુરુને છોડી અન્યત્ર ચાલી ગયા ત્યારબાદ પથકે પોતાની ચૌમાસિક પ્રતિક્રમણની ક્રિયા પૂરી કરી, ગુરુદેવને વદન કરવા ચરણમા માથુ નમાવ્યુ. ગુરુને ક્રોધ આવ્યો પથક મુનિએ ક્ષમા ધારણ કરી. ગુરુને ફરીવાર સયમનુ યથાર્થ ભાન થયુ પ્રાયશ્ચિત લઇને ગુરુ શુદ્ધ થયા ૪૯૯ શિષ્યો ફરીવાર ગુરુને આવી મળ્યા શૈલક રાજર્ષિ સર્વ કર્મનો ક્ષય કરી મોક્ષને પામ્યા. અને એમના ૫૦૦ શિષ્યો પણ મોક્ષ પામ્યા

## — કંડરીકની કથા —

પૂર્વ મહાવિદેહ ક્ષેત્રમા પુષ્કલાવતી વિજયમાં

પુંડરીકિણી નામની નગરી હતી તેના રાજા મહાપદ્મને બે પુત્રો હતા મોટાનું નામ પુંડરીક અને નાનાનું નામ કંડરીક હતું. મહાપદ્મ રાજાએ પુંડરીકને રાજા બનાવીને તથા કંડરીકને યુવરાજ પદ આપીને જૈનભાગવતી દીક્ષા ગ્રહણ કરી એક વાર ત્યા ધર્મઘોષ આચાર્ય આવ્યા એમની વાણી સાભળી પુંડરીક રાજાએ શ્રાવક યોગ્ય બાર વ્રત ધારણ કર્યો કંડરીકે દીક્ષા લેવાનો વિચાર કર્યો મોટાભાઇએ કંડરીકને ઘણો જ સમજાવ્યો પણ કંડરીકે યુવરાજ પદ છોડીને દીક્ષા લીધી કંડરીક મુનિને શૈલકરાજર્ષિની માફક અન્ત, પ્રાન્ત, ભોજનાદિથી ખુજલી અને દાહ પિત્ત જ્વરનો રોગ થયો પુંડરીકિણી નગરીમા તે આવ્યો પુંડરીક રાજાએ, મંડૂક રાજાની માફક ચિકિત્સકો પાસે નાના ભાઇ કંડરીકની ચિકિત્સા કરાવી રોગ નાશ પામ્યો ત્યાથી કંડરીકે વિહાર કર્યો પણ સારા સારા આહાર, પાણી વગેરેનો ચાહ, મોહ, લાગવાથી કંડરીક માટે સંયમ પાળવો મુશ્કેલ બન્યુ. ફરીવાર તે પોતાની નગરીમા આવ્યો પૂર્વ ધાયમાતાએ કંડરીકના હાવભાવથી સમજી લીધુ કે કંડરીક માટે સંયમ પાળવો મુશ્કેલ છે હવે તે સંયમ પાળી શકશે નહિ કંડરીક મુનિને તેણે ઘણા જ વિનય અને ભક્તિથી સમજાવ્યો પણ મોહના ઉદયનું પ્રબળ જોર કંડરીક પર જામેલુ હોવાથી, તે સમજ્યો નહિ રાજ્ય લેવાની કંડરીકની ઇચ્છા પુંડરીકે જાણી, એટલે તરત જ તેણે પોતાનુ રાજ્ય કંડરીક મુનિને સુપ્રત કર્યું અને પોતે સાધુ બન્યો કંડરીકે રાજાનો વેશ પહેરી રાજગાદી સંભાળી–રાજા થયો

કડરીકે અયોગ્ય ભોજન કર્યું એથી તેને, અતિસારની ભયંકર બિમારી લાગુ પડી રાજ્ય તથા કામોપભોગમા અત્યંત લિપ્ત બનવાથી એ જ ભાવમા એનું મરણ થયુ. મરીને તે સાતમી નરકમા ગયો. આ તરફ પુંડરીક મહાત્માને પણ, એકદમ રાજ્ય છોડીને અંત, પ્રાંત, તુચ્છ, રુક્ષ, અરસ, વિરસ, આહાર લેવાના કારણથી રોગ ઉત્પન્ન થયો રોગને સમભાવથી સહતા તેનુ મરણ થયુ. મરીને તે સર્વાર્થસિદ્ધિ મહાન વિમાનમા ૩૩ સાગરના આયુષ્ય પ્રમાણવાળો દેવ થયો ત્યાંથી મનુષ્યભાવ ધારણ કરી તે મોક્ષમા જશે

*

## પ્રકરણ ૧૧ મું.

### જૈન ગૃહસ્થ માંસાહારી નથી

જૈન આગમોનુ સમ્યક્ અવલોકન કરવાથી જણાશે કે જૈન તત્વોના સસ્કારવાળા ગૃહસ્થનો ખોરાક માસાહારી નથી અલ્પ આરભવાળા ખોરાકથી જ તે પોતાનું જીવન નિભાવે છે.

જૈન ગૃહસ્થની બે કોટી છે એક અવ્રતી સમ્યગ્ દૃષ્ટિ અને બીજી દેશવ્રતી સમ્યગ્દૃષ્ટિ સમ્યગ્ દૃષ્ટિનું સ્વરૂપ બતાવતાં કહ્યું છે કે—

"जीवाजीव य बन्धो य, पुण्णं पावासवो तहा ।
सवरो निज्जरा मोक्खो सन्तेए तहिया नव ॥१४॥
तहियाणं तु भावाणं, सब्भावे उवएसण ।
भावेणं सद्दहन्तस्स, सम्मत्त त वियाहिअ ॥ १५॥

उत्त अ २८

छाया-

जीवा अजीवा श्च बन्धश्च, पुण्यं पापास्रवौ तथा
सवरो निर्जरा मोक्षः, सन्त्येते तथ्या नव ॥१४॥
तथ्यानां तु भावानां सद्भाव उपदेशनम् ।
भावेन श्रद्दधतः सम्यक्त्व तद् व्याख्यातम् ॥१५॥

**ભાવાર્થ**—સમકત્વ અર્થાત્ આત્મભાન થવુ, તથા સર્વજ્ઞ જીનેશ્વર ભગવાને કહેલ જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સવર, નિર્જરા, બધ અને મોક્ષ. એ તત્વોના યથાર્થ સ્વરૂપનો અનુભવ થવો એને સમ્યક્ત્વ કહે છે. સ્વાભાવિક રીતે (જાતનુ જાતિસ્મરણ, જ્ઞાન ઇત્યાદિથી) " **सहसमइयाए** " " परवागरणेणं, अण्णेसिं, अंतिए वासोच्चा " इति वचनात् । आचा प्र श्रु अ १३१ અથવા તીર્થંકરાદિક કેવળીની વાણીથી અથવા આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, તત્વના જાણકાર તે સમ્યગ્ દૃષ્ટિ આત્મા પાસેથી સાભળીને અથવા ઉપદેશ વડે ઉક્ત સમસ્ત નવ પદાર્થોની ભાવપૂર્વક શ્રદ્ધા કરવી તેને સમકિત સમ્યકત્વ કહેવાય છે આ પ્રકારની દૃષ્ટિ ધારણ કરનારને સમદૃષ્ટિ કહેવાય છે સમ્યગ્ દૃષ્ટિ, જૈન નિર્ગ્રન્થને, પ્રવચનને જ શ્રેષ્ઠ માને છે એની શ્રદ્ધા, મહાજ્ઞાનીની શ્રદ્ધા સમાન હોય છે કહ્યુ પણ છે કે—

" इणमेव निग्गंथ पावयण, सच्च, अणुत्तर केवलिय पडिपुन्न, नेयाउय, संसुद्ध, सल्लकत्तण, सिद्धिमग्ग, मुत्तिमग्गं, निज्जाणमग्ग, निव्वाणमग्ग, अवितहमविसंदिद्ध, सव्वदुक्खपहीणमग्ग, इत्थठियाजीवा, सिज्झति, बुज्झंति, मुच्चति, परिनिव्वायति, सव्वदुक्खाणमंत करंति, त धम्म सद्दहामि, पत्तियामि, रोयामि "

आवश्यक सूत्र

ભાવાર્થ—આ નિર્ગ્રન્થ પ્રવચન (નવ તત્ત્વરૂપ) સત્ય છે સર્વથી ઊંચુ છે એની સરખામણીમા બીજુ કોઈ પણ નથી સંપૂર્ણ છે (હેય, જ્ઞેય, ઉપાદેયના સ્વરૂપથી પૂર્ણ છે) ન્યાય છે અત્યત શુદ્ધ છે મિથ્યાત્વાદિના શલ્યને (કાટાને) દૂર કરનાર છે સિદ્ધિનો માર્ગ છે નિર્લોભતાનુ દર્શક છે કર્મનો અત લાવનાર માર્ગ બરોબર છે આ નિર્ગ્રન્થ પ્રવચન સ્વરૂપ ધર્મમા સ્થિત જીવ સિદ્ધ બને છે સર્વજ્ઞાની બને છે કર્મોમાથી છૂટી જાય છે પૂર્ણ શાન્ત સ્વરૂપ બને છે હુ આ ધર્મની શ્રદ્ધા કરૂ છુ, આ ધર્મ પરત્વે હુ પ્રતીતિ સેવુ છુ, અને પૂર્ણ રુચિ ધરાવુ છુ

સમ્યગ્દૃષ્ટિ જીવ, તમામ તત્ત્વોને જાણવાની કોશિષ કરે છે સમજવાની કોશિષ (ઉદ્યમ, પરાક્રમ) કરતા કરતા કમજોગ બુદ્ધિથી તત્કાળ ન સમજી શકે તો આ પ્રકારનો નિશ્ચય જાહેર કરે છે કે, જિનેશ્વર ભગવાને કેવળજ્ઞાન, કેવળ દર્શનમા જે જાણ્યો છે, દેખ્યો છે, કહ્યો તે તત્ત્વરૂપ ધર્મ સત્ય છે નિસશય છે

प्रश्न–से नूण भन्ते । तमेव सच्चं णिस्सक ज जिणेहिं पवेइय ।

उत्तर–हता गोयमा । तमेव सच्च णिस्सक जं जिणेहिं पवेइय ।

प्रश्न–से णूण भन्ते ? एव मणं धारेमाणे एव पकरेमाणे,

एवं चिट्ठेमाणे, एवं संवरेमाणे, आयाए, आराहाए भवति।

उत्तर–हंता गोयमा। एवं मण धारेमाणे जाव भवइ॥

भगवती शतक १ उ ३

ભાવાર્થ—હે ભગવન્! એ સત્ય અને નિશ્ચંક છે કે જે જીનેશ્વરે બતાવ્યુ ને પ્રરૂપ્યુ છે?

હા, ગોતમ! એ સત્ય અને નિશંક છે કે જે જીનેશ્વર ભગવાને ફરમાવ્યુ છે

હે ભગવત્! આ પ્રકારે (જે સત્ય અને નિશંક છે તથા જે જીનેંદ્રોએ કહ્યુ છે) મનમા ધારણ કરનાર, અને સવરતો જીવ, વીતરાગની આજ્ઞાનો આરાધક બને છે?

હા. ગૌતમ! એ પ્રકારનો જીવ જ વીતરાગનો આરાધક બને છે

આ સમ્યગ્ દૃષ્ટિનુ સામાન્ય સ્વરૂપ બતાવ્યુ છે જીવની ૧૪ ગુણશ્રેણી (ગુણસ્થાનક) બતાવવામા આવી છે એમાથી ચોથા ગુણસ્થાનકથી સમ્યગ્દૃષ્ટિ જીવ ગણાય છે

સમ્યગ્ દૃષ્ટિ મનુષ્ય (નર–નારી) સામાન્ય જૈનશ્રાવક-(શ્રમણોપાસક) કહેવાય છે

એમના ખાસ ખાસ કર્તવ્ય નીચે મુજબ છે

૧ તીર્થંકરોની, કેવલજ્ઞાનીઓની, સાધુ-સાધ્વીઓની, મન, વચન, કાયાથી સેવા, સુશ્રુષા, ભક્તિ કરવી

૨. નિર્ગ્રન્થ પ્રવચન અહિંસા-દયા ધર્મનો તન, મન, ધનથી પ્રચાર, ફેલાવો કરવો

૩ સાધુ-સાધ્વી, શ્રાવક-શ્રાવિકાને માટે, ગત દિન હિતને ચાહવાવાળા, સુખ ચાહવાવાળો, પથ્યને ચાહવાવાળો, એમની દરેક પ્રકારે અનુકંપા કરવાવાળો, સદા તેમના કલ્યાણ ચાહવાવાળો, (હોય છે) કહ્યુ છે કે—

"वहूण समणाण, वहूण समणीण, वहूणं सावयाण वहूण सावियाणं, हियकामए, सहुकामए, पत्थकामए, अणुकंपिए, निस्सेयसिए, हियसुह ( निस्सेयसिए, निस्सेस कामए ) इति वचनात् ।

भगवती श, ३. उ ७.

આનો ભાવાર્થ ઉપર આવી ગયો છે

૪ જો રાજ્યપદ ભોગવતો હોય તો ન્યાયનીતિનુ કોઈ દિન ઉલ્લઘન ન કરવુ

૫ પરસ્ત્રીને માતા બરોબર જોવી, તેની સાથે શિષ્ટ વહેવાર કરવો-અશિષ્ટતાથી વર્તવુ નહિ

૬ વિના હકે, બીજાની સ્થાવર કે જગમ મિલ્કત લેવી નહિ અથવા કોઇ મતલબ વિના નષ્ટભ્રષ્ટ કરવી નહિ

૭ નીચ સસ્કારવાળા અને મિથ્યાદૃષ્ટિવાળાનો અતિ સસર્ગ સેવવો નહિ

૮ શિષ્ટ પુરુષોએ બાંધેલી ( નક્કી કરેલી ) મર્યાદાનો લોપ કે ભગ કરવો નહિ

૯. ધર્મસ્થિત પ્રજાનુ યથાર્થ શક્તિથી પાલન કરવું

૧૦. ગુણીજન, વડીલોનો વિનય કરવો.

૧૧ ધન લોલુપતાનેવશ દ્યુત–જુગાર રમવો નહિ

૧૨ માસ ખાવુ નહિ માસ, પચેન્દ્રિયના વધથી ઉત્પન્ન થાય છે પોતાની રસનેન્દ્રિય (જીભ)ને, તાબે થઈને, કારણ વિના, પચેન્દ્રિય જીવનો વધ કરનાર, માસ ખાનાર, અવશ્ય નરક ગતિને પામે છે

૧૩ શરાબ પીવો નહિ શરાબ પીવાથી શુદ્ધબુદ્ધ નાશ પામે છે સદ્‌બુદ્ધિનો લોપ થવાથી ધર્મ કર્મની મર્યાદા જળવાતી નથી અને ધર્મ કર્મ મર્યાદાથી રહિત (જીવ)ની દુર્ગતિ થાય છે

૧૪ વેશ્યાને સાથે, કામવાસનાને તાબે થઇને, કામ-ભોગ કરવા નહિ.

૧૫ વિનોદ કે જાતિકૂળના અભિમાનમા આવીને, તમોગુણી, ખોટી બહાદુરી બતાવવા માટે, કોઈ પણ પ્રાણીનો શિકાર કરવો નહિ

૧૬ ચોર, ધાડપાડુની કલાના અધિકારી બની, ચોરી કરવી નહિ ધાડ કે લૂટ કરવી નહિ શાસ્ત્રકારોએ એકમત થઇને કહ્યુ છે કે–

" द्यूत च मांसं च सुरा च वेश्या,
पापार्थिचौर्यं परदारसेवा।
एतानि सप्त व्यसनानि लोके,
घोरातिघोरे नरके पतन्ति ॥ १ ॥

એનો ભાવાર્થ ઉપર સમજાવ્યો છે સમ્યગ્ દૃષ્ટિ આત્માના કર્મ નરકગામી હોતા નથી એના બધા કર્મો સ્વર્ગગામી હોય છે સમ્યકત્વમા રહેનાર સમકિત જીવ, સાત બોલોના આયુષ્ય કર્મ બાધતો નથી, એમ શાસ્ત્રકારોએ કહ્યુ છે એ સાત બોલ આ મુજબ છે

૧ નરકાયુષ્ય, ૨ તિર્યંચાયુષ્ય, ૩ સ્ત્રી વેદનુ, ૪ નપુંસક વેદનુ, ૫ ભવનપતિ દેવનુ, ૬ વ્યતર દેવનુ, ૭ જ્યોતિષ દેવનુ આ સાત બોલો છોડીને માત્ર વૈમાનિક દેવનુ જ આયુષ્ય બાધે છે એથી જ અવ્રતી સમ્યગ્દૃષ્ટિ મનુષ્યની ગતિ એક વૈમાનિક દેવની બને છે કહ્યુ પણ છે કે– (ભગવતી સૂત્ર શ ૩૦ ૩૧ મા આ વિષય વિષે બહુ વિસ્તારથી આપેલ હોવાથી તે અત્રે આપેલ નથી તે વિના સપ્તતિકા ચૂર્ણ, પચસગ્રહ કર્મગ્રન્થનો અભ્યાસ કરવો )

" अणुव्वयमहाव्वएहिय, बालतवाऽकाम निज्जराए य।
देवाउय निवधइ, समदिट्ठि य जो जीवो ॥ १ ॥
छाया–अणुव्रतमहाव्रतैश्च बालतपोऽकामनिर्जरया च।
देवायुर्निबध्नाति, सम्यग्दृष्टिश्च यो जीव ॥ १ ॥

भग श १ उद्दे २ टीका

ભાવાર્થ—અણુવ્રતી શ્રાવક, મહાવ્રતી સાધુ, બાળ-તપસ્વી, અકામ–નિર્જરાવાળો અને સમદૃષ્ટિ, એ બધા ઉપરોક્ત ગુણોમા રહીને દેવનુ આયુષ્ય બાધે છે

૧૭ જો વેપાર કરે તો મહા આરભવાળો (જેમાં

પંચેન્દ્રિયાદિક છ કાયની ઘોર હિંસા થાય છે) વ્યાપાર ન કરવો

૧૮ અતિ ધનેચ્છા ન કરવી. અર્થાત્ જે વેપારથી અનેક વેપારીઓની રોજી, આજીવિકાને નુકશાન પહોંચે, એમને, એ માટે મહાઆર્તધ્યાન, રૌદ્ર ધ્યાનમા પડવુ પડે એ પ્રકારની મહાપરિગ્રહવાળી વૃત્તિ કરવી નહિ, કેમકે શાસ્ત્રકારોએ કહ્યુ છે કે—મહારંભી, મહાપરિગ્રહી, નરક ગતિમા જાય છે

૧૯ પોતાનુ માસ લોહી વધારવા બીજાનુ માસ ને લોહી ન ખાવુ કે પીવુ

૨૦ પોતાના રસોડામા ભૂલચૂકથી પણ માસ, મચ્છી, ઇંડા વગેરે ન આવવા દેવા, એથી દયાનો નાશ થાય છે કહ્યુ છે કે—

"स्वमांस परमांसेन, यो वर्द्धयितुमिच्छति ।
नास्ति क्षुद्रतरस्तस्मात्, स नृशंसतरो नरः ॥ १ ॥

मांसाशनात् प्रणश्यन्ति, देहश्री• सुमतिः सुखम् ।
शौच सत्य यशः पुण्य, श्रद्धा विश्वाससद्गतिः ॥ २ ॥

"मासाशिनो नास्ति दयाऽसुमाजा, दया विना
नास्ति जनस्य पुण्यम् ।
पुण्यं विना याति दुरन्तदुःख, ससारकान्तारमलभ्य-
पारम् ॥ ३ ॥

**ભાવાર્થ** —બીજા પ્રાણીના માસથી, પોતાના માસની વૃદ્ધિ કરનાર મનુષ્ય, હલકામા હલકો મનુષ્ય છે તે ઘોર પાતકી છે એ માટે માસ ખાવુ જોઈએ નહિ —૧

માસ ખાવાથી દેહકાન્તિ, લક્ષ્મી, સુમતિ, સુખ, પવિત્રતા, સત્ય, યશ, પુણ્ય, શ્રદ્ધા, વિશ્વાસ અને સદ્ગતિ આ બધાનો નાશ થાય છે —૨

માસ ખાનારનો, પ્રાણીઓ પ્રત્યેનો દયાભાવ નાશ પામે છે દયાહીનનુ પુણ્ય નાશ પામે છે પુણ્યહીન બનવાથી દુરન્ત ( ઘણુ મોટુ ) દુ ખ પ્રાપ્ત થાય છે દુ ખ ભોગવવા માટે અપાર સ સાર સમુદ્રમા રખડવુ પડે છે—૩.

મહાપુરુષોનો આ સિદ્ધાત અનુભવજન્ય સત્ય છે

૨૧ ન્યાય કરવો—ન્યાયનો પક્ષપાત કરવો, કાર્ય કરવામા પહેલા ન્યાય જાતિનો વિચાર કરવો

૨૨ બુદ્ધિ અને મનમા પ્રશમ (શાતિ) રાખવો

૨૩ બ ધનથી મુક્તિ મેળવવાનો યત્ન કાયમ જારી રાખવો

૨૪—ઈન્દ્રિયોના વેગને રોકવાની કોશિષ હરવખત ચાલુ રાખવી અમાનુષ કર્મ થવા ન દેવુ

૨૫—અનાથ અને દુ ખીઓના દુ ખોનો નાશ કરવા યથાશક્તિ પ્રયત્ન કરવો

૨૬—દાન આપવાના સમયે, નીચે બતાવેલા સિદ્ધાતો ભૂલવા નહિ, જે ભવ્યજીવોના લાભાર્થે ( હિત માટે )

ગૌતમ સ્વામીએ (ભગવાનને) પૂછેલ અને ભગવાને દયાથી કહેલ-

અલ્પાયુષ્ય

પ્રશ્ન-કણ ણં ભન્તે ! જીવા અપ્પાયુયન્તાએ કમ્મ પકરેંતિ?

ઉ-ગોયમા ! તિહિ ઠાણેહિ, તજહા-પાણે અઇવાઇત્તા, મુસંવઇત્તા, તહારૂવં સમણં વા મહાણં વા, અફાસુએણ, અણેસણિજ્જેણ, અસણપાણખાઇમસાઇમેણં, પડિલાભેત્તા, એવં ખલુ જીવા અપ્પઆઉયત્તાએ કમ્મં પકરેતિ"

દીર્ઘાયુષ્ય

પ્રશ્ન-કહણ ભન્તે ! જીવા દીહાઉયત્તાએ કમ્મં પકરેતિ?

ઉ-ગોયમા ! તિહિં ઠાણેહિં ત જહા-નો પાણે અઇવાઇત્તા, નો મુસં વઇત્તા. તહારૂવ સમણ વા મહાણ વા, ફાસુએસણિજ્જેણં, અસણપાણખાઇમસાઇમેણ, પડિલાભેત્તા, એવ ખલુ જીવા દીહાઉયત્તાએ કમ્મં પકરેંતિ"।

ભાવાર્થ—પ્રશ્ન-હે ભગવન્ ! અલ્પ આયુષ્યના (ઘણું ટુકું આયુષ્ય) કારણભૂત આયુષ્ય કર્મ જીવ ક્યા પ્રકારે બાંધે છે?

ઉત્તર—હે ગૌતમ ! ત્રણ સ્થાનો (કર્મ)થી જીવ અલ્પ આયુષ્ય કારણભૂત આયુષ્ય કર્મ બાંધે છે તે આ છે ૧ પ્રાણાતિપાત જીવહિંસા કરવાથી ૨ અસત્ય બોલ-

વાથી અને તથારૂપ-શ્રમણબ્રાહ્મણને અચિત (જીવસહિત) દોષયુક્ત, અન્ન, પાણી, ખાદ્ય, મુખવાસ પદાર્થોનુ નિમત્રણ આપીને પૂર્વોકત કર્મ બાધે છે-અર્થાત્ આ ત્રણ કારણોથી જીવ અલ્પજીવવાના કારણ ભૂત કર્મ બાધે છે

પ્રશ્ન-હે ભગવન્! જીવ દીર્ઘાયુ લાબા સમય સુધી જીવવાના કારણભૂત કર્મ કઈ રીતે બાધે છે?

ઉત્તર-હે ગૌતમ! ત્રણ સ્થાનોથી જીવ દીર્ઘ કાળ સુધી જીવવાના કારણભૂત કર્મ બાધે છે તે આ પ્રકારના છે પ્રાણાતિપાત-(પચેન્દ્રિય વધ) જીવહિસા ન કરવાથી, અસત્ય નહિ બોલવાથી, તથારૂપના શ્રમણ બ્રાહ્મણને અચિત (જીવરહિત) દોષરહિત, અશન, પાણી, ખાદિમ, સ્વાદિમ, પદાર્થોનુ નિમત્રણ આપીને-લાબા કાળ સુધી જીવવાના કારણભૂત કર્મ બાધે છે

અશુભનીદીર્ઘાયુષ્ય—

प्रश्न-कहण भते! जीवा असुभदीहाउयत्ताए कम्म पकरेंति?

उत्तर-गोयमा! पाणे अइवाएत्ता, मुसवइत्ता, तहारूव समणं वा माहणं वा, हीलित्ता, निंदित्ता, खिसित्ता, गरहित्ता, अवमन्नित्ता, अन्नयरेण, अमणुन्नेण, अपीतिकारणेणं, असणपाणखाइमसाइमेण, पडिलामेत्ता, एव खलु जीवा असुभदीहाउयत्ताए कम्म पकरेंति.

શુભદીર્ઘાયુષ્ય—

प्रश्न–कहणं भन्ते ? जीवा सुमदीहाउयत्ताए कम्मं पकरेंति ।

उत्तर–गोयमा ! नो पाणे अइवाइत्ता, नो मुसं वइत्ता, तहारूवं समणं वा, माहण वा, वंदित्ता, नमसित्ता, जाव पज्जुवासित्ता, अन्नयरेणं, मणुन्नेण, पीइकारएण, असण-पाणखाइमसाइमेणं पडिलाभेत्ता, एव खलु जीवा सुमदीहा उयत्ताए पकरेंति । ”

**भगवती सूत्र शतक ५ उद्द. ६**

ભાવાર્થ—હે ભગવન્! જીવ અશુભ પ્રકારથી લાબા કાળ સુધી જીવવાના કારણભૂત કર્મને કઇ રીતે બાધે છે?

ઉત્તર.—હે ગૌતમ! પંચેન્દ્રિયાદિ જીવોનો પ્રાણાતિપાત કરીને, અસત્ય બોલીને અને તથારૂપ શ્રમણ નિર્ગ્રન્થની, બ્રાહ્મણોની હીલના ( મશ્કરી ) કરીને, નિંદા કરીને એમની જ સામે એમની ગર્હણા ( તિરસ્કાર ) કરીને તથા કોઈ એક અપ્રીતિના કારણે અમનોજ્ઞ (ખરાબ) અન્ન, પાણી, ખાદ્ય, સ્વાદ્ય માટે નિમત્રણ આપી, જીવાત્મા નિશ્ચય અશુભ દીર્ઘાયુષ્યના કારણભૂત કર્મ બાધે છે

પ્રશ્ન—હે ભગવન્! જીવ શુભ પ્રકારથી, લાબા કાળ સુધી જીવવાના કારણભૂત કર્મ કઈ રીતે બાધે છે?

ઉત્તર–હે ગૌતમ! પ્રાણીને નહિ મારવાથી, અસત્ય

નહિ બોલવાથી, તથારૂપ શ્રમણ નિર્ગ્રન્થો ને બ્રાહ્મણોને વંદન નમસ્કાર કરીને-સેવા સુશ્રુષા કરીને તથા કોઇ એક કારણથી મનોજ્ઞ પ્રીતિકારક, અશનાદિ ચાર પ્રકારનો આહાર આપવાથી વ્રતધારી શ્રાવક જીવ શુભ દીર્ઘાયુષ્ય બાંધે છે

પ્રિય પાઠકો! એ ખૂબ ધ્યાનમાં રાખવું કે જૈન સમદૃષ્ટિ શ્રાવકને માટે પંચેન્દ્રિયનો વધ કરવો, અને માંસ ખાવું, એ સાફ સાફ શબ્દોથી મના કરવામાં આવ્યું છે. જે પોતાની જીભ (સ્વાદ) ને માટે પ્રાણીવધ કરીને માંસ ખાય છે તેને સમદૃષ્ટિ ગણવામાં આવતો નથી, કારણ કે સમદૃષ્ટિને દેવની ગતિ પ્રાપ્ત થાય છે અને પ્રાણવધથી મળેલ માંસ ખાનારને નરકની ગતિ થાય છે એના વિશે વધુ ખુલાસો આગળના પ્રકરણમાં બતાવવામાં આવશે

બીજી પણ એક વાત ન ભૂલવી કે સમદૃષ્ટિ, જૈન શ્રમણ નિર્ગ્રન્થોને પ્રાસુક (નિર્જીવ), નિર્દોષ, ચાર પ્રકારનો આહાર આપે તેવું વિધાન છે આ વાત ભગવતી સૂત્રમાં સત્ય સાબિત થાય છે

હવે સમકિત સહિત વ્રતધારી શ્રાવકના આચાર, વિચાર, નિયમ, ઉપનિયમ એ ચર્ચાનો વિષય હોવાથી, અત્રે બીલકુલ સંક્ષેપમાં બતાવવામાં આવ્યા છે એનાથી વિશેષ ખાનપાન સંબંધી વિષયોને ધ્યાનમાં લેવા, તેના પર સમદૃષ્ટિના કર્તવ્યાકર્તવ્યનો વિચાર કરવામાં આવ્યો છે

૧ અપ્પારંભા—અલ્પ આરંભવાળો-જેમાં અત્યધિક (વધારે) હિંસા થાય તેવા કાર્ય નહિ કરનાર

૨.अपरिग्गहा—થોડી મમત્વ-મૂચ્છાંવાન-જેમા અત્યત અમત્વમૂચ્છીભાવ વધે એવી ચીજોનો સંગ્રહ નહિ કરનાર

૩ धम्मिया—ધાર્મિક જીવન જીવનાર.

૪ धम्माणुया—ધર્મને (દષ્ટિ) સન્મુખ રાખીને ચાલનાર. ( જીવન વિતાવનાર )

૫ धमिट्ठा—ધર્મ-ઈષ્ટ લોકોત્તર આત્મધર્મ જીવન જ જેને ઇષ્ટ છે.

૬ धम्मक्खाई—ધર્મને કહેનાર

૭ धम्मप्पलाई—ધર્મને હંગઘડી અવલોકનાર

૮ धम्मपलज्जणा—ધર્મનુ પાલન કરનાર.

૯ धम्मसमुदायारा—ધર્મકરણી કરીને સદા આનદી રહેનાર

૧૦ धम्मेण चेव वित्ति कप्पेमाणा—ધર્મ માર્ગમા રહીને આજીવિકા (ગુજરાન કરનાર) ચલાવનાર

૧૧ सुसीला—ઉત્તમ આચારવાળો

૧૨ सुव्वया—સારા કાર્યમા (સત્કૃત્યમા) દ્રવ્ય વગેરે વાપરનાર

૧૩ सुप्पडियाणंदा—સારા કર્તવ્ય કરીને આનદ પામનાર

૧૪ साहु—શિવ, સુદર અને સર્વપ્રિય ગુણોથી સાધુ સમાન જીવન ધારણ કરનાર.

૧૫–' थूलाओ पाणाइवायाओ वेरमणं ' સ્થૂલ ત્રસજીવ, દ્વિન્દ્રિય, તીન્દ્રિય, ચતુરિન્દ્રિય, અને પચેન્દ્રિય એ જીવોને (વિના અપરાધે) મારવા રૂપ હિંસાથી નિવૃત્ત (મુક્ત) રહેનાર

શ્રાવકના, અહિંસા પરમોધર્મ, પ્રથમ વ્રતને ધ્યાનમા રાખીને શાસ્ત્રકારોએ હિંસાના ચાર ભેદ બતાવ્યા છે

૧ आरम्भजा–ચૂલો, ઘટી, પાણિયારૂ, ખાણિયો સાવરણી એમા થતી હિંસા

૨ उद्योगजा–ખેતીવાડીના હળ વગેરે ઓજારોથી, બળદ ગાડી વગેરે યત્રોથી, વેપારીને યોગ્ય વેપાર કરવાથી, કરાવવાથી ધણીના હુકમથી નોકરીના કામોથી થતી હિંસા

૩ विरोधी–પૂર્વ વેર લેવાવાળી હિંસા

૪ संकल्पजा–માસાહારી, શિકારી, માસનો વેપારી અને બિનગુનેગારને, મારવાની બુદ્ધિથી, સકલ્પ કરનાર હિંસા.

સ્થૂલ પ્રાણાતિપાત વિરમણરૂપ વ્રત લેનાર શ્રાવકને ૩ વિરોધી અને ૪ સકલ્પની એ પ્રકારની હિંસા જાતે કરવી જોઇએ નહિ, બીજા પાસે કરાવવી જોઇએ નહિ. (મન વચન કાયાથી)

૧૬ " थूलाओ मुसावायाओ वेरमणं " મોટુ અસત્ય બોલવું નહિ, બીજા પાસે બોલાવવુ નહિ, જે જુઠું બોલવાથી રાજ્ય તથા જ્ઞાતિપચના અપરાધના ભાગીદાર થવાય એવા પ્રકારના અસત્ય ભાષણથી નિવૃત્ત રહેનાર.

૧૭ थूलाओ अदिन्नादाणाओ वेरमण—સ્થૂલ (મોટી) ચોરી કરવી નહિ, કરાવવી નહિ જે ચોરી કરવાથી શ્રેષ્ઠ જનોમા નિંદિત અને અવિશ્વાસને પાત્ર થવુ પડે તથા રાજ્યના અપરાધી બનવુ પડે એવી ચોરીનો ત્યાગ કરનાર.

૧૮ " थूलाओ मेहुणाओ वेरमण " દેશ, કાળ અનુસાર વિવાહિત સ્ત્રી સિવાય ( સ્રીને પુરુષ સિવાય ) પરસ્રીનો (પરપુરુષનો) ત્યાગ કરનાર

૧૯ थूलाओ परिग्गहाओ वेरमणं–ઇચ્છા પરિમાણુ ક્ષેત્ર, જમીન જાગીર, હિરણ્ય, સુવર્ણ, ધન, ધાન્ય, દાસ, દાસી, ચતુષ્પદ–ભેસ આદિ પશુ, કુવિય–ઘર, વખારો ફર્નીચર, સામાન, આ વસ્તુઓની જીવનમા જરૂર હોય એટલા પ્રમાણુમા મર્યાદા નક્કી કરવી જીવનની જરૂરિયાતથી વધારે સગ્રહ કરવાથી ક્લેશ પેદા થાય છે અને પોતે (મનુષ્ય) આત્મીય ધર્મથી વચિત રહે છે આ કારણુથી, ઈચ્છાની તૃપ્તિ માટે સગ્રહ નહિ કરનાર, પરંતુ ઇચ્છાને રોકવાને માટે મર્યાદા (નક્કી) કરનાર

૨૦ दिसिव्वय–પૂર્વાદિક છ દિશાની મર્યાદા (નક્કી) કરનાર મર્યાદાનો અર્થ અહી સમજી લેવો જોઇએ જે ક્ષેત્રમા પોતાનો આર્ય ધર્મ ટકી શકે એનું નામ મર્યાદા, જ્યા પોતાના આર્યધર્મને નભાવવામા હરકત આવે એવી દિશા કે ક્ષેત્રનો ત્યાગ કરવો માનવજીવન ધર્મને માટે છે–નહિ કે ભૌતિક ભોગોપભોગ ભોગવવાને માટે

૨૧ उवभोगपरिभोगपरिमाण–આ વ્રતમા શ્રાવક માટે

શારીરિક સબધી ભોગોપભોગની છવ્વીસ વાતોના નિયમ રૂપ વિધિની મર્યાદા છે જેમા ખાવા પીવાને માટેના બોલ છે તેની જ ચર્ચા અત્રે લખવી ઉચિત છે

૧૨ पेज्जविहि–પીવા યોગ્ય પદાર્થોની મર્યાદા નક્કી કરવી

૧૩ भक्खणविहि–ભોજન માટે પકવાનની મર્યાદા કરવી.

૧૪ ओदणविहि–રાધેલા ચોખા (ભાત) થૂલી, ખીચડી વગેરે પદાર્થોની મર્યાદા નક્કી કરવી

૧૫ सूवविहि–મગ, ચણા આદિની દાળની મર્યાદા કરવી.

૧૬ विगयविहि–શરીર પુષ્ટિ દ્વારા ઇદ્રિયોને ઉત્તેજિત બનાવનાર પદાર્થોને 'विगय કહે છે ठाणाग સૂત્રમા નવમાં ઠાણામા, અને आवश्यक सूत्र हरिभद्रीय टीकामा ભગવાને 'विगय' ની નવ સખ્યા બતાવી છે જેમા પાચ સાધારણ 'विगय' કહી છે અને ચારને 'महाविगय' કહી છે એના નામ આ પ્રકારે છે

૧ દૂધ–બકરી ઘેટુ ભેસ, અને ઊંટડી વગેરે, આ પાચ પ્રકારના દૂધ મનુષ્યના ભોગમા આવે છે

૨ દહી–એ ચાર પ્રકારના છે ઊટડીનુ દહી જામતુ નથી.

૩ માખણ–એ પણ ચાર પ્રકારનુ છે ( એને મહાવિગયમા ગણવામા આવ્યુ છે )

૪. ઘી–(घृत) એના પણ ચાર પ્રકાર

૫ તેલ–તલ, અળસી, ખસખસ અને સરસવ વગેરેનું તેલ ખાવા લાયક હોય છે બાકીના મસળવાના કામમા આવે છે

૬. ગોળ–ગોળમાંથી બનેલી સાકર, ચિની, ખાંડ વગેરે.

૭ મધુ–માખીઓ દ્વારા એકઠું થયેલ મધ, એની ગણત્રી પણ મહાવિગયમા કરવામા આવેલ છે

૮ મદ્ય–મદ્ય શરાબ એના અનેક પ્રકાર છે એને પણ મહાવિગયમા ગણવામા આવેલ છે

૯ માસ–જળચર, સ્થળચર, ખેચર અને મનુષ્યનુ માસ આ માસને પણ વિગયમા ગણવામા આવ્યુ છે

શ્રાવકને માટે પણ મુનિ મર્યાદા મુજબ, મદ્ય, માસનો સર્વથા ત્યાગ કરવાનુ વિધાન કરવામા આવ્યુ છે એને છોડવાનુ કારણ સમ્યક્ત્વના ૧૯–૨૦ બોલમા બતાવવામા આવ્યુ છે તે પ્રમાણે જાણવુ.

મદિરા, માસ, ખાનાર નરકમા જાય છે અને એનો ત્યાગ કરનાર ( ત્યાગ વ્રતને પાળનાર ) વૈમાનિક દેવલોકમાં જાય છે. કહ્યુ છે કે–

" अविराहियसजमासजमाण जहण्णेण सोहम्मे कप्पे उक्कोसेणं अच्चुए कप्पे । विराहियसजमासजमाणं जहण्णेणं भवणवासिसु, उक्कोसेण जोईसिएसु ॥

भगवती० शत० १ उद्दे २

ભાવાર્થ—' अविराहिय ' જે દિવસથી વ્રત લીધુ તે દિવસથી દેશવ્રતી શ્રાવકને અખડિત વ્રતનો ' अविराधिक ' કહે છે 'અને વ્રત લીધા બાદ પ્રમત્તપણાથી, અસાવધાનીથી વ્રતમા દોષ આવે (લાગે) તો એની વિધિપૂર્વક આલોચના,

ગ્રહણ, નિંદા, પ્રતિક્રમણાદિ કરનાર દેશવ્રતી શ્રાવક "आराधिक" કહેવાય છે એની ગતિ જઘન્ય દેવલોક, અને ઉત્કૃષ્ટ બારમા અચ્યુત દેવલોકમા થાય છે વળી વિરાધિક વ્રતમા દોષ લાગે છતા આલોચનાદિક નહિ કરનાર શ્રાવક દેવલોકમા જાય છે, જઘન્ય ભવનપતિના ઉત્કૃષ્ટ જ્યોતિષ દેવલોકમા જાય છે

પ્રિય પાઠકો ! જેટલા જૈન શ્રાવક છે તે બધા જ બિનમાંસાહારી હોય છે देवलोकगमनात् ।

૧૭ सागविहि–શાકભાજીની મર્યાદા કરવી

૧૮ माहुरयविहि–પાકેલા ફળની મર્યાદા કરવી

૧૯ जेमणविहि–ભૂખને સંતોષવા લેવાતા પદાર્થો–રોટલી વગેરેની મર્યાદા કરવી

૨૦ पाणिविहि–પીવાને માટે પાણીની મર્યાદા નક્કી કરવી

૨૧ मुखवासविहि–ભોજન બાદ મુખ શુદ્ધિને માટેની વસ્તુઓની મર્યાદા નક્કી કરવી

૨૨ अणत्थदण्डवेरमण–अवज्झाणचरिय– આત્મઘાત કરવો, અનર્થ દંડનો ત્યાગ કરવો

૨૩ सामाइय–પ્રત્યાખ્યાનાત્મક, ઉપયોગાત્મક, સામાયિક વ્રત કરવું

૨૪ सचितविहि–ખાવા પીવાના જીવવાળા ( કાચી વનસ્પતિ, કાચુ પાણી ) પદાર્થોની મર્યાદા કરવી

૨૫. दव्वविहि- ખાવા પીવાના-સચિત અચિત પદાર્થોની મર્યાદા નક્કી કરવી અહી દ્રવ્યને સ્વાદના અર્થમા જાણવો.

પ્રિય પાઠકો ! એક વાત એ પણ ધ્યાનમા રાખવી કે આત્મભાવનામા ગત (લીન) રહેનાર શ્રાવક, સચિત વસ્તુને ખાતો કે પીતો નથી. એ વાતનો ખુલાસો, સાતમા ભોગોપભોગ વ્રતના અતિચાર જોવાથી થાય છે કે—

' **सचित्तआहार**–જીવસહિત સચિત આહાર કર્યો હોય '**सचित्तपडिबद्धाहार**–સચિત વૃક્ષાદિક સાથે સબધ રાખનાર' (મિશ્ર) આહાર, પાણી લીધા હોય તો.

**अपक्वौषधिभक्षण** અગ્નિમા પકાવ્યા વિનાની ઔષધિ, ધાન્યનો આહાર કર્યો હોય.

**दुष्पक्वौषधिभक्षण**–ખરાબ રીતે પકાવેલી ઔષધિ ને ધાન્યનો આહાર લીધો હોય.

' **तुच्छौषधिभक्षण**–તુચ્છ–અસાર ઔષધિનુ ભક્ષણ કર્યું હોય

ઉપલક્ષણથી ઉમ્બરફળ, ગુલરફળ, વડ તથા પીપળાના ટેટા કે જેમા બહુ ત્રસ જીવ હોય છે તેવા ફળો શ્રાવકો માટે ત્યાજ્ય છે

૨૪ **देसावयासिय**–છઠ્ઠા વ્રતમા રાખેલ (નક્કી કરેલ) દિશાને તથા સાતમા ભોગોપભોગ વ્રતના નિયમોને દિન પ્રતિદિન સક્ષિપ્ત કરવા અથવા ૧૪ નિયમોને ધારણ કરવા.

૨૫ **पोसहोववासे**—આત્મપુષ્ટિને કાજે ઉપયોગી પૌષધ-ઉપવાસ વ્રતને પાળનાર.

૨૬ **अतिहिसंविभागे**–ભોજનના વખત પર અતિથિ, સાધુ, સાધ્વીઓને દાન આપવાની ઈચ્છાથી ભાવના કરવી અને યોગ્ય (સાધુ) મળ્યે, પ્રાસુક અને નિર્દોષ આહાર વગેરે આપવું

**" समणे निग्गथे फासुएसणिज्जेण असणं, पाण, खाइम, साइम, वत्थपडिग्गहकम्बलपायपुच्छणं, पडिहारे पीढ फलगसिज्जासथरएण ओसहभेसज्जेण पडिलाभेमाणे विहरामि । "**

आवश्यक सुत्र ।

**ભાવાર્થ**—શ્રમણ નિર્ગ્રન્થોને માટે પ્રાસુક (અચિત) એષણિક–દોષરહિત અશનાદિક ચાર પ્રકારનો આહાર, વસ્ત્ર, કાંબળી, રજોહરણ, '**पडिहारे**' સાધુને જરૂર હોય ત્યા સુધી રાખે અને એને ભોગવ્યા બાદ તે જે દાતાની (વસ્તુ) હોય, તેને પાછી સોંપી દે અને ગૃહસ્થ તે લે, એને '**पडिहार**' કહે છે એ વસ્તુ છ પ્રકારની છે પાટ–સુવાની પાટ, ઉપાશ્રય–ઘાસ વગેરેની પથારી ( સથારક ), ઔષધ–( દવા ) ભૈષજ્ય–જેમા અનેક દવાનુ મિશ્રણ હોય તે, આ બધાનો પ્રતિલાભ દેતી વેળા વિચાર કરનાર

પ્રિય પાઠકો ! શ્રાવકોને ત્યાથી જે આહાર મળતો હોય તે પણ પ્રાસુક અને નિર્દોષ ચાર પ્રકારનો જ હોય

૨૭ **परमोदार्यवृत्ति**–ઉત્કૃષ્ટ ઉદાર વૃત્તિવાળો

આમા શ્રાવકોના ઘરમા શુ શુ પકાવાય છે અને

૨૫ दव्वविहि- ખાવા પીવાના-સચિત અચિત પદાર્થોની મર્યાદા નક્કી કરવી અહી દ્રવ્યને સ્વાદના અર્થમા જાણવો.

પ્રિય પાઠકો ! એક વાત એ પણ ધ્યાનમા રાખવી કે આત્મભાવનામા રત (લીન) રહેનાર શ્રાવક, સચિત વસ્તુને ખાતો કે પીતો નથી એ વાતનો ખુલાસો, સાતમા ભોગોપભોગ વ્રતના અતિચાર જોવાથી થાય છે કે—

'सचितआहार-જીવસહિત સચિત આહાર કર્યો હોય

'सचितपडिवद्धाहार-સચિત વૃક્ષાદિક સાથે સબધ રાખનાર (મિશ્ર) આહાર, પાણી લીધા હોય તો.

अपक्कौषधिभक्षण અગ્નિમા પકાવ્યા વિનાની ઔષધિ, ધાન્યનો આહાર કર્યો હોય.

दुष्पक्कऔषधिभक्षण-ખરાબ રીતે પકાવેલી ઔષધિ ને ધાન્યનો આહાર લીધો હોય.

'तुच्छौषधिभक्षण-તુચ્છ-અસાર ઔષધિનુ ભક્ષણ કર્યું હોય

ઉપલક્ષણથી ઉમ્બરફળ, ગુલરફળ, વડ તથા પીપળાના ટેટા કે જેમા બહુ ત્રસ જીવ હોય છે તેવા ફળો શ્રાવકો માટે ત્યાજ્ય છે

૨૪ देसावयासिय-છઠ્ઠા વ્રતમા રાખેલ (નક્કી કરેલ) દિશાને તથા સાતમા ભોગોપભોગ વ્રતના નિયમોને દિન પ્રતિદિન સક્ષિપ્ત કરવા અથવા ૧૪ નિયમોને ધારણ કરવા.

૨૫. पोसहोववासे—આત્મપુષ્ટિને કાજે ઉપયોગી પૌષધ-ઉપવાસ વ્રતને પાળનાર.

૨૬ **અતિથિસંવિભાગે**–ભોજનના વખત પર અતિથિ, સાધુ, સાધ્વીઓને દાન આપવાની ઈચ્છાથી ભાવના કરવી અને યોગ્ય (સાધુ) મળ્યે, પ્રાસુક અને નિર્દોષ આહાર વગેરે આપવું

**" समणे निग्गथे फासुएसणिज्जेणं असण, पाण, खाइम, साइमं, वत्थपडिग्गहकम्बलपायपुच्छणं, पडिहारे पीढ फलगसिज्जासथरएण ओसहभेसज्जेणं पडिलाभेमाणे विहरामि । "**

आवश्यक सुत्र ।

**ભાવાર્થ**—શ્રમણ નિર્ગ્રન્થોને માટે પ્રાસુક (અચિત) એષણિક–દોષરહિત અશનાદિક ચાર પ્રકારનો આહાર, વસ્ત્ર, કામળી, રજોહરણ, '**पडिहारे**' સાધુને જરૂર હોય ત્યા સુધી રાખે અને એને ભોગવ્યા બાદ તે જે દાતાની (વસ્તુ) હોય, તેને પાછી સોપી દે અને ગૃહસ્થ તે લે, એને '**पडिहार**' કહે છે એ વસ્તુ છ પ્રકારની છે પાટ–સુવાની પાટ, ઉપા-શ્રય–ઘાસ વગેરેની પથારી ( સથારક ), ઔષધ–( દવા ) ભેષજ્ય–જેમા અનેક દવાનુ મિશ્રણ હોય તે, આ બધાનો પ્રતિલાભ દેતી વેળા વિચાર કરનાર

પ્રિય પાઠકો ! શ્રાવકોને ત્યાથી જે આહાર મળતો હોય તે પણ પ્રાસુક અને નિર્દોષ ચાર પ્રકારનો જ હોય

૨૭ **परमोदार्यवृत्ति**–ઉત્કૃષ્ટ ઉદાર વૃત્તિવાળો.

આમા શ્રાવકોના ઘરમા શુ શુ પકાવાય છે અને

કોને કોને કયો કયો લાભ મળે છે તે પણ જરા વિચારી લઇએ. "उत्सृता परिघा औदार्यातिशयात् अतिशयदानित्वेन भिक्षुकाणां प्रवेशार्थमनर्गलित्त गृहद्वारः" અર્થાત્ શ્રાવક અતિ ઉદાર વૃત્તિવાળો હોય છે એનુ ઘર તમામ ભિક્ષુઓ વગેરે માટે ખુલ્લુ રહે છે જેને જે જોઇએ તે અશનાદિ મળે છે "श्रावकेण त्रिविधं मासं त्याज्यम्" "मांसं च त्रिधा–जलचरस्थलचरखेचरजन्तुद्भवभेदात् चर्मरुधिरमांसभेदाद्वा" तद्भक्षणमपि महापापमूलत्वात् वर्ज्यम् ।

ભાવાર્થ—માસ ત્રણ પ્રકારનુ છે ૧ જલચર પ્રાણીઓથી ઉત્પન્ન થયેલુ, ૨ સ્થલચર પ્રાણીઓથી ઉત્પન્ન થયેલું ૩ ખેચર પ્રાણીઓથી ઉત્પન્ન થયેલુ આ ત્રણે પ્રકારના માસને શ્રાવકે છોડી દેવું જોઇએ અથવા ચામડુ, લોહી, માસભેદના ત્રણ પ્રકારના માસને છોડવુ સાથે સાથે એનુ ખાણુ પણ મહાપાપનુ મૂળ હોવાથી છોડવુ જોઈએ કારણ કે—

" पंचिन्दियवहभूअं, मंसं दुग्गंधमसुइबीभच्छं ।
रक्खपरितुलियभक्ख मामयजणय कुगइमूलम् ॥१॥
आमासु अ पक्कासु अ, विपच्चमाणासु मंसपेसीसु ।
सययं चिअ उववाओ, भणिओ अ निगोअ जीवाणं ॥२॥
अभिधानराजेन्द्रकोष

ભાવાર્થ—પંચેન્દ્રિય પ્રાણીઓના વધથી ઉત્પન્ન થયેલ માસ, ૧ દુર્ગંધ, ૨ અશુચિ, ૩ બીભત્સ, ૪ રોગજનક, ૫ દુર્ગતિનુ મૂળ છે એ ખાનાર પણ રાક્ષસ સમાન ગણાય છે

જ્યારે પ્રાણીનો વધ કરવામા આવે છે ત્યારે અનત નિગોદ જીવોની સતત નિરંતર ઉત્પત્તિ થાય છે-પછી તે માસ કાચુ હોય કે પાકુ, તે અનત જીવોનુ પિંડ (ભોજન) બને છે એ માટે શાસ્ત્રકારોએ, જૈનધર્મનુ પાલન કરનાર કોઈ પણ હોય-( સાધુ હોય, સાધ્વી હોય, શ્રાવક હોય, શ્રાવિકા હોય અથવા સમ્યક્દષ્ટિ નરનારી હોય ) એ બધાને માટે કાલકૂટ ઝેરની જેમ માસ વર્જનીય અને ત્યાજ્ય ગણ્યુ છે યોગશાસ્ત્રમા પણ કહ્યુ છે કે —

"सद्यः समूच्छितानत जंतुसंतानदूषितम् ।
नरकाध्वनि पाथेय, कोऽश्नीयात् पिशित सुधीः ॥३३॥

**ભાવાર્થ**—પ્રાણીઓના મર્યા બાદ, તત્કાલજ ઉત્પન્ન થનાર અનત સમુચ્છિંમ નિગોદ જીવોથી યુક્ત ( દૂષિત ) -થવાથી નરકના માર્ગના પાથેય (ભાથા તુલ્ય) માસ કયો બુદ્ધિમાન મનુષ્ય ગ્રહણ કરે-અર્થાત કોઈ પણ બુદ્ધિમાન માણુસ માસ ગ્રહણ કરે નહિ

પ્રિય પાઠકો ! આ વસ્તુ આગમોમા સિદ્ધ થઈ ચૂકી છે કે, જૈન ગૃહસ્થને ત્યા માસનો અભાવ હોવાથી તેને ઘેરથી માસ મળી શકે નહિ ( હોઈ શકે નહિ ) પરતુ સાધુને યોગ્ય નિર્જીવ અને નિર્દોષ ચાર પ્રકારનો આહાર, ઔષધ, ભેષજય મળી શકે

બીજુ, જ્યા જૈનશાસ્ત્રના સસ્કાર રહિત, માસ લોલુપતાવાળાને ત્યા માસ હોય છે ત્યા ભિક્ષા લેવાના સમય પર, સાધુને ખબર પડે કે, અમુક મહોલ્લામા, અમુક

ગૃહસ્થને ત્યા માસ રધાઈ રહ્યુ છે તો સાધુને તે તરફ જવાની મનાઈ કરવામા આવી છે. એ આગળના પ્રકરણુમા, આગમ પ્રમાણુથી, બતાવવામા આવ્યુ છે.

જો કોઈ દુર્બુદ્ધિમાન મનુષ્ય, અચાનક સાધુના પાત્રમા અકલ્પનીય વસ્તુ નાખી દે તો તે ખાવી નહિ અથવા પીવી નહિ, પરતુ એને વિધિપૂર્વક ફેકી દેવી જોઇએ—એવુ શાસ્ત્રકારોનુ ફરમાન છે

*

## પ્રકરણ ૧૨ મુ

### અકલ્પનીય ભોગવવુ નહિ.

જૈનાગમોને જોવાથી માલુમ પડે છે કે જૈન ભિક્ષુ, ભિક્ષુણી નિરતર જાગૃત હોય છે, અને ગૃહસ્થને ત્યા ભિક્ષા લેવા જતી વેળા આ પ્રકારનો તર્ક કરે છે કે–ક્યાક સદોષ, અકલ્પનીય, આહાર, પાણી ન આવી જાય

ગૃહસ્થના હાથમા કે પાત્રમા અકલ્પનીય તથા સચિત, સદોષ, આહારને જુએ કે તરતજ તે બોલે છે–

"त भवे भत्तपाण तु, सजयाण अकप्पिअ ।
दिंतिअ पडिआइक्खे, न मे कप्पइ तारिस ॥

दश अ ५:

ભાવાર્થ —અકલ્પનીય, સચિત તથા સદોષ (દોષ-વાળો) આહાર, પાણી, સયતી (જૈન સાધુ સાધ્વી) માટે અકલ્પનીય ( વહોરવા યોગ્ય નહિ હોવાથી ) હોવાથી, આપ-નાર દાતારને તેણે (સાધુએ) કહેવું જોઇએ કે, આ પ્રકારના આહાર પાણી મને ખપતા નથી (મારે માટે અગ્રાહ્ય છે) માટે હુ નહિ લઉ આ પ્રકારના અકલ્પનીય સદોષ આહારને બતાવતા સૂત્રો ઘણા છે પરતુ તેનો વિસ્તાર-પૂર્વક ઉલ્લેખ કરવો, એ આ નાના ગ્રથમા ઉચિત નથી.

જિજ્ઞાસુ ને મુમુક્ષોએ એ સબધમા વધારે જાણવુ હોય તો दशवैकालिकના પાચમા અધ્યયને અને आचारगसूत्र ના દશમા અધ્યયને જુએ જેથી આ વસ્તુની પૂર્ણ પ્રતીતિ થઈ જશે. અસાવધાનીથી તથા અકસ્માતથી આવી ગયેલા આહારને ૧૨ પ્રકારે (પરઠવાની) ફેંકી દેવાની આજ્ઞા છે

૧ આધાકર્મી, ૨ ઔદ્દેશિક, ૩ પૂતિકર્મ, ૪ મિશ્રજાત, ૫ અચ્છિજજ, ૬ અણિસિટ્ઠ, ૭ અધ્યયપુરિત, આ સાત પ્રકારનો અર્થ આગળ બતાવી દેવામા આવ્યો છે

૮ કાલાઇકન્તે—પ્રથમ પ્રહરમા લાવેલ આહારને ચોથા પ્રહરમા નહિ ભોગવવો (ખાવો) જો ચોથો પ્રહર થઈ જાય તો, ચારે પ્રકારના આહાર પાણીને ફેંકી દેવા જોઈએ-એને ખાવા જાઈએ નહિ (वृहत्कल्पसूत्र उदे ४ सू ११)

૯ મગ્ગાઈક્કમે—मार्गातिकान्त—બે કોસથી વધુ માર્ગ લઈ જઈને આહાર પાણી લેવા જોઈએ નહિ બે કોસ બાદ એને ફેંકી દેવો જોઈએ (वृ क उ. ५ सू १२)

૧૦ ખેતાઈકન્તે—સાધુ જે ક્ષેત્રમા રહે તે ક્ષેત્રમાં સૂર્યોદય પહેલા કે સૂર્યાસ્ત બાદના બ્રમણથી આવેલ (લાવવામા આવેલ) આહાર નાખી દેવો જોઈએ. (वृ क उ ५)

૧૧ શૈયાતર—(મકાન માલિક)ની આજ્ઞા બાદ આહાર પાણી મળે તો તેનો ભોગ કરવો નહિ-તે ફેંકી દેવા.

૧૨ શંકાકારી તથા અશુદ્ધ-સચિત્તાદિક શંકાથી યુક્ત આહાર ખાવો નહિ-ફેંકી દેવો

અશુદ્ધ માટે જુઓ—

" निग्गिथस्स य गाहावइकुल पिण्डवायपडियाए अणुपविट्टिस्स अंतो पडिग्गहंसि दए वा दगरए वा दगफुसिए वा परियावज्जेज्जा सेय उसिणभोयण जाए परिभोतव्वेसिया, सेयसीयभोयणजाए त नो अप्पणा भुजेज्जा, नो अन्नेसिं अणुप्पदेज्जा, एग ते बहुफासुए थंडिले पडिलेहित्ता पमज्जित्ता, परिट्ठवेयव्वेसिया ॥ "

बृ क० उ ५

ભાવાર્થ—સાધુ-સાધ્વી, ગૃહસ્થના ઘર પર આહાર, પાણી ગ્રહણ કરવા ગયા આહાર પાણી પાત્રમા ગ્રહણ કર્યા, એટલામા અકસ્માત એમા કાચુ પાણી પડી ગયું; અથવા કાચા પાણીનુ ટીપુ પડી ગયુ જો ગ્રહણ કરેલો આહારપાણી, એ સમયે (ગ્રહણ કરવાના સમયે) ગરમ હોય અને એમા પડેલા પાણીનુ ટીપુ અચિત બની ગયુ, એ નિશ્ચય હોય તો, તે આહારને ખાઈ લેવો તથા તે આહાર પાણી ઠડા હોય અને એમા પડેલ પાણી અચિત ન હોય તો તે આહાર-પાણીનો પોતાની જાતને માટે, ઉપયોગ ન કરવો, બીજા સાધુને પણ તે ( આહાર પાણી ) ન આપવા, પરંતુ એકાન્ત પ્રાસુક (નિર્દોષ) જગા જોઇને તેને ફેંકી દેવા જોઈએ

પ્રિય પાઠકો ! હવે સમુચ્ચય ( समुच्चय ) જીવ-મિશ્રિત આહાર પાણીના સબધી વિધિ-નિષેધનુ સૂત્ર બતાવુ છું

કોઈ પણ ગૃહસ્થ, સાધુને દેવા લાયક આહારપાણી લઈને આવે ને સાધુને માલમ પડી જાય કે, તે જીવમિશ્રિત છે, તો તે આહાર, ગૃહસ્થના હાથમા કે પાત્રમા જોઈને, લેવાનો નિષેધ સાધુએ કરવો જોઈએ–અર્થાત્ તે આહાર ન લેવો જોઈએ

“ से भिक्खू वा भिक्खूणी वा, गाहावइकुलं पिण्ड-पडियाए अणुपविट्ठेसमाणे सेज्ज पुण जाणेज्जा, असणं वा, पाणं वा, खाइमं वा, साइमं वा, पाणेहिं वा, पणएहिं वा, बीएहिं वा, हरिएहिं वा, मसत्त, उम्मीस्सं, सीओद-एणं वा, उसित्त, रसया वा, परिधासिय, तहपगारं असणं वा पाणं वा खाइमं वा साइमं वा, परहत्थसि वा, परपा-यंसि वा अफासुयं अणेसणिज्जंति मण्णमाणे लाभे वि संते नो पडिगाहेज्जा । ”

॥५२३॥ आचारागसूत्र

द्वितीय अ १० उ १

“ सेय आहश्च पडिगाहिएसिया, सेत्तं आयाए एगन्त-मवक्कमेज्जा, एगतमवक्कमित्ता, अहेआरामंसि वा अहे उवस्सयंसि वा, अप्पडे, अप्पपाणे, अप्पवीए, अप्पहरिए, अप्पोसे, अप्पोदए, अप्पुत्तिंग पणग दग, मट्टियमकडा-संताणए, विगिंचिय, उम्मीसं निसाहियरत्तओ सजया-

मेव भुंजिज्ज वा पीइज्ज वा। जं च णो सचाएज्जा भोत्तए वा, पाइत्तए वा, से तमायाए, एगंतमवक्कमित्ता अहेज्झाम यंडलसि वा, अट्ठिरासिंसि वा, किट्टरासिंसि वा, तुसरासिंसि वा, गोमयरासिंसि वा, अणयइंसि वा तहप्पगारंसि थंडिलंसि पडिछेहिय २ पमज्जिय २ तओ संजयामेव परिट्ठवेज्जा।"

आचा० द्वि श्र० १० उ १ सू ५२४

ભાવાર્થ—કોઈ સાધુ સાધ્વી આહાર પાણી લેવા ગૃહસ્થને ઘેર જાય અને ત્યા એને માલમ પડે કે-અહી અશન, પાણી, ખાદિમ અને સાદિમરૂપ આહાર બારીક જન્તુઓથી, પાચ પ્રકારના લીલા ફૂલોથી, ( लीलफूग ) બીજથી, વનસ્પતિથી મિશ્રિત થયેલ છે અથવા કાચા પાણીથી ભીજાયેલ છે કે ધૂળ વગેરેથી ખરાબ થયેલ છે ને તે પ્રકારનો આહાર ગૃહસ્થ, હાથમા કે પાત્રમા લઈને, તે સજીવ તથા મુનિમાર્ગને અયોગ્ય આહાર સાધુને આપવા જાય તો મુનિએ તેને ગ્રહણ કરવો જોઈએ નહિ (૫૨૩)

કોઈ ભૂલ ચૂકથી, અસાવધાનીથી, સાધુના પાત્રમા (આહાર) આવી ગયો તો શુ કરવુ ? તે આહાર લઈને મુનિએ નિર્જન સ્થાનમા જઈને ત્યા જીવ, જન્તુ, વનસ્પતિ તથા બિનાશ રહિત સ્થળ દેખીને, પોતાને મળેલ આહાર પાણી (બરાબર) જોવા અને જોવાથી જણાય કે એમાં અમુક અમુક જીવજતુ નીકળી શકે તેમ છે તો, તે બહાર કાઢી શકાય તેવા જતુઓને, યત્નપૂર્વક વીણી વીણીને બહાર

કાઢવા, ત્યારબાદ આહાર પાણી ખાવા લાયક કે પીવા લાયક હોય તો ખાઇ લેવા કે પી લેવા અને કોઈવાર એમ જણાય કે એમાથી ન તો જીવ જતુનુ મશોધન શકય છે કે ન તો જીવ જતુઓ બહાર કાઢવા શકય છે, તો તે આહારને એકાન્ત નિર્જન સ્થળમા જઈને, યત્નપૂર્વક ફેકી દેવો જોઈએ તે નિર્જન નિર્જીવ પ્રદેશ હાડકોઓના સમૂહવાળો હોય, લોખડ વગેરેથી વ્યાપ્ત હોય, અથવા છાણ, ભૂસાવાળો હોય કે સકો યા ગારાવાળો હોય (તો તે જગા પસદ કરવી નહિ) એના સિવાય કોઈ પણ પ્રકારનો નિર્જન નિર્જીવ પ્રદેશ હોવો જોઈએ. એવા સ્થળને સાધુએ પ્રામાર્જની વડે સાફ કરી, બરોબર જોઇને યત્નપૂર્વક આહાર ફેકી દેવો જોઈએ. ૫૨૪

પ્રિય પાઠકો ! આ ઉપરથી જણાય છે કે જૈન શ્રમણ, ‘અહિંસા પરમો ધર્મ,’ ને ધારણ કરનાર, એને સહેજ પણ ખડિત થવા દેતા નથી

ઉપરના સૂત્રમા એ બતાવવામા આવ્યુ છે કે સચિત જીવમિશ્રિત આહારપાણીનો ઉપભોગ કરવો નહિ અથવા કોઈપણ સાધુ સાધ્વી ખાવાપીવામા ભૂલ કરે અને સૂક્ષ્માતિ સૂક્ષ્મ અનત કાયના જીવ (નિગોદ) સહિત ભોજન કરે તો તેને પ્રાયશ્ચિત કરવુ પડે છે. કહ્યુ છે કે—

“ जे भिक्खू अणंतकायमिसं संजुत्त आहार, आहारेइ, आहारतं वा साइज्जइ ॥ ५ ॥

नशीथसूत्र ॥ १० ॥

**ભાવાર્થ**—જો સાધુ-સાધ્વી અનત કાય (નિગોદ, કદ, મૂળ, લીલોતરી, ફૂલ)થી મિશ્રિત આહાર કરે, બીજા પાસે કરાવે અથવા એવો આહાર કરનારની પ્રશસા કરે તો તેને પ્રાયશ્ચિત કરવુ પડે છે

"त सेवमाणे अवज्जइ चउमासिय परिहारठाण अणुग्घइयं"

निशीयसूत्र उ १०

**ભાવાર્થ**—ઉપર કહેલા કોઈ પણ દોષ સ્થાનનુ સેવન કરનાર સાધુ સાધ્વીને, ગુરુ ચૌમાસિક પ્રાયશ્ચિત કરવું પડે છે ગુરુચતુર્માસિક પરવશપણે, ઉપયોગ વિના લાગે તો જઘન્ય ૪ ઉપવાસ, મધ્યમ ૪ છઠ્ઠ ઉત્કૃષ્ટ, ૧૨૦ ઉપવાસ આતુરતાથી ઉપયોગ સહિત લાગે તો જઘન્ય ૪ છઠ્ઠ, તથા ૪ દિનનો છેદ, મધ્યમ ૪ અઠ્ઠમ તથા ૬ દિવસનો છેદ, ઉત્કૃષ્ટ ૧૨૦ ઉપવાસ તથા ૧૦૮ દિનનો છેદ મોહનીયકર્મોદય મૂર્છાભાવ કરવાથી લાગે તો જઘન્ય ૪ અઠ્ઠમ તથા ૬ દિનનો છેદ, મધ્યમ ૧૬ અઠ્ઠમ તથા ૬૦ દિનનો છેદ, ઉત્કૃષ્ટ ૧૨૦ ઉપવાસ, પારણામા આયબિલ તથા ૧૨૦ દિનનો છેદ આ પ્રકારે શાસ્ત્રકારોએ કહ્યુ છે

જૈન શ્રમણ પોતાની મર્યાદાવાળા ગૃહસ્થને ત્યા ગોચરી ગયો ને (આહાર પાણી લેવા માટે) ત્યા કોઈ પણ સ્ત્રીપુરુષ અનાર્ય બુદ્ધિથી, સાધુના પાત્રમા ભોજનને બદલે માસ નાખે તો, અથવા માસથી ભરેલ પાત્રમા ભિન્નમાસ ભોજન (માસ વિનાનુ ભોજન) લાવીને નાખે તો તે સમગ્ર ભોજ-

કાઢવા, ત્યારબાદ આહાર પાણી ખાવા લાયક કે પીવા લાયક હોય તો ખાઇ લેવા કે પી લેવા અને કોઈવાર એમ જણાય કે એમાથી ન તો જીવ જતુનુ સશોધન શકય છે કે ન તો જીવ જતુઓ બહાર કાઢવા શકય છે, તો તે આહારને એકાન્ત નિર્જન સ્થળમા જઈને, યત્નપૂર્વક ફેકી દેવો જોઈએ તે નિર્જન નિર્જીવ પ્રદેશ હાડકોઓના સમૂહવાળો હોય, લોખડ વગેરેથી વ્યાપ્ત હોય, અથવા છાણ, ભૂસાવાળો હોય કે સકો યા ગારાવાળો હોય ( તો તે જગા પસદ કરવી નહિ ) એના સિવાય કોઈ પણ પ્રકારનો નિર્જન નિર્જીવ પ્રદેશ હોવો જોઈએ. એવા સ્થળને સાધુએ પ્રમાર્જની વડે સાફ કરી, બરોબર જોઇને યત્નપૂર્વક આહાર ફેકી દેવો જોઈએ ૫૨૪

પ્રિય પાઠકો ! આ ઉપરથી જણાય છે કે જૈન શ્રમણ, ' અહિંસા પરમો ધર્મ,' ને ધારણ કરનાર, એને સહેજ પણ ખડિત થવા દેતા નથી

ઉપરના સૂત્રમા એ બતાવવામા આવ્યુ છે કે સચિત જીવમિશ્રિત આહારપાણીનો ઉપભોગ કરવો નહિ અથવા કોઈપણ સાધુ સાધ્વી ખાવાપીવામા ભૂલ કરે અને સૂક્ષ્માતિ સૂક્ષ્મ અનત કાયના જીવ ( નિગોદ ) સહિત ભોજન કરે તો તેને પ્રાયશ્ચિત કરવુ પડે છે. કહ્યુ છે કે—

" जे भिक्खू अणंतकायमिसं संजुत्तं आहार, आहारेइ, आहारतं वा साइज्जइ ॥ ५ ॥

नशीथसूत्र ॥ १० ॥

**ભાવાર્થ**—જો સાધુ-સાધ્વી અનત કાય (નિગોદ, કદ, મૂળ, લીલોતરી, ફૂલ)થી મિશ્રિત આહાર કરે, બીજા પાસે કરાવે અથવા એવો આહાર કરનારની પ્રશસા કરે તો તેને પ્રાયશ્ચિત કરવુ પડે છે

**"त सेवमाणे अवज्जइ चउमासिय परिहारठाण अणुग्घइयं"**

**नशीयसूत्र उ १०**

**ભાવાર્થ**—ઉપર કહેલા કોઈ પણ દોષ સ્થાનનુ સેવન કરનાર સાધુ સાધ્વીને, ગુરુ ચૌમાસિક પ્રાયશ્ચિત કરવુ પડે છે ગુરુચતુર્માસિક પરવશપણે, ઉપયોગ વિના લાગે તો જઘન્ય ૪ ઉપવાસ, મધ્યમ ૪ છઠ્ઠ ઉત્કૃષ્ટ, ૧૨૦ ઉપવાસ આતુરતાથી ઉપયોગ સહિત લાગે તો જઘન્ય ૪ છઠ્ઠ, તથા ૪ દિનનો છેદ, મધ્યમ ૪ અટ્ઠમ તથા ૬ દિવસનો છેદ, ઉત્કૃષ્ટ ૧૨૦ ઉપવાસ તથા ૧૦૮ દિનનો છેદ મોહનીયકર્મોદય મૂર્ચ્છાભાવ કરવાથી લાગે તો જઘન્ય ૪ અટ્ઠમ તથા ૬ દિનનો છેદ, મધ્યમ ૧૬ અટ્ઠમ તથા ૬૦ દિનનો છેદ, ઉત્કૃષ્ટ ૧૨૦ ઉપવાસ, પારણામા આયબિલ તથા ૧૨૦ દિનનો છેદ આ પ્રકારે શાસ્ત્રકારોએ કહ્યુ છે

જૈન શ્રમણ પોતાની મર્યાદાવાળા ગૃહસ્થને ત્યા ગોચરી ગયો ને (આહાર પાણી લેવા માટે) ત્યા કોઈ પણ સ્ત્રીપુરુષ અનાર્ય બુદ્ધિથી, સાધુના પાત્રમા ભોજનને બદલે માસ નાખે તો, અથવા માસથી ભરેલ પાત્રમા બિનમાસ ભોજન (માસ વિનાનુ ભોજન) લાવીને નાખે તો તે સમગ્ર ભોજ-

નને તથા માસને એકાન્તમા યત્નપૂર્વક ફેકી દેવા કેમકે એને શાસ્ત્રકારોએ અશુદ્ધ તથા અભક્ષ્ય કહ્યા છે

"जम्मि पगरणे मंसं आसादिए दिज्जति पच्छा ओदणादि तं मसादि भणति" इति वचनात् ॥

આ પ્રકારે શાસ્ત્ર નિષિદ્ધ આહારાદિકનો પરિત્યાગ કરનાર જૈન શ્રમણ-શ્રમણત્ત્વનો આરાધક છે તેનો ભોગ કરનાર નહિ અશુદ્ધ આહાર ત્યાગ કરવા લાયક છે, એ વિષયમા વિધાયક સૂત્રો ઘણા છે પરતુ અહી આટલો જ નમૂનો બતાવવો ઉચિત છે આગળ માસાહાર વિશે વિસ્તૃત ચર્ચા કરીશુ

## પ્રકરણ ૧૩ મું.

### માંસાહાર કરનારની કઇ ગતિ ?

માસ ખાનાર લોકો અનાર્ય છે, બાલ ( અજ્ઞાની ) છે રસલોલુપી છે અને અનાર્યધર્મી છે એ ચાર વિશેષણોમા માસભોજનની સર્વથા નિંદનીયતા આવી જાય છે. બુદ્ધિમાન પુરુષો તો એની ઇચ્છા પણ કરતા નથી માસનુ પ્રતિપાદન કરતી વાણી પણ મિથ્યા છે આ પ્રકારનુ પ્રમાણ સૂયગડાગ સૂત્ર જોવાથી મળી રહે છે સૂયગડાગનામક બીજા શ્રુતસ્કંધના છઠ્ઠા અધ્યયનમા બૌદ્ધ અને આર્દ્રકુમારનો સવાદ છે બૌદ્ધ માસભક્ષણને કર્મબધનનુ કારણ માનતા નથી આર્દ્રકુમાર એમને કહે છે કે—

"त भुंजमाणा पिसित पभूत,
णो उवलिप्पामो वय रएण ।
इच्चेवमाहसु अणज्जधम्मा,
अणारिया बालरसेसु गिद्धा ॥ ३८ ॥

जे या वि भुजति तहप्पगार,
सेवति ते पावमजाणमाणा ।
मण न एय कुसला करेंति,
वाया वि एसा बुइया उमिच्छा ॥ ३९ ॥

टीका--पिशीताशनोऽनार्या वाला रसगृद्धा अनार्यधर्माण इति, विशेषणचतुष्टयेन मांसाशनस्यैकान्तनिन्द्यत्वं दर्शितम् । कुशल पुरुषास्तु तदिच्छामपि न कुर्वन्ति । मांसस्य निर्दोषत्वप्रतिपादनपरा वाण्यपि मिथ्यैवेत्येतत्सर्वं वर्णन मांसाहारनिषेधायालमस्ति ।

ભાવાર્થ—અમે પ્રભૂત-પુષ્કળ માસભક્ષણ કરવા છતા પણ કર્મોથી લિપ્ત થતા નથી, અમે કર્મોથી અલિપ્ત રહીએ છીએ, આમ બૌદ્ધોનુ કથન છે આના ઉત્તરમા આર્દ્રકુમાર (જૈનયતિ) કહે છે કે, જેઓ અનાર્ય ધર્મવાળા છે, સ્વય અનાર્ય તથા બાલ છે અને જેઓ રસમા આસક્ત છે આમ તેઓ કહે છે કે, ૩૮

જેઓ માસ આદિનો ભોગ કરે છે તેઓ, યથાર્થતાને નહિ જાણવાથી પાપનું સેવન કરે છે કુશળ મનુષ્ય એની ઈચ્છા પણ કરતો નથી માસનુ સમર્થન કરનાર વચન પણ મિથ્યા છે ૩૯

ટીકાનો અર્થ આ પ્રકરણના પ્રારભમા આપી દીધો છે. ઠાણુાગ સૂત્રમા માસાહારીની ગતિ નરક બતાવી છે—

"चउहिं ठाणेहिं जीवा णेरइत्ताए कम्मं पकरेंति, तं जहा महारंभआए महापरिग्गहयाए, पंचिन्दियवहेण, कुणिमाहारेणं"

ठाणायंग ठाणा ४

**ભાવાર્થ**—જીવ, ચાર સ્થાનોથી (કારણોથી) નરકના આયુષ્યરૂપ કર્મ બાંધે છે

૧ મહાઆરંભ (પચેન્દ્રિયાદિ છ કાય જીવોની હિંસા)

૨ મહાપરિગ્રહ (અતિધનની ઈચ્છાથી લક્ષ્મી ભેગી કરવી)

૩ પંચેન્દ્રિય જીવોના વધથી (ભ્રૂણ હત્યાથી માડીને તે ઇંડા, મચ્છી, પશુ, પક્ષી, મનુષ્ય વગેરેનો વધ કરવાથી) ૪ કુણિમાહાર–માસના આહારથી (રુધિર, માસ, હાડકાં વગેરેના આહારથી) આ ચાર કારણોથી નરકના આયુરૂપ કર્મ, જીવ બાધે છે.

ભગવતી સૂત્રમા આ પ્રકારનો પ્રશ્ન ગૌતમ સ્વામીએ પૂછયો છે કે–હે ભગવન્! નરકના શરીરના પ્રયોગબધ કેવી રીતે થાય છે? અર્થાત્ કયા કારણોથી જીવ, નરકના શરીર બનાવે છે એના ઉત્તરમા ભગવાન ફરમાવે છે કે–

**"गोयमा! महारंभाए, महापरिग्गहाए, कुणिमाहारेण, पचेन्द्रियवहेण, नरइयाउकम्मासरीरप्पओगनामाए कम्मस्स उदएण नेरयाउयकम्मसरीर० जाव पओगबंधे"**

भग० सू. श ८ उद्दे ९ सू ८०

**ભાવાર્થ**—હે ભગવન્! નરકાયુષ્ય કાર્મણ શરીર પ્રયોગબંધ કેમ થાય છે? ઉત્તર—હે ગૌતમ! મહા આરંભથી, મહાપરિગ્રહથી, માસ ખાવાથી અને પચેન્દ્રિય જીવોના

વધ કરવાથી નરકાયુષ્ય-કાર્મણશરીર પ્રયોગ નામ કર્મનો ઉદય થાય છે અને એનાથી નરકાયુષ્ય કાર્મણશરીર પ્રયોગ બંધ થાય છે

ઔપપાતિક સૂત્રમા શ્રમણ ભગવાન મહાવીરે પોતાના પ્રવચનમા ફરમાવ્યુ છે કે-

"एव खलु चउहि ठाणेहिं जीवा णेरइयत्ताए कम्मं पकरेंति, णेरइयत्ताए कम्म पकरेत्ता णेरइएसु उव-वज्जति त जंहा-महारंभयाए, महापरिग्गहयाए, पंचे-न्द्रियवरेणं, कुणिमाहारेण"

उववाइ देशनाधिकार-

આનો ભાવાર્થ ઉપર આવી ગયો છે

ઉત્તરાધ્યયન સૂત્રમા, અનેક સ્થળે માસાહારી મનુષ્યને દુ ખ અને દરિદ્રતાજનક દુર્ગતિનો બ ધ થાય છે, ઈત્યાદિ ફળ બતાવવામા આવ્યા છે

"हिंसे बाले मुसावई, माइल्ले पिसुणे सढे ।
भुंजमाणे सुर मंसं, सेयमेय त्ति मन्नइ ॥ ९ ॥

उत्त अ. ५

ભાવાર્થ —હિંસક, બાલ (અજાની) મૃષાવાદી (અસત્ય બોલનાર) માયાવી (પ્રપ ચક) ચુગલીખોર અને શઠ (લુચ્ચો) મનુષ્ય, મદિરા અને માસનો ભોગ, શ્રેયસ્કર (લાભકર્તા) માને છે ઉપર જણાવેલા કર્મો કરનારનુ બાળ મરણ થાય છે (ટૂકી જિંદગી જીવે છે) અર્થાત્ માસ ખાનાર અલ્પા-

સુધી હોવાથી, અનત જન્મમરણ ભોગવે છે એથી માસા-
હારને દુર્ગતિનુ કારણ કહે છે

" इत्थी विसयगिद्धे य, महारंभपरिग्गहे ।
भुंजमाणे सुरं मंसं, परिवूढे परंदमे ॥ ६ ॥
अयक्कर भोइय, तुंदिल्ले चिय लोहिए ।
आउय नरए कंखे, जहा एसं व एलए ॥ ७ ॥
उत्त अ ७

ભાવાર્થ —સ્ત્રી વગેરે વિષયો (કામભોગો) મા ગૃદ્ધ (આસક્ત) મહાઆરભી, મહાપરિગ્રહી, બીજાને પીડા પહોચાડનાર, મદિરા, અને માસનુ સેવન કરનાર, પાપ કરવામા ખૂબ પુષ્ટ, (પાપી,) બકરા આદિનુ માસ ખાનાર, મોટા પેટવાળો, કુપથ્ય ખાઇને (કડૂકડ્ કરતુ માસ બનાવી ખાનાર) શરીરમા રક્તવૃદ્ધિ કરનાર, આવો અધર્મી જીવ, જેમ તે પુષ્પ બકરા, અતિથિ (માસાહારી અતિથિ) ની રાહ જુએ છે તેમજ તે નરક ગતિની રાહ જુએ છે—અર્થાત્ માહાહાર કરનાર ઉપર બતાવેલ હોય, પાપનુ સેવન કરનાર, નરકમા જાય છે

આ સિવાય ઉત્તરાધ્યયનના ૭ મા અધ્યયનમા પણ માસાહારથી નરકગતિ પ્રાપ્ત થાય છે, તેમ બતાવ્યુ છે હિંસાદિ ક્રૂર કર્મ કરનાર, તથા માસ ખાનાર જે જે નરકસ્થાનમા જાય છે તે તે નરકસ્થાનનુ અને નારકીનુ થોડુ સ્વરૂપ અહી બતાવવું ઉચિત છે નરક અને નારકીજીવોની યાતનાનુ સ્વરૂપ શ્રી શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ

બહુ પ્રમાણમા બતાવ્યુ છે જે જિજ્ઞાસુ તથા મુમુક્ષુને તે વિશે વધુ જાણવાની ઇચ્છા હોય, તેમણે भगवतीसूत्र, प्रश्न व्याकरण, विपाकसूत्र, जीवाभिगमसूत्र, ઇત્યાદિ ગ્રથો જોઈ લેવા અહી માત્ર प्रश्नव्याकरणના સૂત્રનુ નિદર્શન કરવુ ઉચિત ગણાશે.

नरएसु हुलिय महालएसु वयरामयकुड्डरुदनिसधि-वारं विरहियनिमद्दवभूमीतलखरामसविसमनिरयघरचार एसु महोसिण सययतत्तदुग्गधविस्स उव्वयणगेसु, विभत्थ दरिसणिज्जेसु णिच्चं हिमपडल सीयलेसुयकालाभासेसुय, भीमगभीरलोमहरिसणेसु, णिरभिमाणेसु, निप्पडियार वाहिरोगजरापिलिएसु, अईवणिच्चधयारतमिसेसु, --पतिभएसेसु, ववगए गहचदसूरनक्खत्तजोइसेसु मेय वसामसपडलपुच्छडपूरुधिरकिण्ण विलीणचिक्कणरसिया, वाव ण्णकुहियचिक्खलकद्दमेसु कुकुलानलपक्तिच्चजालमुम्मुर-असिखुरकवतधारासु निसियविच्छुयदडक णिवातोवम्म-फरसअतिदुस्सहेसु अताणा, असरणा, कडुयदुःखपरितावणेसु, अणुवधणिरतरवेदणेसु, जमपुरिससकुलेसु. तत्थ य अन्तो मुहुत्त लद्धि, भवपच्चएण विवतेतिय ते सरीर-हुडविभत्थदरिसणिज्ज वीहणग, अद्विहारुणहरोमवज्जिय, असुभगदुक्खविसहवि तत्तो य पज्जत्ति मुवगता इन्दिएहि पंचहि वेदेति असुभाए, वेयणाए, उज्जल वलाविउळवि वलउक्कडखरफासपयडघोर वीहणगदारुणाए ॥ १४ ॥

प्रश्नव्याकरण प्रथम आश्रवद्वार

**ભાવાર્થ**—પ્રાણીવધ કરવાથી, માસાહાર કરવાથી જીવ નરક ગતિમા જાય છે ત્યા નરકમા, જે પ્રકારના દુ ખો ભોગવવા પડે છે, તે પ્રકારના દુ ખોને અત્રે વર્ણવવામા આવ્યા છે. એ નરક ક્ષેત્ર, બીજા ક્ષેત્રથી ઘણુ જ મોટુ છે ત્યા વજ્રરત્નની ભીત વિતીર્ણ (અભેદ્ય) અને સધિ રહિત છે. તેનુ ભૂમિતલ (ભોયતળિયુ) કઠોર, કર્કશ સ્પર્શવાળુ, વિષમ, ઊચુ નીચુ છે ચારક ગાય જેવા (પ્રાણી) ઉત્પન્ન થાય તેવુ તે સ્થળ છે ત્યા ભીતના ભાગમા નૈરયિકના ઉત્પત્તિ સ્થાન રૂપ ખિલ (દાર) છે તે હમેશા ઊનુ, તપેલુ, અશુભ, દુર્ગંધવાળુ, અવશ્ય ચિતા ઉત્પન્ન કરવાવાળુ સ્થાન છે ઉપરાત બીભત્સ, અમનોજ્ઞ, અદર્શનીય, સદૈવ હિમના થરથી શીતલ સ્થાન છે (જ્યા ગરમી છે ત્યા અત્યત ગરમી છે) આ પ્રકારનુ તે સ્થાન કાળા રગવાળુ, કાળા તેજવાળુ, રૌદ્ર, ભયકર, મહાગભીર, જોવા માત્રથી રુવાડા ખડા થઈ જાય તેવુ અદર્શનીય, અને (ત્યા) ઉત્પન્ન થયા પછી પૂર્ણ આયુષ્ય સ્થિતિ ભોગવ્યા વિના, નીકળી ન શકાય તેવુ છે ત્યાના જીવો સદા વ્યાધિ, રોગ, વૃદ્ધાવસ્થાથી પીડિત રહે છે ત્યાનુ સ્થાન સદૈવ અધકારમય રહેતુ હોવાથી, અધારી ગુફા સમાન ભયકર ઊચાટ ઉત્પન્ન કરનાર છે ત્યા નરકમા ચદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર, તારા વગેરે જ્યોતિષ હોતા નથી નરકસ્થાન મેદ, ચરબી, માસ વગેરે ખગખ પદાર્થોના સમૂહથી ભરેલ છે આમ, (માસ) રુધિરથી મિશ્રિત છે દુર્ગંધવાળા અત્યત ચીકણા રસથી વ્યાપ્ત છે સડેલો, બગડેલો દુર્ગંધમય કાદવ (કીચડ) ત્યા રહેલો હોય છે ત્યા નરકમા, કુભારના નિંભાડાની જેવી જાજલ્યમાન આગ તથા

ભોભરરૂપ રાખથી ઢકાયેલો અગ્નિ હોય છે ત્યા વૈક્રિયના ખડગ, છરા, કરવત ઇત્યાદિ શસ્ત્ર અત્યત તીક્ષ્ણ હોય છે. વીછીની પૂછડી જેવા વાકા ને વિષમય કટકો હોય છે સાણસી જેવા શસ્ત્રોથી ખેચીને જીવોને નીચે પછાડવામા આવે છે એમને નરકનો સ્પર્શ અતિ દુસ્સહ હોય છે એમનો કોઈ રક્ષક કે દુખનિવારક હોતુ નથી અત્યત દુ:ખપ્રદ ( દુખ આપનાર ) પરિતાપવાળા, પૂર્વકૃત પાપ કમાઇથી, નિરતર આવા પ્રકારની વેદના ભોગવ્યા કરે છે ત્યા પરમાધર્મી દેવ પરિતાપ ( ત્રણ નરક સુધી ) ઉત્પન્ન કરે છે તે અનેક વિકરાળ રૂપ ધારણ કરે છે–જેવા કે શસ્ત્ર કુશસ્ત્રના રૂપ ધારણ કરી વિવિધ પ્રકારના દુખો જીવોને આપે છે આથી નરકના જીવો ઘણા જ આકુલવ્યાકુલ રહે છે

નરકના ઉત્પન્ન થયા પછી, અન્તર્મૂહુર્તમા એમને વૈક્રેય લબ્ધિ પ્રાપ્ત થાય છે તેથી તેઓ પોતના શરીર બનાવે છે. એ શરીર હુડક સસ્થાનવાળા હોય છે બીભત્સ, દુગચ્છા,-ઉત્પન્ન કરનાર બને છે એમને–સ્વત ( પોતાને જ ) જ ભયકર દેખાય છે એમનામા ( એમણે ધારણ કરેલા નવા શરીરોમા ) હાડકા, સ્નાયુ, નાડીઓ, વગેરે કશુ જ હોતુ નથી અશુભ દુખ સહન કરવામા શક્તિવાન હોય છે ત્યા આહારાદિ છએ પર્યાપ્તિ ( ૧ આહાર પર્યાપ્તિ, ૨ શરીર પર્યાપ્તિ, ૩ ઇન્દ્રિય પર્યાપ્તિ ૪ શ્વાસોચ્છવાસ પર્યાપ્તિ, ૫ ભાષા પર્યાપ્તિ ૬ મન પર્યાપ્તિ ) પૂર્ણ બાધ્યા બાદ ત્યાના દુખોનો અનુભવ પૂર્ણ રીતે કરે છે હવે ત્યા કેવી અશુભ તીવ્રવેદના

થાય છે તેનુ વર્ણન કરવામા આવે છે એ નરકની જમીન ખડખચડી, અગ્નિ સમાન તપ્ત (તપેલી) દુખ દાયક, ચરણ (પગના) ના સ્પર્શ માત્રથી, મસ્તક સુધી વેદના ઉપડે એવી વીછી જેવા સ્પર્શવાળી છે આ પ્રકારની અનેક ઘોર વેદનાઓનો, જીવ ત્યા અનુભવ કરે છે ત્યા તત્કાળ મૃત્યુ પ્રાપ્ત થાય એવુ વિષમ, દુખમય ઘોર સ્થાન છે ॥ ૭૮ ॥

પ્રિય પાઠકો ! આ તો નરક સ્થાન અને તેના દુખનો નમૂનો માત્ર છે હવે એક બીજી વાત અત્રે જણાવવી ઉચિત ગણાશે અહી આ જીવો, માનવતાના નિયમો છોડીને, અમાનુષ આચરણ કરે છે, તે મઘળા અનાચરણોના નામ ગણી ગણીને, તેને હેય બતાવીને ત્યાના પરમાધમી દેવ તેને (જીવને) કહે છે–

" तुह पियाइ मसाइ, खडाइ सोल्लगाणि य ।
खाइओ मि समसाइ, अग्गिवण्णाइऽणेगसो ॥ ६९ ॥

तुह पिया सुरा सीहू, मेरओ य महूणि य ।
पाइओ मि जलन्तीओ, वसाओ रुहिराणि य ॥७०॥

उत्त अध्य १९

**ભાવાર્થ**—નરક દુખનો અનુભવી મૃગાપુત્ર કહે છે કે–ત્યાના (નરકના) પરમાધમી દેવ, અનેક પ્રકારના ધાતુનો ગરમ રસનો પ્રવાહી પીવાડતા પીવાડતા કહે છે કે–હે અનાર્ય કાર્ય કરવાવાળા ! તને પૂર્વ ભવમા માસ ઘણુ જ પ્રિય હતુ, તો લે આ માસપિંડ, એમ કહીને તેણે અગ્નિથી તપાવેલ

ચીપીયા વડે, મારા શરીરને ઘોચી ઘોચીને માસ બહાર કાઢયુ અને એને અગ્નિ પર તપાવીને, મારા મુખમા અનેક વાર નાખ્યુ ૬૯

(તથા મને) પૂર્વ ભવમા ગોળ અને મહુડા વગેરેથી બનેલ શરાબ ખૂબ પ્રિય હતો તેથી, લે પી, શરાબ, એમ કહીને તે અનેકવાર મારા શરીરમાથી લોહી ને ચરબી બહાર કાઢી, તેને તપાવીને મને પીવડાવતો હતો ૭૦

પ્રિય પાઠકો ! ઉપરના આ સિદ્ધાતો પરથી માલમ પડે છે કે માસાહાર અને મદિરાપાનને પરમાધર્મીદેવ (યમદેવતા) પણ નિંદનીય માને છે, તો સુખાર્થી, મોક્ષાર્થી જીવ, પરમાધર્મી દેવના મહિમા ચોગ્ય, માસાહાર કેમ કરીને કરી શકે ? અર્થાત્ સુખાર્થી જીવ માસને સર્વથા હેય (ત્યાજ્ય, ત્યાગ કરવા લાયક) સમજીને છોડી દે છે

પ્રિય પાઠકો ! શ્રી શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ પોતાના આગમમા આ પ્રકારનુ બયાન કર્યું છે કે– જૈનકુલમા જન્મ લેવા માત્રથી, તથા જૈનની સાથે સબધ રાખવાથી આત્મકલ્યાણ થતુ નથી પરતુ જે અહિસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, નિષ્કાચન વ્રતોનુ બરાબર, યથાર્થ પાલન કરે છે તે જ સાચો આત્મકલ્યાણ કરવાવાળો બને છે, તે માસ, મદિરા આદિને અભક્ષ્ય, દુર્ગતિના કારણ સમજી સર્વથા છોડી દે છે અથવા ત્યાગ કરે છે

રાજગૃહી નગરીમા શ્રેણિક રાજા જે સમયે રાજ્ય કરતા હતા, તે સમયે તે શહેરમા મહાશતક નામનો એક

ધનાઢ્ય ગૃહસ્થ રહેતો હતો એની પાસે ચોવીસ કરોડ સોનામહોરો અને એંસી હજાર ગાયો હતી એ ઉપરાત પણ, તેની પાસે બીજી અનેક વસ્તુઓ હતી આ મહાશતક ગૃહસ્થ યોગ્ય નીતિ અને રીતિનુ યથાર્થ પાલન કરતો હતો તેને તેર ગૃહસ્થોએ, મોટા આદરપૂર્વક, પોતાની એક એક કન્યા પરણાવી અર્થાત્ મહાશતકને તેર પત્નીઓ હતી સૌથી મોટી પત્નીનુ નામ રેવતી હતુ રેવતીને, તેના માતા પિતાએ એક કરોડ સોનામહોરો અને એક ગોકુલ ગાયો કરિયાવરમા આપી હતી એ સિવાય પણ બીજો ઘણો કરિયાવર તે લાવી હતી બીજી બાર પત્નીઓ તેમના પિયેરથી એક એક કરોડ સોનામહોરો અને એક ગોકુલ ગાય લાવી હતી આ પ્રકારના કચન ને કામિનીઓ સાથે ભોગ ઉપભોગો ભોગવતો, મહાશતક નીતિમય જીવન ગાળતો હતો

મહાશતકને એક વેળા મહાવીર સ્વામીનો ઉપદેશ સાભળવા મળ્યો ઉપદેશ સાભળીને તમામ ચરાચર (સ્થાવર ને જગમ) સસારપદાર્થોનુ તેને યથાર્થ જ્ઞાન થયુ સસારમા વાસ્તવિક સુખ નથી, આત્મધર્મમા જ યથાર્થ સુખ રહેલુ છે, તેનો સાક્ષાત્કાર કરવાનો સાચો ઉપાય તપ અને સયમ છે, સપૂર્ણ રીતે સયમનુ આરાધન કરવુ એ મહાશતકને માટે મુશ્કેલ હતુ એણે ભગવાનને કહ્યુ હમણા હુ શ્રાવક યોગ્ય ૧૨ વ્રત ધારણ કરૂ છુ હુ એનુ યથાર્થ પાલન કરીશ ભગવાને મહાશતકની ઇચ્છા અનુસાર તેને સ્વીકારની પ્રતિજ્ઞા આપી ધર્મપ્રતિજ્ઞાનુ પાલન કરતા તે

૬૯ પ્રિયધર્મી બન્યો

શ્રેણિક રાજાને એક વાર દયા ધર્મનુ પૂર્ણ સ્વરૂપ સમજાયુ કે, સ્વય પ્રાણીદયા કરવી, બીજા પાસે કરાવવી અને દયા કરનારને સહર્ષ અનુમોદન આપવુ એ મોક્ષમાર્ગ છે; આ ભવમા તથા પરભવમા પરમ સુખનુ કારણ છે આ પ્રકારના ધર્મરહસ્યને શ્રી મહાવીર ભગવાન પાસેથી સમજીને, તે પર શ્રદ્ધા કરીને સારાયે રાજ્યમા “ અમારી ઘોષણા ”નો અમલ દાખલ કર્યો આ પ્રકારના દયાભાવના પ્રતાપથી રાજા શ્રેણિક આવનાર ચોવીસી ( ભાવિમા થનાર ચોવીસી )ના પ્રથમ તીર્થંકરનુ પદ પ્રાપ્ત કરી મોક્ષમા જશે.

મહાશતકની મુખ્ય પત્ની રેવતી, છાની રીતે માસ ખાતી હતી તે ઉપરાત દારૂ–મદિરા પણ પીતી હતી એથી તે કામાધ ને મોહાધ હતી મહાશતકની બીજી બાર સ્ત્રીઓને તેણે મારી નાખી–છ સ્ત્રીઓને ઝેર આપીને અને છ સ્ત્રીઓને શસ્ત્ર વડે

રાજ્યમા “ અમારી ઘોષણા ” (અહિંસાની ઘોષણા) પ્રવર્તતી હોવાથી રેવતીને કોઈ પણ જગાએથી માસ મળતુ નહોતુ આથી તે પોતાના પિયેરથી જે ગાયો લાવી હતી તેના વાછરડાઓનો ગુપ્ત રીતે, પોતાના નોકરો માર-ફત વધ કરાવીને માસનુ ભક્ષણ કરતી હતી, અને મદિરા પીતી હતી મહાશતક શ્રાવક, જીવનના પાછળના દિવસો હોવાથી ધર્મારાધન અધિક રીતે કરવા લાગ્યો તેણે પોતાના

મોટા પુત્રને ઘરનો સઘળો કારભાર સોંપીને શ્રાવકની ૧૧ પ્રતિમા (પડિમા) ધારણ કરી કષાયની ઉપશાંતિ અને કર્મોનો ક્ષય થવાથી તેને અવધિજ્ઞાનની પ્રાપ્તિ થઈ

રેવતીએ, કામાન્ધ થઈને, તેને (મહાશતકને) ભોગ ભોગવતો બનાવવાના હેતુથી, ઘણો જ હેરાન કર્યો તેમ છતા મહાશતકે પોતાના મન પર અત્યંત ધીરજ રાખી અને ક્ષમા ધારણ કરી જ્યારે રેવતીએ તેને ખૂબ જ હેરાન કર્યો ત્યારે તેણે પોતાના જ્ઞાનબળથી રેવતીને જણાવી દીધુ કે તારા આવા કર્મોના પરિણામે તુ આજથી સાતમે દિવસે મરીને નરકમા જઈશ મહાશતકના કહ્યા મુજબ જ બન્યુ. તે મરીને નરકમા ગઈ માસાહાર, પચેન્દ્રિયના વધથી, ૮૪ હજાર વર્ષ સુધી નરકયાતના તે ભોગવતી રહેશે એક દૃઢધર્મી, પ્રિયધર્મી રહીને, શ્રાવકના સહયોગમા રહીને, માસ મદિરાનો ભોગ કરનાર નારકીમા ગઈ, તેનું આ ઉદાહરણ છે

તે મહાશતક નિરામિષ ભોજન અને ધર્મારાધનથી તમામ પાપોનુ આલોચન કરીને, પહેલા સ્વર્ગમા ચાર પલ્યોપમ આયુષ્યવાળો દેવ થયો ત્યાથી મનુષ્ય અવતાર ધારણ કરીને મોક્ષમા જશે માસાહારથી આવી આવી યાતનાઓ ભોગવનારના ઘણા ઉદાહરણો છે એ વિશે જેમને વધારે જાણવાની ઇચ્છા હોય તેમણે 'વિપાકસૂત્ર' જોવુ એના અભ્યાસથી આ વસ્તુનુ વધુ સ્પષ્ટિકરણ થશે

પ્રિય પાઠકો! 'जम्बूद्वीप प्रज्ञप्तिसूत्र' મા એ મહા-સૂત્ર છે કે—

" तेण भंते मणुया णिस्सीला, णिव्वया, णिम्मेरा, णिग्गुणा, निपच्चक्खाण, पोसहोववासा उसण्णं, मंसाहारा, मच्छाहारा, खुड्डाहारा, कुणिमाहारा कालं मासे, कालं किच्चा कहिं गच्छिहिंति कहिं उववज्जिहिंति ? गोयमा ! उसण्णं नरगतिरिक्ख जोणिएसु उववज्जिहिंति "॥७१॥

जम्बू० प्र०

ભાવાર્થ—ગૌતમ સ્વામી, ભગવાન મહાવીર સ્વામીને આ પ્રકારનો પ્રશ્ન કરે છે કે હે ભગવન્ ! જે મનુષ્યો શીલ, સદાચાર રહિત, દયાદિગુણ રહિત, વિનયાદિ મર્યાદા રહિત, પાપના પ્રત્યાખ્યાન રહિત, પૌષધ ઉપવાસ રહિત, પ્રાય ( મોટે ભાગે ) માસનુ ભોજન કરનાર, માછલાનો આહાર કરનાર, ક્ષુદ્ર પ્રાણીનો આહાર કરનાર, કુણિમ ( જેવા તેવા માંસ )નો આહાર કરનાર અકાલે કાળ કરીને (મરણ પામીને) ક્યા જાય છે ? ક્યા ઉત્પન્ન થાય છે ? એના ઉત્તરમા ભગવાન કહે છે હે ગૌતમ ! તે મનુષ્ય મોટે ભાગે નરક, તિર્યંચ ગતિમા જાય છે—ઉત્પન્ન થાય છે.



# પ્રકરણ ૧૪ મું

## ઉપદેશ

નરકના કારણભૂત માસને મદિરાના અનિષ્ટ ફલ બતાવતા જૈનાચાર્યોએ આજીવન, તેમની ભાષાદ્વારા બહુ ઉપદેશ કર્યો છે એ બધો ઉપદેશ અત્રે ઉતારવો શક્ય નથી કેમકે મહાવીર સ્વામીને થઈ ગયા આજે અઢી હજાર વર્ષ થયા એ સમય દરમિયાન અનેક જૈન વિદ્વાનો થઈ ગયા એ બધાએ એકમત થઇને, માસાહારનો નિષેધ કર્યો છે અને પોતાની શક્તિ અનુસાર, તેમણે ઉપદેશ આપીને લાખો, કરોડો માણુસોને માસ મદિરામાથી છોડાવી સદાચારી બનાવ્યા છે આજે પણ જૈનાચાર્યો માણુસોને માસ મદિરાદિ અભક્ષ્ય, અપેયમાથી છોડાવી રહ્યા છે અને એમ કરીને તેઓ માણુસોને સદાચારી બનાવી રહ્યા છે

અહી અમે એ બતાવવા માગીએ છીએ કે જેને માનવતા પ્રાપ્ત કરવી છે તેણે માસ મદિરાને સર્વથા હેય (તજવા લાયક) ગણીને છોડી દેવા જોઇએ એનુ સેવન કોઈપણ-પ્રકારે કરવુ જોઇએ નહિ

" मास भक्षयिताऽमुत्र, यस्य मांसमिहाद्यहम् ।
एतन्मासस्य मांसत्त्व, मवदन्ति मनीषिणः ॥१॥

૧૨

योऽत्ति यस्य च तन्मांस–मुभयो पश्यतान्तरम् ।
एकस्य क्षणिका तृप्तिरन्यः प्राणैर्वियुज्यते ॥२॥

श्रुत्वा दुःखपरंपरामतिघृणांः मांसाशिनां दुर्गतिं
ये कुर्वन्ति शुभोदयेन विरतिं, मांसादनस्यादरात् ।
सद्दीर्घायुरदूषित गदरुजा, संभाव्य यास्यन्ति ते
मर्त्येषूद्भटभोगधर्ममतिषु, स्वर्गापवर्गेषु च ॥३॥

सूत्रकृताग टीका.

**ભાવાર્થ**—આ લોકમા જેનુ માસ હુ ખાઉ છુ તે મને પરલોકમા ખાશે આ માસની માસતા છે અર્થાત્ એ માટે તેને માસ કહે છે (मा=મને, स=તે)—૧

માસ ખાનારનુ અને તે જેનુ માસ ખાય છે, તે બન્નેના અતર નિહાળો એકની (ખાનારની) તો ક્ષણિક તૃપ્તિ થાય છે અને બીજાને (પ્રાણીને) પ્રાણુથી છુટા પડવું પડે છે–અર્થાત્ મરણુ પામે છે—૨.

માસ ખાનારની અત્યત ઘૃણુાસ્પદ અને દુખદાયક દુર્ગતિ સાભળીને જે પુરુષ, પુણ્યના ઉદયથી, માસ ખાવાનું છોડી દે છે તે દીર્ઘાયુષ્યવાળો બને છે, નીરોગી બને છે, ખૂબ ભોગોપભોગ અને ધર્મ પ્રાપ્ત કરનાર મનુષ્યોમા સ્થાન પ્રાપ્ત કરી ક્રમશ સ્વર્ગ અને મોક્ષને પ્રાપ્ત કરે છે.

"न हि मासं तृणात्काष्ठादुपलाद्वापि जायते ।
हत्वा जतु ततो मांसं, तस्माद्दोषस्तु भक्षणे ॥१॥

અર્થાત્—માસ, તૃણ (ઘાસ) કાષ્ઠ (લાકડુ) પથ્થરથી ઉત્પન્ન થતુ નથી, પરતુ પચેન્દ્રિય જીવોને મારવાથી જ માસ મળે છે. આથી જ માસભક્ષણ દોષિત છે

"यदि चेत्खादको न स्यान्न तदा घातको भवेत् ।
घातक खादकार्थाय, तद् घातयति वै नरः ॥२॥

અર્થાત્—જો દુનિયામા માસ ખાનાર ન હોય, તો ઘાતક પણ હોય નહિ; માસ ખાનાર માટે જ ઘાતક હોય છે અને જીવોનો (તે) ઘાત કરે છે

भक्षयन्ति मांसानि, भूताना जीवितैषिणाम् ।
भक्ष्यन्ते तेऽपि भूतैस्तैरिति मे नास्ति सशयः ॥३॥

જે, જીવવાની ઈચ્છા રાખવાવાળા પ્રાણીઓનુ માસ ખાય છે તે પ્રાણીઓ પણ, તેનુ માસ જરૂર ખાય છે, એમા અને સશય નથી

" गृहासक्तस्य नो विद्या, नो दया मांसभोजिन ।
द्रव्यलुब्धस्य नो सत्य, स्त्रैणस्य न पवित्रता ॥४॥

જે ગૃહ કાર્યમા આસક્ત છે, તેને વિદ્યા (હોતી) નથી, જે માસ ખાનાર છે તેનામા દયા (હોતી) નથી, જે દ્રવ્યનો લોભી છે તેનામા સત્ય (હોતુ) નથી, જે સ્ત્રીઓ સાથે વ્યભિચાર કરવામા આસક્ત છે તેનામા પવિત્રતા (હોતી) નથી—૪.

" स्वमांसं परमांसेन, यो वर्द्धयितुमिच्छति।
नास्ति क्षुद्रतरस्तस्मात् स नृशंसतरो नरः ॥५॥

બીજાના માસથી પોતાના માસની વૃદ્ધિ કરવાની ઈચ્છા રાખનાર, ક્ષુદ્રતર (હલકામા હલકો) તથા નૃશંસ (હત્યારો ક્રૂર) મનુષ્ય છે ૫

" कुलशीलवता, तस्मान्मांसं त्याज्यं सदैव हि ।
इहलोकऽप्यशुचिता, परलोके नरके व्रजेत् ॥६॥

માસ, આ લોકોમા અશુચિતા અને પરલોકમા નરક લાવે છે અર્થાત્ માસ ખાનાર, આ લોકમા અપવિત્ર છે અને પરલોકમા નરક દુ ખ ભોગવનાર છે આ માટે, કુલવાન અને શીલવાન ( સદાચારી ) માસને ત્યાજ્ય ગણે છે.

" निन्द्य पापकर परं शुचिहर, दुःखस्य मूलं पलम् ।
त्याज्यं भव्यजनैर्विवेकसहितै, र्लोकद्वये निन्दितम् ॥७॥

ભાવ્યાત્માએ વિવેકપૂર્વક, આ લોકમા તથા પરલોકમા નિદિત માસને છોડી દે છે શ્રેષ્ઠજનોમા માસ (નિદાલાયક) છે, અઘોર પાપનુ કારણ છે પવિત્રતાનો નાશ કરનાર ને દુ ખનુ મૂળ છે તેથી તેને છોડી દેવુ જોઈએ —૭

" मांसादनात्प्रणश्यन्ति, दहेश्रीः सुमतिः सुखम् ।
शौच सत्य यशः पुण्य, श्रद्धा विश्वास सद्गति ॥८॥

માસ ખાવાથી દેહની લક્ષ્મી, સુમતિ, સુખ, ( અનુ-

કુલ અવસ્થા ) પવિત્રતા, સત્ય, યશ, કીર્તિ, પુણ્ય, શ્રદ્ધા, વિશ્વાસ અને સદ્ગતિ—આ બધાનો નાશ થાય છે આથી માંસ ખાવું જોઈએ નહિ —૮

" पापकर्मघटे पूर्णे, रौद्रध्यानवश गते ।
मांसभुग् मरण प्राप्य, व्यथा सहते दुर्गतेः ॥ ९ ॥

માંસ ખાનાર, પાપનો ઘડો ભરાઈ જવાથી, રૌદ્ર-ધ્યાન (ભયંકર વિચાર)ને વશ થઈને, મરણ પામી, દુર્ગતિની મહાન વ્યથા, વ્યાધિ, દુઃખોને તે ( માંસાહારી ) ભોગવે છે —૯

सा रेवती या नरके प्रविष्टा, मांसादनात् भीमकुकर्म-कर्त्री ॥
श्रीश्रेणिकेनापि पलाशनाच्च, प्राप्ता हि पीडा नरकस्य तीव्रा ॥ १० ॥

ભયંકર કુકર્મ કરનાર, મહાશતકની મુખ્ય પત્ની રેવતી માંસ ખાવાના કારણે નરકમાં ગઈ એ પ્રમાણે, શ્રેણિક રાજા જ્યારે જૈન નહોતા ત્યારે, માંસ ખાવાના કારણે, તેમણે પણ નરકના અતિશય કષ્ટ ભોગવ્યા હતા—૧૦

" मांसाशिनो नास्ति दयाऽसुभाजां
दया विना नास्ति जनस्य पुण्यम् ॥
पुण्यं विना याति दुरन्त दुःखं,
संसारकान्तारमलभ्यपारम् ॥ ११ ॥

માસ ખાનારમા, પ્રાણીઓ પ્રત્યેની તલમાત્ર પણ દયા હોતી નથી, દયા વિના પુણ્યનો ઉદય થતો નથી, પુણ્ય નહિ હોવાથી દુરન્ત દુખની પ્રાપ્તિ થાય છે અને (તેને) દુખમય સસારમા પરિભ્રમણ કરવુ પડે છે ૧૧

"वरं विष भक्षितमुग्रदोष यदेकवार करुतेऽसुनाशम् ।
मांसं महादुःखमनेकवारं, दधाति जग्ध मनसाऽपि पुंसां ॥ १२ ॥

ઉગ્ર દોષવાળુ ઝેર ખાવાથી, એક જ વાર પ્રાણનો નાશ થાય છે, એથી ઝેર ખાવુ સારુ છે, પરતુ માસ ખાવું કોઈ રીતે સારૂ નથી, કેમકે માસ ખાનારને અનેક વાર જન્મ મરણનુ દુખ ભોગવવુ પડે છે આથી ડાહ્યા માણસો મનથી પણ માસ ખાવાની ઇચ્છા કરતા નથી. મન, વચન, કર્મથી માસને વર્જ્ય ગણવું જોઈએ—૧૩

"करोति मांसं बलमिन्द्रियाणा, ततोऽभिवृद्धिमदनस्य तस्मात् ।
करोत्वयुक्ति मविचिन्त्य बुद्धा त्यजंति मास त्रिविधेन संतः ॥ १३ ॥

સતલોકો ત્રણ રીતે ( મન, વચન, કાયાવડે ) માસનો ત્યાગ કરે છે, કારણ કે માસ ખાનારાઓની ઇન્દ્રિયોમા કામ વિકાર ઉત્પન્ન કરનાર મિથ્યા બળ વધે છે, એથી મદનની અભિવૃદ્ધિ થાય છે એથી બુદ્ધિપૂર્વક વિચાર કરીને,

યુક્તિપૂર્વક માસનો ત્યાગ દરેક જણે, સતોની જેમ કરવો જોઇએ -૧૩

" हता पलस्य विक्रेता, सस्कर्ता भक्षकस्तया ।
क्रेताऽनुमन्ता'दाता च, घातका एव यन्मनु ॥ १४ ॥

માસને માટે મુનિજને સાત હિંસક ગણાવ્યા છે ૧ પ્રાણીને મારનાર, ૨ માસ વેચનાર, ૩ માસ રાધનાર, ૪ માસ ખાનાર, ૫ માસ ખરીદનાર, ૬ માસ માટે અનુમતિ આપનાર, ૭ માસ આપનાર (વહોરાવનાર) આ બધા સ્વ-પર પ્રાણઘાતક ગણાય છે આ બધા પાપોમાથી બચવા માટે માસનો ત્યાગ કરવો જોઇએ -૧૪

" सर्व शुक्र भवेद् ब्रह्मा, विष्णुर्मास प्रवर्तते ।
ईश्वरोऽस्थिनिसघात, तस्मान्मास न भक्षयेत् ॥ १५ ॥

પુરાણકાર કહે છે કે બધા શુક્ર એ બ્રહ્મા છે માસ એ વિષ્ણુ છે અસ્થિનો સમૂહ ઇશ્વરરૂપ છે એ માટે માસ નહિ ખાવુ જોઇએ તાત્પર્ય એ છે કે માસ ખાનાર, બ્રહ્મા, વિષ્ણુ, ઇશ્વરનુ અપમાન કરે છે અને માસનો ત્યાગી એમનો ભક્ત બની સન્માન કરે છે

" भक्षयित्वाऽपि यो मांस पश्चादपि निवर्तते ।
तस्यापि सुमहान् धर्मो, य पापद्विनिवर्तते ॥ १६ ॥

અજ્ઞાન અવસ્થામા માસ ખાધુ હોય પણ સમજણ થતા માસમાથી નિવૃત્ત થાય અને મહાધર્મને પ્રાપ્ત કરે

તો તે બધાં પાપમાથી છૂટે છે. આથી માસ ખાનારે બોધ લેવો જરૂરી છે કે, માસનો ત્યાગ કરી નિરામિષ ભોજન લેવુ ફાયદાકારક છે.

ઉપરના બધા શ્લોક સુભાષિત સંગ્રહ છે. આ પ્રકારના સુભાષિત હજારો છે અહી તો તેમાથી માત્ર થોડા જ બતાવવામા આવ્યા છે

હવે મદિરાપાન સબધી થોડુ કઈક કહેવુ ઉચિત બનશે આ વિષય ઘણો જ વિશાળ ને વિસ્તૃત છે માટે અહી તો એ સબધી થોડી ચર્ચા કરીશુ



## પ્રકરણ : ૧૫મું

### મદિરાના દોષ

चित्तभ्रान्तिर्जायते मद्यपानात्
चित्तभ्रान्तेः पापचर्यामुपैति ।
पाप कृत्वा दुर्गति यान्ति मूढा
स्तस्मान्मद्य नैव पेयं न देयम् ॥१॥

દારૂ પીવાથી ચિત્તની ભ્રાન્તિ થાય છે ચિત્ત ભ્રાંતિથી મિથ્યાત્વાદિકની પાપચર્યા પ્રાપ્ત થાય છે—અર્થાત્ અનેક પાપ (તે) કરે છે અને પાપથી દારૂ પીનાર મૂઢ દુર્ગતિમા જાય છે માટે દારૂ પીવો નહિ અથવા કોઇને પીવા માટે આપવો પણ નહિ

" मज्जं विसयकसाया, निद्दा विगहा पचमी भणिया ।
एए पच पमाया, जीव पाडेंति ससारे ॥ १ ॥
मांस जीवससक्ति निमित्तं, मद्य पुनः प्रमादाङ्गम् ।
प्रमदन प्रमादोऽशुभजीव परिणाम विशेषस्तस्याङ्ग कारण "

અર્થાત્—માસ એ જીવોનો પિંડ (આહાર) છે અને ક્ષણે ક્ષણે જીવ પેદા થવાના કારણે તે ત્યાજ્ય છે આ વસ્તુ

આગળ બતાવી દેવામા આવી છે હવે મદ્ય–મદિરા–દારૂનું પાન કરવુ એ પ્રમાદનુ અગ હોવાથી તથા અશુભ પરિણામ વિશેષનુ અગ હોવાથી, માસની જેમ એને પણ (દારૂ પીવાનુ પણ) સર્વથા છોડી દેવુ જોઇએ. કારણ કે શાસ્ત્રકારોએ કહ્યુ છે કે–મદ્ય (દારૂ પીવો તે) પાચ ઇન્દ્રિયોના તેવીસ વિષય, ક્રોધાદિક ચાર કષાય, નિદ્રા, વિકથા (સાત પ્રકારની જ્ઞાન–ઘાતિની, દર્શન ઘાતિની, ચારિત્ર ઘાતિની, સ્રી, ભક્ત, દેશ, રાજકથા) આ પાચ કારણથી જીવ દુર્ગતિ રૂપ સસારમા પડે છે

" मद्यं पुनः प्रमादाग तथा सच्चित्तनाशनम् ।
सधानदोषवत्तत्र, न दोष इति साहसम् ॥ १ ॥

આ શ્લોકનો ભાવાર્થ ઉપર કરી દેવામા આવ્યો છે. દારૂ પ્રમાદનુ અગ છે જ્ઞાન સ્વરૂપ સચ્ચિતનો નાશક છે દોષોનો ખજાનો છે આમ હોવા છતા પણ લોકો દારૂ પીવાના કર્મને દોષ માનતા નથી એ તેમની ધૃષ્ટતા છે સાહિત્યકારોએ કહ્યુ છે કે–

"वैरूप्य व्याधिपिण्डः स्वजनपरिभवकार्यकालातिपातो
विद्वेषो, ज्ञाननाश, स्मृतिमतिहरणं. विप्रयोगश्च सद्भि ।
पारुष्य नीचसेवा कुलबलतुलना धर्मकामार्थहानि
कष्ट भो षोडशैते, निरुपचयकरा मद्यपानस्य दोषाः ॥२॥

દારૂ પીનાર નીચે જણાવેલા ૧૬ દોષોનો સગ્રહ કરે છે. એથી દારૂ પીવો તે નિર્દોષ છે કે, સારુ છે તે જગપણ

સાચુ નથી એ ૧૬ દોષ આ પ્રમાણે છે ૧ ખરાબ રૂપ ધારણ કરવુ, ૨ શરીરમા અનેક રોગોની ઉત્પત્તિ થાય, ૩ સ્વજન, આદરણીય પુરુષો પ્રત્યે અનાદર થાય, ૪ કાર્યનો અતિપાત થાય, ૫ કાલના અતિપાત થાય અર્થાત્ જે કાર્ય જે કાળમા થવુ જોઈએ તે કાળમા તે કાર્ય ન થાય, ૬ દરેકની સાથે દ્વેષ થાય, ૭ જ્ઞાનનો નાશ થાય, ૮. સ્મૃતિ અને મતિનો નાશ થાય, ૯ સત્પુરુષોની સાથે વિપરીત વર્તાવ થાય, ૧૦ ખરાબ બોલવાનુ થાય, ૧૧ નીચ પુરુષોની સગત થાય, ૧૨ કુલની સર્વથા હાનિ થાય, ૧૩ બળની સર્વથા હાનિ થાય, ૧૪ ધર્મની સર્વથા હાનિ થાય, ૧૫ કામની (કાર્યની) સર્વથા હાનિ થાય, ૧૬ અર્થની સર્વથા હાનિ થાય, આ બધા દોષો કષ્ટ આપનારા છે માટે દારૂ પીવો જોઈએ નહિ

**मद्येऽपि प्रकटोऽपि दोषः, श्री हीनाशादिरैहिकः ।**
**सद्यावनजीवमिश्रत्वान्महानामुष्मिकोऽपि च ॥ १ ॥**

માસ ખાવાની જેમ દારૂ પીવાના પણ દોષ પ્રકટ છે (જાણીતા છે) લજ્જા અને લક્ષ્મીનો નાશ, તે ઉપરાત વિવેક, વિનય, સદ્ વિચાર વગેરેનો પણ આ લોકમા નાશ થાય છે પરલોકમા જીવોની ઉત્પત્તિનુ ધામ હોવાથી અનેક-દુ ખ (દારૂ પીનારને) ભોગવવા પડે છે માટે દારૂ હરામ છે.

દશવૈકાલિક સૂત્રમા ભગવાને કહ્યુ છે કે, દારૂ પીનાર બધાથી નિંદનીય છે અને ને ધર્મનો આરાધક નથી, આથી

એ વસ્તુ સ્પષ્ટ છે કે જૈન શ્રમણ મદ્ય-માસાશી (દારૂ પીનાર કે માસાહારી) નથી.

सुर वा मेरगं वावि, अन्न वा मज्जग रसं ।
ससक्ख न पिबे क्खमि, जसं सारक्खमप्पणो ॥३६॥

पियए एगओ तेणो, न मे कोइ विआणइ ।
तस्स पस्सह दोसाइ, नियडि च सुणेह मे ॥३७॥

चड्ढइ सुडिआ तस्स, मायामोस च भिक्खुणो ।
अयसो अ अनिव्वाण, सयय च आसाहुआ ॥३८॥

निच्चुव्विग्गो जहा तेणो, अत्तकम्मेहिं दुम्मई ।
तारिसो मरण ते वि, न आराहेइ सवर ॥ ३९ ॥

आयरिए नाराहेइ, समणे आवि तारिसो ।
गिहत्था वि ण गरिहति जेण जाणंति तारिस ॥४०॥

एव तु अगुणप्पेही, गुणाण, च विवज्जए ।
तारिसो मरणं ते वि, ण आराहेइ संवर ॥४१॥

दशवैका० अध्य ५ उ २

ભાવાર્થ—જેના ત્યાગમા (સયમમા) કેવળ જ્ઞાની પુરુષોની સાક્ષી છે એવા સયમી ભિક્ષુ પોતાના સયમરૂપી યશનુ રક્ષણ કરતા, કોઈ પ્રકારની મદિરા, માદક પદાર્થ (ચાહે તે દેશી બનાવટ દ્રાક્ષાસવ હોય કે વિદેશી બનાવટથી ગોળ મહુડામાથી બનાવ્યો હોય)નુ સેવન કરતો નથી, કેમકે માદક પદાર્થ પીવાથી આત્મજાગૃતિનો નાશ થાય છે માટે દારૂ પીવો જોઈએ નહિ ૩૬

'મને અહી કોઈ જોતુ નથી' એમ સમજીને કોઈ ભિક્ષુ એકાન્તમા, ચોરીછુપીથી ઉક્ત પ્રકારનો માદક રસ (દારૂ) પીએ તો, તેને માયાચારી તથા દોષિત ગણવો હુ એનુ વર્ણન કરૂ છુ સાભળો આમ ભગવાન મહાવીર સ્વામીએ કહ્યુ છે—૩૭

મદિરાદિક માદક પદાર્થો પીનાર સાધુની, પૌદ્ગલિક પદાર્થરૂપ વિષયો પ્રતિ આસક્તિ વધતી જાય છે અને એને કારણે તેનામા છળ, કપટ, તથા અસત્ય વગેરે દોષોની વૃદ્ધિ પણ વધતી જાય છે જેથી કરીને તે આ લોકમા અપકીર્તિ અને પરલોકમા અશાન્તિને પ્રાપ્ત કરે છે વળી સાધુત્વથી વચિત બની હમેશા અસાધુતાને પ્રાપ્ત કરે છે સાધુ દારૂ પીવે તો તેની આ દશા (હાલત) થાય છે તો બીજા (સામાન્ય માણસ) ની તો દશાનુ વર્ણન જ શુ કરવુ ? —૩૮

જેમ ચોર પોતાના દુષ્કર્મથી હમેશા ડરને લીધે અસ્થિર ચિત્તવાળો રહે છે તેમ આવો દુર્બુદ્ધિ ભિક્ષુક પણ પોતાના દુષ્કર્મોના કારણે, અસ્થિર ચિત્તવાળો બની જાય છે આવો અસ્થિર ચિત્તવાળો મુનિ પોતાના મૃત્યુ સુધી પણ, સવર ધર્મ (પાપકર્મોને રોકનાર)ની આરાધના કરી શકતો નથી સવરધર્મ વિના મોક્ષાદિ નિર્જરા થઈ શકતી નથી અને એ વિના, અનત દુખમય સસારમા પરિભ્રમણ તેને કરવુ પડે છે—૩૯

માત્ર વેષધારક સાધુ પોતાના આચાર્યની અથવા અન્ય શ્રમણોની પણ આરાધના કરી શકતો નથી મહા—

એ વસ્તુ સ્પષ્ટ છે કે જૈન શ્રમણ મદ્ય–માસાશી (દારૂ પીનાર કે માસાહારી) નથી.

सुर वा मेरगं वावि, अन्न वा मज्जग रसं ।
ससक्ख न पिवे क्खभि, जसं सारक्खमप्पणो ॥३६॥

पियए एगओ तेणो, न मे कोइ वित्राणइ ।
तस्स पस्सड दोसाइ, नियडि च सुणेह मे ॥३७॥

वड्ढइ सुडिआ तस्स, मायामोस च भिक्खूणो ।
अयसो अ अनिव्वाण, सयय च आसाहुआ ॥३८॥

निच्चुव्विग्गो जहा तेणो, अत्तकम्मेहिं दुम्मई ।
तारिसो मरण ते वि, न आराहेइ सवर ॥ ३९ ॥

आयरिए नाराहेइ, समणे आवि तारिसो ।
गिहत्था वि ण गरिहंति जेण जाणंति तारिस ॥४०॥

एव तु अगुणप्पेही, गुणाण, च विवज्जए ।
तारिसो मरणं ते वि, ण आराहेइ सवर ॥४१॥

दशवैका० अध्य ५ उ २

ભાવાર્થ—જેના ત્યાગમા (સયમમા) કેવળ જ્ઞાની પુરુષોની સાક્ષી છે એવા સયમી ભિક્ષુ પોતાના સયમરૂપી યશનુ રક્ષણ કરતા, કોઈ પ્રકારની મદિરા, માદક પદાર્થ (ચાહે તે દેશી બનાવટ દ્રાક્ષાસવ હોય કે વિદેશી બનાવટથી ગોળ મહુડામાથી બનાવ્યો હોય)નુ સેવન કરતો નથી, કેમકે માદક પદાર્થ પીવાથી આત્મજાગૃતિનો નાશ થાય છે માટે દારૂ પીવો જોઈએ નહિ ૩૬

'મને અહી કોઈ જોતુ નથી' એમ સમજીને કોઈ ભિક્ષુ એકાન્તમા, ચોરીછુપીથી ઉક્ત પ્રકારનો માદક રસ (દારૂ) પીએ તો, તેને માયાચારી તથા દોષિત ગણવો હુ એનુ વર્ણન કરૂ છુ સાભળો આમ ભગવાન મહાવીર સ્વામીએ કહ્યુ છે—૩૭

મદિરાદિક માદક પદાર્થો પીનાર સાધુની, પૌદ્ગલિક પદાર્થરૂપ વિષયો પ્રતિ આસક્તિ વધતી જાય છે અને એને કારણે તેનામા છળ, કપટ, તથા અસત્ય વગેરે દોષોની વૃદ્ધિ પણ વધતી જાય છે જેથી કરીને તે આ લોકમા અપકીર્તિ અને પરલોકમા અશાન્તિને પ્રાપ્ત કરે છે વળી સાધુત્ત્વથી વ ચિત બની હ મેશા અસાધુતાને પ્રાપ્ત કરે છે સાધુ દારૂ પીવે તો તેની આ દશા (હાલત) થાય છે તો બીજા (સામાન્ય માણુસ) ની તો દશાનુ વર્ણન જ શુ કરવુ ? —૩૮

જેમ ચોર પોતાના દુષ્કર્મથી હ મેશા ડરને લીધે અસ્થિર ચિત્તવાળો રહે છે તેમ આવો દુર્બુદ્ધિ ભિક્ષુક પણ પોતાના દુષ્કર્મોના કારણે, અસ્થિર ચિત્તવાળો બની જાય છે આવો અસ્થિર ચિત્તવાળો મુનિ પોતાના મૃત્યુ સુધી પણ, સ વર ધર્મ (પાપકર્મોને રોકનાર)ની આરાધના કરી શકતો નથી સ વરધર્મ વિના મોક્ષાદિ નિર્જરા થઈ શકતી નથી અને એ વિના, અન ત દુ ખમય સ સારમા પરિભ્રમણ તેને કરવુ પડે છે—૩૯

માત્ર વેષધારક સાધુ પોતાના આચાર્યની અથવા અન્ય શ્રમણોની પણ આરાધના કરી શકતો નથી મહા--

પુરુષોનો ઉપદેશ પણ એના પર કશો જ પ્રભાવ પાડી શકતો નથી એથી ગૃહસ્થ પણ તેની નિંદા કરે છે, કારણ કે તેઓ (ગૃહસ્થો) તેના (સાધુના) આ પ્રકારની અસાધુતાને જાણી જાય છે—૪૦

આ પ્રકારના દુર્ગુણોનુ સેવન કરનાર ( દુર્ગુણો જોનાર ) અને ગુણોનો ત્યાગ કરનાર સાધુ, મરણ સુધી સંવર ધર્મનુ આરાધન કરી શકતો નથી.

આ પ્રકારનુ વર્ણન સિદ્ધાંતોમા ઘણુ જ મળે છે એથી એમ સાબિત થાય છે કે જૈનશ્રમણ કોઈપણ અવસ્થામા, માંસ મદિરાનુ સેવનકરવાવાળો નથી. કરે તો, તેને અન્તે દુર્ગતિ પ્રાપ્ત થાય છે



## પ્રકરણ ૧૯ મું

### ભગવાન મહાવીરનું નિર્દોષ જીવન

મારા આત્મબંધુ બુદ્ધધર્માનુયાયી, ધર્માનંદ કૌસાંબીએ "ભગવાન બુદ્ધ" (ઉત્તરાર્ધ)માં, પ્રકરણ ૧૧ "માંસાહાર"માં લખ્યું છે કે–

"જૈન શ્રમણાંચા માંસાહાર' એ શિર્ષક હેઠળ, આચારંગ સૂત્ર અને દશવૈકાલિક સૂત્રના કેટલાક પાઠ પરથી, અજાણ જનતામાં એવી ભ્રમણા પેદા કરી છે કે જૈનશ્રમણ માંસાહારી હતા. આગળ વધીને કૌસાંબીએ પૃષ્ઠ ૧૦૧ પર લખ્યું છે કે–'ખુદ મહાવીર કરીત હોતે' અથવા ખુદ મહાવીર સ્વામી માંસાહાર કરતા હતા.

કૌસાંબીજીનું ઉપરનું કથન, મહાવીર સ્વામીના નિર્દોષ અને પવિત્ર જીવનથી તેઓ અપરિચિત હોવાના પરિણામરૂપ છે. આથી આચારંગ, દશવૈકાલિક સૂત્રના પાઠ પર ફરી વાર આપણે વિચાર કરીએ. પણ પ્રથમ ભગવાન મહાવીરના જીવન પર થોડો પ્રકાશ પાડવો જરૂરી છે. કારણ કે ભગવાન મહાવીર સ્વામીના વાસ્તવિક જીવનથી, જનતા જો વાકેફ બને તો શાસ્ત્રીય મુદ્દાઓ અને કૌસાંબીજીના કથનમાં રહેલ સત્યાસત્યનું સ્પષ્ટીકરણ થાય.

જન્મકાળ—આજથી લગભગ *૨૫૫૩ વર્ષ પૂર્વે, ક્ષત્રિય કુંડગામ નગરમા, સિદ્ધાર્થ રાજાને ઘેર, તૃષ્લાદેવી રાણીને કુખે, ચૈત્ર સુદિ ૧૩ને દિન જન્મ થયો

જે સમયે ભગવાન મહાવીર સ્વામી તૃષલા (તૃશ્લા) દેવીના ગર્ભમા હતા ત્યારે માતા પ્રતિની ભક્તિને લીધે તેમણે (ભગવાનને) પોતાના અગ, ઉપાગને હલાવવા ચલાવવા બધ કરી દીધા, કારણ કે તેમ કરવાથી પોતાની માને દુખ થાય

"तएर्णं समणे भगवं महावीरे माउअणुकपणट्ठाए निश्चले निप्फन्दे, निरेयणे, अल्लीण पल्लीण गुत्ते आवि होत्था"

ગર્ભસ્થ મહાવીર સ્વામીએ, માતા પ્રત્યેની ભક્તિને લીધે, હલવા ચલવાનુ બધ કરી દીધુ તેથી તેમની માતાને ઉલટો વિચાર આવ્યો કે મારો ગર્ભ નાશ પામ્યો છે, મારો ગર્ભ ગળી ગયો છે અથવા કોઈ મારા ગર્ભનુ હરણ કરી ગયુ છે-કા તો મારો ગર્ભ મરી ગયો છે આવી આવી અનેક આશકા થવાથી તેમને (તૃષલાદેવીને) ઘણો જ રજ થયો, અને તેમણે વિલાપ કરવા માડયો. એટલું જ નહિ પણ મહારાજા સિદ્ધાર્થને પણ એથી ઘણું જ દુખ થયુ સારાયે રાજ્યમા એ વાતથી મહાગમગીની છવાઈ ત્યારે ભગવાને પોતાના જ્ઞાનબળથી જાણ્યુ કે—

"तएण से समणे भगव महावीरे माऊय अयमेयारूवे

* આ લેખ ૨૦૦૨ની સાલમા લખેલ હોવાથી ૨૫૫૩ વર્ષ

अब्भत्थिय मणोगय संकप्प समुप्पन्नवियाणित्ता एगदेसेण एयइ। तएणं सा तिसला खत्तिआणी हट्ठतुट्ठ० जाव हियया एव वयासो ॥ नो खलु मे गब्भे हडे जाव नो गलिए, मे गब्भे पुव्वि नो एयइ। इयाणि एयइ त्ति कट्टु–हट्ठ–तुट्ठ जाव हियया एव विहरइ।"

ભગવાન મહાવીર સ્વામી, ગર્ભમા પણ ત્રણ જ્ઞાનને જાણનાર હોવાથી, તેમણે તે જ્ઞાન વડે, માતાના તમામ અભિપ્રાયો જાણી લઈને, પોતાના અ ગોને હલાવ્યા અગ હલ્યા એ વસ્તુની જાણ થતા જ તૃષલારાણી બહુ જ રાજી થયા અને સારાયે રાજ્યમા ખુશાલી પથરાઈ ગઈ

ગર્ભસ્થ ભગવાન મહાવીર સ્વામીએ આ પ્રકારનો એક અભિગ્રહ મનમા ધારણ કર્યો

'भगवान् वीरः गर्भस्थ मासषट्के व्यतिक्रान्ते एतेद्रुपमभिग्रह गृह्णाति स्म—न मम कल्पते मातृपितृषु जीवत्सु दीक्षा ग्रहीतुमिति"

અર્થાત્—મારા માતા પિતાના જીવિત કાળમા મારે દીક્ષા લેવી નહિ કેમકે એમને મારા વિરહથી અધિક દુ ખ થશે

ભગવાન મહાવીર સ્વામીની, પાચ ધાવથી પરિવૃદ્ધિ થઈ અનેક બાલ્ય યોગ્ય ક્રીડા અને રમતમા તેમણે વીરત્વ યોગ્ય, ચમત્કારી બનાવોથી જનતાને નવાઈ પમાડી સર્વ કળા, કૌશલ્ય વિદ્યામા તેઓ પારગત બન્યા સમરવીર

રાજવીની કન્યા, સુલક્ષણી, સ્ત્રીયોગ્ય સર્વગુણ સંપન્ન યશોદાદેવી સાથે તેમનો વિવાહ થયો ભગવાન મહાવીરને સુદર્શના નામની એક પુત્રી પણ થઈ તેમણે માતાપિતાની યોગ્ય ભક્તિ પણ કરી

"समणस्स ण भगवओ महावीरस्स अम्मापियरो पासावच्चिज्जा समणोवासगा वा वि होत्था। तेण बहूइ वासाइ समणोवासगपरियागं पालयित्ता, छण्ह जीवनिकायाण संरक्खनिमित्तं आलोइत्ता, निंदित्ता, गरिहित्ता, पडिक्कमित्ता, अहारिह उत्तरगुणपायच्छित्त पडिवज्जित्ता कुससंथारं दुरुहित्ता भत्त पच्चक्खाइति भत्त पच्चक्खाइत्ता अपच्छिमाए मारणंतियाए सरीरसलेहणाए झूसियसरीरा कालमासे काल किच्चा तं सरीर विप्पजहित्ता अच्चुए कप्पे देवताए उववण्णा, तओ ण आयुक्खएण ठिइक्खएण चुए चकित्ता महाविदेहवासे चरिमेण उसासेण सिज्झिस्सति बुज्झिस्सति मुच्चिस्सति, परिणिव्वाइस्सति, सव्व दुक्खाण अन्त करिस्सन्ति ॥"

आचारंग द्वि श्रु० अ २४

ભાવાર્થ —શ્રમણ ભગવાન મહાવીર સ્વામીના પિતા સિદ્ધાર્થ રાજા, માતા તૃષલાદેવી મહારાણી, એ બન્ને ભગવાન પાર્શ્વનાથના શ્રમણોપાસક (ઉપાસિકા) હતા ઘણા વરસ શ્રાવકવ્રતનું પાલન કરી, અન્તિમ સંયમ સંપૂર્ણ છ કાય જીવોના રક્ષણ નિમિત્ત પાપકર્મોની આલોચના,

નિંદના, ગર્હણા (ધિક્કાર) પ્રતિક્રમણ કરીને, યથા યોગ્ય, પ્રાયશ્ચિત ગ્રહણ કરીને, કુશાસનની શય્યા પર બેસીને સર્વ આહાર પાણીનો તેમણે ત્યાગ કર્યો કષાય અને શરીરની સંલેખના (પાતળા) કરીને, કાલપ્રાપ્તિના સમયે, કાળ કરીને મનુષ્ય દેહને છોડી, દિવ્ય દેવ સંબંધી બારમા દેવલોકમા દેવરૂપથી ઉત્પન્ન થયા ત્યાથી, દેવ સંબંધી આયુષ્ય ભવ અને સ્થિતિનો પૂરેપૂરો ભોગ ભોગવીને મહાવિદેહ ક્ષેત્રમા માનવ ભવ પ્રાપ્ત કરશે અને ત્યારબાદ જિન દીક્ષા ગ્રહણ કરી, ઘણા વર્ષ, સર્વ વિરતિરુપ ચારિત્ર પાલન કરી, અંતિમ શ્વાસોચ્છવાસમા કેવળજ્ઞાન, કેવલદર્શન પ્રાપ્ત કરીને, સર્વ દુખાતક મોક્ષગતિને તેઓ પ્રાપ્ત કરશે

આમ માતાપિતાના મરણ બાદ ભગવાન મહાવીર તરત જ દાન આપી દીક્ષા લેવા માગતા હતા પરતુ ભગવાન મહાવીર સ્વામીના મોટાભાઇ નંદીવર્ધને ખૂબ આગ્રહ કર્યો ત્યારે મોટાભાઈ પ્રત્યેના વિનયના કારણે, બે વર્ષ ઉદાસીન અવસ્થામા વ્રત નિયમોનુ પાલન કરતા તેઓ ગૃહસ્થાશ્રમમા રહ્યા એક વર્ષ તેમણે દાન કરીને, ત્રીજે વર્ષ માર્ગશીર્ષ (માગશર)ની કૃષ્ણ દશમી (વદ દશમ)ને રોજ દીક્ષા ગ્રહણ કરી

ભગવાન મહાવીર સ્વામીએ જે સમય દીક્ષા ગ્રહણ કરી– (**સામાઇય ખાઓવસમિય ચરિત્ત પડિવન્નસ્સ મણપજ્જવણાણે ણામ ણાણે સમુપ્પન્ને**) સર્વ પ્રકારે (મન વચન કાયાથી) સાવદ્ય (પાપ સહિત વ્યાપાર) કર્મથી નિવૃત્ત બની,

આત્મભાવમા મન, વચન, કાયાને લગાવીને વિચરવા લાગ્યા આ પ્રકારની દીક્ષા ધારણ કરતાની સાથે જ તેમને મન પર્યાયજ્ઞાન પેદા થયુ (જેટલા મનવાળા પ્રાણીઓ છે, તેમના ભૂત, વર્તમાન ભવિષ્યના વિચારોને જાણવાવાળા બન્યા ) ભગવાન મહાવીર સ્વામીએ દીક્ષા લીધા બાદ સયમપૂર્વક પ્રતિજ્ઞાનુ પાલન કર્યું એ માટે નીચેનુ સૂત્ર ધ્યાનમા રાખવા જેવુ છે

" बारसवासाइ वोसट्ठकाए चत्तदेहे जे केइ उवसग्गा समुप्पज्जति त जहा दिव्वा वा माणुस्सा वा, तेरिच्छिया वा ते सव्वे उवसग्गे समुपन्ने समाणे सम सहिस्सामि, खमिस्सामि अहियासइस्सामि ॥

आचा० द्वि अ २४

ભાવાર્થ—બાર વર્ષ (જ્યા સુધી કેવળજ્ઞાન પ્રાપ્ત ન થાય ત્યા સુધી) સુધી સ્વશરીરની મમતા કરીશ નહિ, કાયાની સારસભાળ કરતા, કોઈ પણ દેવકૃત, મનુષ્યકૃત અથવા તિર્યંચકૃત (પશુ–પક્ષીકૃત) ઉપસર્ગ, પરિસહ આવશે તો તે બધા (ઉપસર્ગો) ને સમ્યગૂથી સહન કરીશ—ક્ષમા કરીશ

"तओ ण समणे भगव महावीरे वोसट्ठचत्तदेहे अणुत्तरेण आलएण अणुत्तरेणं विहारेण, एव सजमेण पग्गहेण संवरेण, तवेण बमचेरवासेण खतीए मोत्तीए तुट्ठीए समितीए गुत्तीए ठाणेण कम्मेण सुचरियफलनिव्वाण-मुत्तिमग्गेण अप्पाण भावेमाणे विहरइ । एव वा विहरमाणस्स जे केइ उवसग्गा समुप्पज्जति दिव्वा वा माणुस्सा

वा तिरिच्छिया वा, ते सव्वे उवसग्गे समुप्पन्ने समाणे अणाउले अव्वहिए अदोणमाणसे तिविहमणवयणकायगुत्ते सम्मसहइ खमइ तितिक्खइ अहियासेइ"

**ભાવાર્થ**—શ્રમણ ભગવાન મહાવીર સ્વામી, ઉક્ત પ્રતિજ્ઞા કરી અનુત્તર આલય-'શ્રમણની સાધના યોગ્ય મકાન' અનુત્તર વિહાર-કોઈ પણ પ્રતિબંધથી રહિત, આ પ્રકારના પ્રકૃષ્ટ સંયમ નિયમ, સંવર, તપ, બ્રહ્મચર્યવાસ, ક્ષમા, નિર્લોભતા, સંતોષ, સમિતિગુપ્તિ, ને સ્થાનકર્મથી તથા સાગ ફળવાળા નિર્વાણમાર્ગથી પોતાના આત્માની ભાવના કરતા વિચરવા લાગ્યા આ પ્રકારે વિચરતા વિચરતા દેવોએ કરેલ, મનુષ્યોએ કરેલ અને તિર્યંચોએ કરેલ ( સર્જિત ) ઘણા ઉપસર્ગોને સમ્યગ્ભાવથી સહન કર્યા, ક્ષમાપૂર્વક સહન કર્યા, કોઇ પણ વાર આકુલતાથી ( ગભરાઇ જઇને ) દિલમા દીનતા પેદા ન થવા દીધી અને આત્માથી વંચિત થયા વગર, મન, વચન, કાયાથી એ બધા ઉપસર્ગોને સહન કર્યા

પ્રિય પાઠકો ! ભગવાન મહાવીર સ્વામીને જે ઉપસર્ગો ઉત્પન્ન થયા તે બધાનો ઉલ્લેખ અહી કરવો એ અશક્ય છે તો પણ થોડા નમૂના આપવાના ઉદ્દેશથી તે વિશે થોડા પ્રસંગો અત્રે આપવા અનુચિત ગણાશે નહિ

## વિહારમાં ભ્રમરાદિનો ત્રાસ.

' चत्तारी साहिए मासे बहवे पाणजाइया आगम्म ।
अभिरुज्झकाय विहरिंसु, आरुहिया ण तत्थ हिंसिंसु ॥२

ભાવાર્થ—શ્રી શ્રમણભગવાન મહાવીર સ્વામીએ સર્વ રાજ્યભોગોપભોગનો ત્યાગ કરી દીક્ષા ગ્રહણ કરી, એ પ્રસંગે દેવેન્દ્ર, મનુષ્ય, ઇંદ્ર વગેરેએ ભગવાનના શરીર ઉપર અતિ સુગંધીવાળા પદાર્થોનો લેપ વગેરે કર્યો હતો એથી ચાર મહિના સુધી, સુગંધપ્રેમી ભ્રમર વગેરે જંતુઓ, એમના શરીર પર ચોંટીને, માંસ લોહીને ડંશ મારી ચૂસતા હતા. તેમને (ભમરાઓને) પોતાના (ભગવાનના) શરીર પરથી દૂર કરવામાં, ભમરાઓને ત્રાસ થશે, એવા વિચારથી ભગવાને પોતાના શરીર પરથી ભમરાઓને દૂર કર્યા નહિ

## નાનાં બાળકો દ્વારા ત્રાસ.

"अदुपोरसिं तिरियभित्तिं, चक्खुमासज्ज अंतमो झाइ ।
अह चक्खुभीया सहिया ते हंता हंता बहवे कंदिसु । ५॥

ભાવાર્થ—સાધુચર્યાનું સેવન કરનાર ભગવાન, પુરુષ પ્રમાણ માર્ગ જોઇને ચાલતા હતા એ વખતે, એમને જોઇને નાના નાના બાળકો (મનમાં) ભય પામતા હતા ઘણા છોકરા છોકરીઓ એકઠા મળીને, લાકડી, પથ્થર, કાકરા ધૂળ વગેરેથી, ભગવાનને મારીને હેરાન કરતા હતા પરંતુ ભગવાન, બાળકોના તે કાર્યને જાતિ સ્વભાવના વિનોદરૂપ ગણીને, મધ્યસ્થભાવે સહન કરતા હતા

## યુવતીઓદ્વારા ભગવાનને ત્રાસ.

"समणेहिं त्रि तिमिसेहिं इत्थिओ तत्थ से परिन्ना य ।
सागारियं ण सेवइ, इति से सय पवेसिया झाति ॥ ६ ॥

**ભાવાર્થ**—કોઈ કોઈ વાર, ભગવાન મહાવીર સ્વામી, ગૃહસ્થ અને અન્ય તીર્થિકવાળી મિશ્ર વસ્તીમાં શોભતા તે વેળા, તેમને જોઈને, સ્ત્રીઓ મલીનભાવથી, કામવાસનાની તૃપ્તિ માટે પ્રાર્થના કરતી પરંતુ મહાવીરસ્વામી, સ્ત્રીઓ તથા કામભોગ, શુભમાર્ગ-મોક્ષમાર્ગમાં જનારને માટે અર્ગલારૂપ (આડરૂપ, અવરોધક) છે, એમ જાણતા હોવાથી, તેમનો પરિહાર કરતા-(અસ્વીકાર કરતા), કેમકે તેઓ પોતાના આત્માને વૈરાગ્યમાર્ગમાં લાવી, ધર્મ, ધ્યાન, શુક્લ ધ્યાનમાં લીન બનતા

## નિંદા સ્તુતિમાં સમભાવ.

"णो सुकरमेयमेगेसिं नाभिभासे य अभिवायमाणे ।
हयपुव्वो तत्थ दण्डेहिं, लूसिय पुव्वो अपुन्नेहिं ॥८॥

ભાવાર્થ—શ્રમણ ભગવાન મહાવીર સ્વામીની ક્ષમા, નિર્લોભતા, સરલતા આદિ અનેક ગુણો પ્રત્યક્ષ જોઈને કોઈ એમની પ્રશંસા સ્તુતિ કરતા, ત્યારે ભગવાન ઉત્સુક થતા નહોતા, અથવા પ્રશંસા કરનારની સાથે તેઓ કંઈ વાતચીત પણ કરતા નહોતા આ પ્રમાણે કોઈ પુણ્યહીન અનાર્ય એમને નિષ્કારણ દંડ વગેરેથી મારતા, કુવાક્યોથી ગાલિપ્રદાન કરતા, ભગવાનના વાળ ખેંચતા અથવા એવા પ્રકારના દુઃખ ભગવાનને આપતા, તો પણ ભગવાન તેમની ઉપર જરાપણ ગુસ્સે થતા નહોતા આ પ્રકારના અનુકૂળ કે પ્રતિકૂળ પ્રસંગો સમયે, આત્મભાવમાં લીન રહેવું તે ખરેખર મહાસમર્થ પુરુષોનું કાર્ય છે-બીજાનું નહિ

## શુદ્ધ ભોજન આહારી.

अहा कड नसे सेवे सव्वसो कम्मुणा वंध अदक्खु ।
ज किंचि पावग भगवं, त अकुव्वं वियड भुंजित्था ॥१८॥

**ભાવાર્થ**—ભગવાન મહાવીર સ્વામીએ કોઈવાર આધાકર્માદિથી દૂષિત આહાર, પાણી લીધા નથી ( ખાધા નથી ) કારણ કે દૂષિત આહારથી–સર્વ પ્રકારના કર્મ બધ થાય છે–એમ જોઈને ( સમજીને ) શુદ્ધ નિર્દોષ, નિર્જીવ આહારપાણીને ભગવાન ગ્રહણ કરતા હતા જે જે કાર્યમા પાપ છે એમ જણાયુ, તે તે કાર્યો ભગવાને કર્યા નહિ

## આસક્તિ–પ્રતિબધ રહિત

" मायन्ने असणपाणस्स, णाणुगिद्धे रसेसु अपडिन्ने।
अच्छिं पि णो पमज्जिय, णो विय कंडूयये मुणीगाय॥२०॥

**ભાવાર્થ**—" आहारास्य मात्रा जानातीति मात्राज्ञ. " આહારનુ પ્રમાણ જાણનાર અર્થાત્ આહાર શા માટે, ક્યારે, કેટલો લેવો એ બધુ જાણનારને માત્રાજ્ઞ કહે છે ભગવાન મહાવીર પ્રમાણસહિત અશન, પાનનુ સેવન કરનાર હતા, પરતુ કોઈપણ પ્રકારના રસમા લોલુપ બની, આસક્તિ કરનાર હતા નહિ કોઈ પદાર્થ આદિનો પ્રતિબધ કરતા નહિ અને શરીરની મૂર્છા નહિ હોવાથી આખોનુ પ્રમાર્જન અથવા ખુજલી વગેરે પ્રતિક્રિયા કરતા નહિ પરતુ આત્મભાવમા જ લીન રહેતા હતા

આચારગ પ્ર૦ અ ૯ ઉ ૧

## વિશ્રાન્તિ સ્થળ

आवेसण सभापवासु, पणियसालासु एगदा वासो ।
अहवा पलियठाणेसु पलाल पुंजेसु एगदा वासो ॥२॥
आगतारे आरामागारे, णगरे वि एगदा वासो ।
सुसाणे सुण्णगारे वा, रुक्खमूले वि एगदा वासो । ३॥
एतेहिं मुणी सयणेहिं, समणे आसी पतेरस वासे ।
राइं दियपि जयमाणे, अप्पमत्ते समाहिए झाति ॥४॥

ભાવાર્થ—કોઈ વાર નિર્જન ઝુંપડીમા, ઝુંપડીઓમા, પાણીના પર્વસ્થળમા બાંધેલા ઝુંપડામા–છાપરાવાળી દુકાનોમાં, કોઈ લુહારની કોઢમા, કોઈ ઘાસની ગંજીમા રહીને સંયમ ધર્મમા ( મહાવીર સ્વામી ) લીન રહેતા હતા

મહાવીર સ્વામી કોઈવાર પરામા, બગીચામા, ઘરોમા, કોઈવાર શહેરમા તો કોઈવાર સ્મશાનમા, શૂન્ય (નિર્જન) ઘરમા, અથવા કોઈવાર ઝાડ નીચે રહેતા હતા–૩

ઉપરોક્ત સ્થળોએ નિવાસ કરીને શ્રમણ ભગવાન મહાવીર, પ્રમાદને છોડી, સમાધિભાવમા લીન બની, બરાબર ૧૩ વરસ પવિત્ર ધ્યાનમા રહ્યા ૪

## ઉપરોક્ત સ્થળોમાં ત્રાસ

सयणेहिं तस्सुवसग्गा, भीमा आसी अणेगरूवा य ।
संसप्पगाय जे पाणा, अहवा पक्खिणो उवचरंति ॥७॥
अहवा कुचरा उवचरंति, गामरक्खायसत्तिहत्था य ।

अदु गामिया उवसग्गा, इत्थी एगतिया पुरिसो वा ।८॥

इहलोइयाइ परलोइयाइ, भीमाइं अणेगरूवाइ ।
अविसुब्भि दुब्भिगंधाइं, सदाइं अणेगरूवाइ ॥ ९ ॥

अहियासए सयासमिते, फासाइ विरूवरूवाइं ।
अरतिं रतिं अभिभूय रीयन्ते माहणे अवहुवाई ॥१०॥

ભાવાર્થ—ઉપર બતાવેલા સ્થળોમા, ભગવાન મહાવીર સ્વામીને અનેક પ્રકારના ભયકર ઉપસર્ગો (દુખો) થયા સર્પ વગેરે પેટથી ચાલવાવાળા જન્તુઓ અને ગીધ પક્ષી વગેરે હિંસક પક્ષીઓ આવીને ભગવાન મહાવીરના શરીરને ખાત્તા હતા (કોરી ખાતા હતા), એમ થવા છતા પણ ભગવાન મહાવીર પોતાના કર્તવ્યથી વિચલિત થયા નહોતા.

કોઈ કોઈવાર ભગવાન શૂન્યગૃહમા ધ્યાન લગાવીને ઊભા રહેતા તે સમયે જાર પુરુષ (વ્યભિચારી પુરુષ) કુકર્મ કરવા જતા અને ભગવાનને ત્યા ઊભેલા જોઈ તેઓ તેમને ઉપસર્ગો આપતા ગ્રામરક્ષક હથિયારો વડે ભગવાનને ઉપસર્ગ આપતા અને વિષયની ઇચ્છાવાળા માણસો એમની ઉપર મહા ભયકર ઉપસર્ગ કરતા જેમકે ભગવાનને એકલા જોઈને, એમના રૂપ ઉપર મોહિત થઈને, કામાસક્ત સ્ત્રીઓ, વિષય ઉપભોગની પ્રાર્થના કરતી, અનેક પ્રકારની છેડછાડ કરતી બીજા મનુષ્યો પણ તેમને ત્રાસ આપતા હતા ૮, ૯

આ રીતે, મનુષ્ય તથા તિર્યંચ સબધી અનેક પ્રકારના ભયકર ઉપસર્ગો, અનેક પ્રકારની સુગધી તથા દુર્ગંધી

વસ્તુઓના, તથા અનેક જાતિના ભયાનક શબ્દોના ઉપસર્ગોને (અનુકુળ-પ્રતિકૂળ ઉપસર્ગોને) હમેશા સમતિ સહિત રહીને સહન કરતા હતા સહેજપણ ચલાયમાન થતા નહોતા વળી હર્ષશોકને હઠાવીને, અલ્પભાષી બની, આત્મસયમના માર્ગમા વિચરતા હતા

આચારગ પ્ર શ્રુ અ ૯ ઉ ૨

## અનાર્ય દેશમાં ત્રાસ

तणफासे, सीयफासे तेउफासे य दसमसगेय।
अहियासए सयासमिए फासाइ विरूवरूवाइ ॥ १ ॥

ભાવાર્થ—ભગવાન મહાવીર સ્વામી, તૃણ (ઘાસ)ના સ્પર્શ, હેમતઋતુના શીત સ્પર્શ, ગ્રીષ્મ ઋતુના ગરમ સ્પર્શ, વર્ષાઋતુમા ડાસ મચ્છર વગેરે ક્ષુદ્ર જતુના દુખરૂપ સ્પર્શ, આ બધાથી થનાર તથા તે સિવાયના બીજા કોઈ પ્રકારે થનાર સ્પર્શોથી થતા સર્વ પરિષહોને સદા સર્વકાળ સહન કરતા હતા ૧

આ પ્રકારના પરિષહો, આર્ય-અનાર્ય દેશોમા સમાન હોય છે હવે અનાર્ય દેશમા કયા પરિષહો સહન કર્યા તેનુ વર્ણન જોઈએ

"अह दुच्चर लाढचारी, वज्जभूमिच सुब्भभूमि च।
पत सेज्ज सेविंसु आसणगाइ चेव पताइ ॥ २ ॥
लाढेसु तस्सुवसग्गा, बहवे जाणवया लूसिंसु।
अह लूहदेसिए भत्ते, कुक्करा तत्थ हिंसिंसु णिवतिंसु ॥३॥

अप्पे जणे णिवारेइ, लूसणए सुणए डसमाणे।
छु छु कारंति आहतु समण कुक्कुरा डसंतु ॥ ४ ॥

ભાવાર્થ—ભગવાન મહાવીર સ્વામી, દુર્ગમ્ય લાટ દેશના-(અનાર્ય દેશના) વજ્રભૂમિ અને શુભ્રભૂમિ, બન્ને વિભાગોમા જઈ વિચારવા લાગ્યા ત્યા એમને બહુ જ હલકી વસતિ મળતી વળી પાટ, પાટલો, આસન વગેરે પણ બહુ જ હલકા મળતા હતા ૨

ઉક્ત અનાર્ય દેશમા ભગવાનને ઘણુ જ કષ્ટ પડયુ, તેનુ બ્યાન કરવુ મુશ્કેલ છે ત્યાના લોકો તેમને ખૂબ મારતા હતા કુતરાઓ પણ ભગવાનની ઉપર ધસી જઈને કરડતા હતા ભગવાનને, ત્યા ભોજન પણ લૂખુ ને હલકુ મળતુ હતુ આ પ્રકારના પરિષહો-ઉપસર્ગો તેમણે સમતા ભાવથી સહન કર્યા ૩

જ્યારે ભગવાનને બહુ કુતરાઓ કરડવા લાગતા હતા ત્યારે ત્યા થોડા માણસો એવા ભેગા થતા કે જેઓ કરડતા કુતરાને દૂર કાઢી મૂકતા, તો ઘણા લોકો ત્યા એવા પણ ભેગા થતા કે જેઓ ભગવાનના શરીરને કરડે તે માટે કુતરાઓને ઉત્તેજિત કરતા, એમને ભગવાનના શરીર તરફ ધકેલતા અને કરડાવતા, એમ કરીને તેઓ મનમા ખુશ થતા ભગવાન તો આ બધુ સમતા ભાવથી સહન કરીને આત્માનદમા લીન જ રહેતા

## અસહ્ય કષ્ટને હર્ષથી સહન કરનાર

उवसंकमतमपडिन्न गामतियपि अप्पत्त ।
पडिणिक्खमित्तु लूसिंसु 'एता तो पर पलेहि' ॥९॥
हयपुव्वो तत्थ दण्डेण, अहवा मुट्ठिणा अह कुताइ फलेण ।
अह लेलुणा कवालेण हताहता बहवे कंदिंसु ॥१०॥
मंसूणि छिन्नपुव्वाइं उट्ठुभिआ एगया काय ।
परीसहाइ लुंचिसु, अहवा पंसुणा उवकरिंसु ॥ ११ ॥
उच्चालइय णिहणिंसु, अहवा आसणाओ खलइंसु ।
वोसट्ठकायपणयासी, दुक्ख सहे भगव अपडिन्ने ॥१२॥
सूरो संगामसीसे वा, संवुडे तत्थ से महावीरे ।
पडिसेवमाणे फरुसाइ अचले भगवं रीयत्था ॥१३॥

ભાવાર્થ —કોઇ કોઈવાર, મહાવીર સ્વામી ચાલતા ચાલતા જ્યા સાજ પડે ત્યા જ થોભી જતા હતા જ્યા સૂર્યાસ્ત થયા ત્યા જ તેઓ રોકાઇ જતા હતા અને એ સ્થાનમા તેમને કઈ સહન કરવાનુ આવે તો, તેઓ અત્યત સહન શીલતાથી સહન કરતા હતા કોઇ કોઈવાર ગામની નજીક જતા હતા પરતુ ત્યાના અનાર્ય લોકો તેમની સમક્ષ આવીને તેમને મારતા હતા–પ્રહાર કરતા હતા અને તેઓ તેમને ઉદ્દેશીને કહેતા હતા કે, તુ અહીથી દૂર ચાલ્યો જા ! પરતુ ભગવાન તો આત્મભાવમા મસ્ત રહીને, તે બધુ સહન કરી લેતા હતા કોઈ પર તેઓ રાગદ્વેષ કરતા નહિ ૯

ઘણી વાર, મહાવીર સ્વામીને, અનાર્ય દેશમા, અનાર્ય લોકો, લાકડીથી મુઠ્ઠીથી, ભાલાની અણીથી, પથ્થરથી, હાડકાથી, વગેરેથી ખૂબ મારતા હતા અને ઉપરથી જોરથી બૂમ મારી તેઓ બોલતા હતા કે, દોડો, દોડો, આ અમને મારે છે–પીટે છે ૧૦

કોઈવાર, ભગવાનને નીચે પછાડીને મારતા હતા એમનુ માસ કાપીને, તેમના પર ધૂળ ઉગાડીને ઢાકી દેતા હતા વળી એમને ઊચે ઉછાળી, નીચે પટકવામા આવતા હતા કોઈ કોઈ વાર તો જ્યા જ્યા ભગવાન બેઠા હોય તે આસન પરથી જ તેમને નીચે ફેકી દેવામા આવતા હતા આમ હોવા છતા પણ ભગવાન તો નિસ્પૃહ રહેતા હતા શરીરનુ મમત્વ રાખતા નહેતા બધા દુખો ને કષ્ટોને તેઓ સહન કરતા હતા અને આત્મભાવની અદર મસ્ત રહેતા હતા ૧૧ ૧૨

જેમ શૌર્યવાન પુરુષ, સગ્રામમા આગળ (મોખરે) રહીને, કોઈ દુશ્મનથી પાછો નથી હઠતો, તેમ ભગવાન મહાવીર સ્વામી પરિષહ ઉપસર્ગોની સેનાની સામે ખડા રહીને, આત્મ ધર્મમા આગળ વધતા હતા કર્મબધનરૂપ સસારમા પીછે હઠ કરતા નહિ સર્વ પરિષહ, ઉપસર્ગ સહન કરીને મોક્ષ માર્ગમા સ્થિર રહેતા હતા–

આચારાગ પ્રથમ શ્રુ અ ૯ ઉ ૩

## ઔષધિ કરી નહિ

" ओमोयरियं चाएइ, अपुट्ठेवि भगवं रोगेहिं ।
पुट्ठो वसे अपुट्ठो वा, नो से साइज्जइ तेइच्छं ॥१॥

स सोहणं च वमणं च, गायब्भगणं चसिणाणं च ।
सवाहणं च न सेकप्पे, दन्तपक्खालणं च परिन्नाए ॥२॥

ભાવાર્થ —લોકમા કહેવત છે કે, લાઘણ પરમ ઔષધિ છે રોગમા લાઘણુ એ દવાનુ કામ કરે છે તથા બહુ ઓછુ ખાવુ તે રોગનો એક પ્રતિકાર છે – ભગવાન મહાવીર સ્વામીને કેવા પ્રકારના રોગ થતા હતા તેનુ સ્પષ્ટીકરણ –

"भगवास्तु पुन रोगैरस्पुष्टोऽपि वातादिक्षोभावावेऽन्य वमौदर्य न्यूनोदरता शक्नोति कर्तुम्, लोको हि रोगैरभिद्रुत सस्तद्रुप शमनायावमोदरता विधत्ते, भगवास्तुनदभावेऽपि विधत्ते' इत्यादि.

અર્થાત્-વાતપિત કફ બગડવાથી જે શારીરિક રોગો થાય તે નહિ થવા છતા પણ ભગવાન મહાવીર સ્વામી ઉણોદરી તપ કરવામા સમર્થ હતા

"अथवाऽस्पृष्टोऽपि कासश्वासादिभिर्द्रव्यरोगैः" अपि शब्दात् स्पृष्टोऽप्यसद्वेदनीयादिभिर्भावरोगैर्न्यूनोदरतां करोति,अथ किं द्रव्यरोगातङ्का भगवतो न प्रादुष्यन्ति येन भावरोगैः स्पृष्ट इत्युक्तम्। तदुच्यते-भगवतो हि न प्राकृतस्येव देहजाः कासश्वासादयो भवन्ति, आगन्तुकास्तु शस्त्रप्रहारजा भवेयु इत्यतदेव दर्शयति-स च भगवान् स्पृष्टो वा श्वमक्षणादिभि अस्पृष्टो वा कासश्वासादिभिनाडितो

चिकित्सामभिलषति न द्रव्यौषधाद्युपयोगतः पीडोपशमं मार्थयतीति "

મૂળગાથા ઉત્તરાર્ધમા "पुट्ठो व से अपुट्ठो वा" એનો, ટીકાકાર ખુલાસો કરે છે કે–ભગવાન કાસશ્વાસાદિ રોગથી રોગી બનતા નહોતા પરતુ અસાતાવેદનીયથી, ભાવરોગથી ઉણોદરી તપ કરતા હતા, આતકાદિ દ્રવ્યરોગ, ભગવાન મહાવીર સ્વામીને સ્પર્શ પણ કરતો નહોતો, પરતુ અનાર્ય આદિ લોકો શસ્ત્ર પ્રહાર કરતા જેથી તે વેદનાનો તેઓને અનુભવ થતો હતો વળી કુતરા વગેરે ભગવાનના શરીરમાથી માસ કાપી લેતા હતા જેથી સ્પર્શ-રોગ, કાસશ્વાસાદિના સ્પર્શરોગ, (થાય) એ કોઈ રોગની ચિકિત્સા, દ્રવ્યઔષધ ભગવાન કરતા નહોતા એટલે કે ઔષધ મારફત રોગ તેઓ શાત કરતા નહોતા ૧

ભગવાન મહાવીર સ્વામી પોતાના શરીરને સ્વભાવત અશુચિરૂપ જાણીને તેલમાલીસ, સ્નાન, ઉદ્વર્તન, ચપી ( હાથ પગ આદિ શરીરના અવયવોને દબાવવા ) દત-ધાવન, વમન, વિરેચન આદિ શરીરની પરિચર્યાથી નિવૃત્ત થતા અર્થાત્ ઉપરોક્ત પ્રવૃત્તિ કરતા નહોતા, નિસ્પૃહ બનીને સયમભાવથી તેઓ તલ્લીન રહેતા હતા

## ઇંદ્રિયધર્મને અધીન રહેતા નહોતા.

" विरए गामधम्मेहिं, रीए इ माहणे अबहुवाइ।
सिसिरंसि एगया भगव, छायाए झाइ आसाय ॥२॥

आयावइय गिम्हाणं, अच्छइ उक्कुडुए अभितावे ॥ ”

**ભાવાર્થ** —શ્રમણ ભગવાન મહાવીર સ્વામી, શ્રોત્રાદિ પાચ ઇંદ્રિયોના શબ્દાદિ પાચ વિષયોથી વિરક્ત હતા, અને સયમમાર્ગમા પરાક્રમ જાડય ઉદ્યમ કરતા હતા ખૂબ આતપ પડતો હોય ત્યારે ભગવાન, છાયામા ધર્મધ્યાન કરતા હતા ખૂબ તડકો પડતો હતો ત્યારે તેઓ આતપ લેતા હતા. ઉકકડુ, વીર વગેરે અનેક પ્રકારના આસન કરી તેઓ ધર્મધ્યાનમા લીન બનતા હતા

## આઠ મહિના લુખુ ભોજન લીધુ

“ अट्ठजावईत्थ लूहेणं, ओयणमत्थुकुम्मासेणं ।
एताणि तिन्नि पडिसेवे, अट्ठमासे य जावए भगवं ”
अविसुइयं वा सुक्कं वा, सीयपिण्ड पुराणकुम्मासं ।
अदुवुक्कस पुलाग वा, कद्दे पिण्डे अलद्धए दविए ॥७२॥

**ભાવાર્થ** —શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ પોતાના શરીરના નિર્વાણુ માટે લૂખા ચોખા (ભાત), મથુ (બોરકુટિનુ ચૂર્ણ)

૭૬૬ (અ૬૬) ‘ओदनमन्थुकुल्माषेण’ ओदनं च –कौद्रवौदनादि मन्थु च–बयरचूर्णादिक कुल्माषाश्च माषविशेषाः एवोत्तरापथे धान्यविशेषभूताः पर्युषितमाषा वा सिद्धमाषा वा ओदनमन्थुकुल्माषमिति समाहारद्वन्द्वः “ तेन आत्मन यापयतीति सवध इति ”

આ ત્રણ પદાર્થો સેવન કરીને આઠ મહિના તેમણે શરીર-નિર્વાહ કર્યો

ભગવાન, જો આહાર ભીજાયેલ (ચોપડેલ) હોય કે સૂકો હોય, ઠંડો હોય કે વાસી હોય, " शीतपिण्ड वा पर्युषितभक्तम् ' ઘણા દિવસ પહેલા રાધેલા અડદ વગેરેનુ ભોજન હોય તથા પૂરાણા ધાન્ય જવ વગેરે નીરસ ભોજન હોય, તો પણ તેઓ જેવો આહાર મળે તેનો સ્વીકાર કરતા હતા અને શાતભાવથી આરોગતા હતા અગર આહાર ન મળે તો પણ શાતભાવ જ ધારણ કરતા હતા

" तदेवंभूत पिण्डमवाप्य रागद्वेषविरहाद् द्रविको भगवान तथाऽन्यस्मिन्नपिपिण्डे लब्धेऽलब्धे वा द्रविक एव भगवानिति लब्धे पर्याप्ते शोभने वा नोत्कर्ष याति। नाप्यलब्धेऽपर्याप्तेऽशोभने वात्मानमाहारदातारं वा जुगुप्सते "      इति भाव ।"

## ભગવાનનું તપ.

" अविइत्थ एगया भगव, अद्धमास अहवा मास वि ॥५॥

अविसाहिए दुवे मासे, छप्पिमासे अहवा विहरत्था ।
राओवरायं अपडिन्ने, अन्नगिलायमेगया भुजे ॥ ६ ॥

छट्ठेण एगया भुंजे, अदुवा अट्ठमेण दसमेणं ।
दुवालसमेण एगया भुजे, पेहमाणे समाहिं अपडिन्ने ॥७॥

ભાવાર્થ—ભગવાન મહાવીર સ્વામી પદર પદર દિવસની તપશ્ચર્યા, મહિના મહિનાની તપશ્ચર્યા, બબ્બે મહિનાની તપશ્ચર્યા, છ છ મહિનાની તપશ્ચર્યા કરતા હતા પાણી પણ પીતા નહોતા રાત અને દિવસ નિસ્પૃહ બનીને ધર્મધ્યાન કરતા હતા અને અન્ન પણ ઠંડુ અને વાસી ( अन्नगिलाय त्ति पर्युषित सद्वेकया भुक्तवानिति ) લેતા હતા અને તે પણ ત્રણ ત્રણ દિવસના અતરે, ચાર ચાર દિવસના અતરે, પાચ પાચ દિવસના અતરે કરતા હતા ( વાપરતા હતા) કોઇ પણ પ્રકારના પ્રતિબધ અને નિદાન રહિત તેઓ વિચરતા હતા કોઈ પણ દિવસ ભગવાનને મનમા કોઈ પ્રકારની ગ્લાનિ ઉત્પન્ન થઈ નહોતી તેઓ પૂર્ણ આત્મ-સમાધિભાવથી લીન રહેતા હતા

" न पुनर्भगवतः कथञ्चिद्दौर्मनस्यं समुत्पद्यते तथाऽप्रतिहङ्गः, अनिदान. ' इति ।

' नव चौमासी तप कियो प्रभु एक छमासी ।
पांच दिन ऊणा एक छमास त्रिमासी ॥

एक एक मासी तप कियो प्रभु द्वदश विरिया ।
बहोत्तर पक्ष दोयदोय मास छ विरिया करिया ॥

दोयअढाई, तीन दोयए इम डेढ् डेढ् मासी दोय ।
भद्र महाभद्र तप तप्या, इम सोलह दिन होय ॥२॥
भिक्षुकी पडिमा अष्टम भक्तनी द्वादशकीनी ।

આ ત્રણ પદાર્થો સેવન કરીને આઠ મહિના તેમણે શરીર-નિર્વાહ કર્યો.

ભગવાન, જે આહાર ભીજાયેલ (ચોપડેલ) હોય કે સૂકો હોય, ઠંડો હોય કે વાસી હોય, "शीतपिण्ड वा पर्युषितभक्तम्' ઘણા દિવસ પહેલા રાધેલા અડદ વગેરેનુ ભોજન હોય તથા પૂરાણા ધાન્ય જવ વગેરે નીરસ ભોજન હોય, તો પણ તેઓ જેવો આહાર મળે તેનો સ્વીકાર કરતા હતા અને શાતભાવથી આરોગતા હતા અગર આહાર ન મળે તો પણ શાતભાવ જ ધારણ કરતા હતા

"तदेवंभूत पिण्डमवाप्य रागद्वेषविरहाद् द्रविको भगवान तथाऽन्यस्मिन्नपिपिण्डे लब्धेऽलब्धे वा द्रविक एव भगवानिति लब्धे पर्याप्ते शोभने वा नोत्कर्षं याति। नाप्यलब्धेऽपर्याप्तेऽशोभने वात्मानमाहारदातारं वा जुगुप्सते" इति भाव ।"

## ભગવાનનું તપ.

" अविइत्थ एगया भगव, अद्धमास अहवा मासं वि ॥५॥

अविसाहिए दुवे मासे, छप्पिमासे अहवा विहरत्था ।
राओवरायं अपडिन्ने, अन्नगिलायमेगया भुंजे ॥ ६ ॥

छट्ठेण एगया भुंजे, अदुवा अट्ठमेणं दसमेण ।
दुवालसमेण एगया भुंजे, पेहमाणे समाहिं अपडिन्ने ॥७॥

આવ્યો છે તેનો અર્થ-વનસ્પતિ ફળનો ગર્ભ જ છે પ્રાણીના અવયવરૂપ સ્નાયુનો લોચો (પિંડ) એ અર્થ નથી

હવે 'મચ્છ' શબ્દના બારામા વિચાર કરીએ આચારાગસૂત્ર (૬૨૯–૩૦) મા આવેલ 'मच्छ शब्दनो अर्थ मत्स्य નામની વનસ્પતિ અથવા મત્સ્ય આકાર જેવી વનસ્પતિ છે જળચર-પંચેન્દ્રિય મત્સ્ય (માછલુ) એવો અર્થ નથી

શ્રી હેમચદ્રાચાર્ય કૃત- निघण्टुशेष' निर्णयसागरीय પૃ ૧૧ શાક કાણ્ડમા 'मत्स्याक्षी" નામનુ શાક બતાવવામા આવ્યુ છે અને લતાકાડમા 'મત્સ્યા' નામક વનસ્પતિ કહેવામા આવી છે

" ब्राह्मी वयःस्था मत्स्याक्षी, ब्रह्मणी सामवल्करी ।
सरस्वती सत्यवती, सुख ब्रह्मचारिणी ॥ ३३९ ॥

અર્થ—બ્રાહ્મી, વયસ્થા, મત્સ્યાક્ષી, બ્રહ્મણી, સોમવલ્લરી, સત્યવતી, સરસ્વતી, સુખ બ્રહ્મચારિણી–આ બધી તે તે પ્રકારની વનસ્પતિ છે. અને શાક વગેરેમા તેનો ઉપયોગ થાય છે

આ મુજબ લતાકાડમા મત્સ્ય વનસ્પતિનો ઉલ્લેખ છે.

" कटम्भरा काण्डरुहा, रास्ना, तिक्तक, रोहिणी ।
तिक्तरिष्टा कटुमत्स्या, चक्राङ्गी शकुनादनी ॥३९५॥

એ શ્લોકના ઉત્તરાર્ધના ત્રીજા ચરણમા એક વનસ્પતિનુ નામ "મત્સ્યા" બતાવ્યુ છે

પાઠકો ! ઉપરના ૩૩૬ના શ્લોકમા જેટલા નામ આપ્યાં છે તે બધા નારીવાચક છે. સ્ત્રીના નામ સમાન છે અજ્ઞાન માણુસો તેનો સીધો અર્થ કદાચ કરે કે " બ્રાહ્મી લીપી, અથવા ઋષભદેવની પુત્રી, વયસ્થા—સમાનવયમા રહેવાવાળી સ્ત્રી, માછલીની આખો જેવી આખોવાળી સ્ત્રી, બ્રહ્મણી, સોમવલ્લરી, પૌરાણિક ઋષિપત્નીઓના નામ, સરસ્વતી, સત્યવતી, " એટલે સતી નારી વગેરે મૂર્ખો માટે આમ બનવુ સભવિત છે પરતુ શાસ્ત્ર વિશારદો માટે જે પ્રકરણમા જે પ્રકારનો સબધ હોય તેવો જ અર્થ નીકળે છે—અન્યથા નહિ

અમરકોશમા પણ ' મત્સ્યાક્ષી ' નામની વનસ્પતિ કહી છે'

" स्याद्दक्षगन्धा छगला आवेगी वृद्धदारका ।
जुंग ब्राह्मी तु मत्स्याक्षी वयस्था सोमवल्लरी " ॥७३०॥

वनौषधिवर्ग-

" मत्स्याक्षीव पुष्पमत्स्या मत्स्य शब्द स्त्राघयत्रे गौण, માછલીની આખોના આકાર જેવા પુષ્પોવાળી વનસ્પતિને ' મત્સ્યાક્ષી ' વનસ્પતિ કહેવામા આવે છે

" मत्स्यपित्ता " નામની વનસ્પતિ છે

" मत्स्यपित्ता कृष्णभेदी, चक्राङगी शकुनादनी "

अमरकोश वनौ० वर्ग श्लो ८५

" मत्स्यानां पित्तमिव तत्स्वादुत्त्वात्-" માછલીના પિત્ત જેવો જેનો રસ છે, સ્વાદ છે તેને 'મત્સ્યપિત્તા' કહે છે

" चक्राकारमङ्गामस्या· चक्राङ्गी " अंग–गात्र–शरीरम्

=ચક્ર જેવા શરીરવાળી વનસ્પતિને ચક્રાગી કહે છે

આ બધા પ્રમાણુથી, આચારગ સૂત્ર (૬૨૯—૩૦)મા આવેલ ' मच्छ ' શબ્દનો અર્થ વનસ્પતિ થાય છે પ્રાણી વાચક—જળચર—મચ્છ—(માછલુ) નહિ

વાદી—તુમ ' मच्छ वा ' એના શબ્દનો અર્થ માછલાના આકાર જેવા આકારવાળી, માછલાના કાટા જેવી કાટાવાળી, એવી વિશેષ વનસ્પતિ કરો છો તેમા 'જેવા' "જેવી" એ અર્થ ક્યાથી લાવ્યા ?

શાસ્ત્રકાર—मस्स वा मच्छ वा वहुकण्टग એ પદોમા "वा" જે અવ્યય પદ છે, તેનો અર્થ અનેક થાય છે અહી "वा" નો અર્થ "इव" ના અર્થમા અર્થાત્ ઉપમાના અર્થમા છે એથી માછલાના આકાર જેવી, આકારવાળી વનસ્પતિ, માછલાના કાટા જેવા કાટાવાળી, વનસ્પતિ એવો અર્થ થઈ શકે છે

## "वा" અવ્યયના અર્થ

૧ 'उपमाया विकल्पे वा'=૧ ઉપમા, ૨ વિકલ્પ, વાનો અર્થ अमरकोश नानार्थको २४९

२ वा स्याद्विकल्पोपमयोर्वितर्के पादपूरणे—समुच्चये च " (मेदिना)

૩ વિકલ્પ, ૪ ઉપમા, ૫ પવિતર્ક, ૬ પાદપૂર્તિ, ૭ સમુચ્ચય

१ कंटक,(સંસ્કૃત) A thron, કાંટો, ૨ A Fish bone, માછલીનો કાંટો

कंटक कंटग-कंटय-આ ત્રણ રૂપો માગધી ભાષામાં થાય છે.

(જૈનાગમશબ્દસંગ્રહ પા ૨૨૧ (पाइअसद्दमहण्णवो- पृ २६४ )

પ્રમાણ સ્વરૂપ ગ્રંથોમાથી જુદા જુદા પદોના યથાયોગ્ય અર્થ બતાવ્યા બાદ એ નિશ્ચિત થયુ કે "बहुअट्ठियं मंस वा, मच्छ वा, बहुकंटग " એ વાક્યમા "मंस" એ એક નામ છે અને ' बहुअट्ठिय ' તથા बहुकंटगं " એ બે, માંસનાં વિશેષણ છે અને " मच्छ वा " એનુ "बहुकंटग" એ વિશેષણ છે તે તેના દૃષ્ટાંત તરીકે ઉપમાન વિશેષણ છે, આ પ્રકારે લેવાથી-જોવાથી-એ વાક્યોનો અર્થ એમ થાય કે-વનસ્પતિ ફળનો ગર્ભ (ખાવા યોગ્ય નરમ ભાગ-માવો) જેમા બહુ ગાંઠો છે અથવા માછલીની જેમ જેમા બહુ કાંટા અથવા કઠિન (કઠણ) ભાગ છે આ પ્રકારનો પ્રામાણિક અર્થનો સ્વીકાર કરીને જ, આચારાંગસૂત્ર (૬૨૯)નો અર્થ કહેવામા આવ્યો છે આ સૂત્ર અગાઉ આપવામા આવ્યુ છે, વાચકે તે જોઈ લેવુ

આ સૂત્ર (આચારાગ સૂત્ર-૬૨૯મા)મા, ઉપર બતાવેલ પ્રામાણિક અર્થ સ્વીકારવાથી એ સાબિત થશે કે-આહાર પ્રાસુક (અચિત) નિર્દોષ (એષણિક) હોય, તો પણ તેમા ખાવા લાયક પુદ્ગલ ભાગ ઓછો અને ફેંકી દેવા લાયક

ભાગ બહુ હોય તો તે લેવામા દોષ લાગે છે, અને એથી એને અપ્રાસુક સમજીને નહિ લેવાની આજ્ઞા, શાસ્ત્રકારોએ ફરમાવી છે ( આવા પ્રકારનો ) આહાર, અચિત, પ્રાસુક અને એષણિક હોય ને કોઇ દાતા બહુ આગ્રહથી કે જબર-જસ્તીથી સાધુને વહોરાવવા માગે તો સાધુએ તેને મનાઈ કરવી મનાઇ કરવા છતા પણ, સાધુના પાત્રમા તેવો આહાર નાખવામા આવે તો એ પ્રસગે સાધુએ શુ કરવુ, એની વિધિ માટે ૬૩૦ સૂત્ર છે એની થોડી ચર્ચા હવે આગળના પ્રકરણમા જોઈએ



१ कंटक,(સંસ્કૃત) A thron, કાંટો, ૨ A Fish bone, માછલીનો કાંટો

कटक कंटग-कंटय-આ ત્રણ રૂપો માગધી ભાષામાં થાય છે.

(જૈનાગમશબ્દસંગ્રહ પા ૨૨૧ (पाइअसद्दमहण्णवो- पृ २६४ )

પ્રમાણ સ્વરૂપ ગ્રંથોમાંથી જુદા જુદા પદોના યથાયોગ્ય અર્થ બતાવ્યા બાદ એ નિશ્ચિત થયું કે "वहुअट्ठियं मंस वा, मच्छ वा, बहुकटग " એ વાક્યમા "मंस" એ એક નામ છે અને ' वहुअट्ठिय ' તથા बहुकटग " એ બે, માસનાં વિશેષણ છે અને " मच्छ वा " એનુ "बहुकटग" એ વિશેષણ છે તે તેના દૃષ્ટાંત તરીકે ઉપમાન વિશેષણ છે, આ પ્રકારે લેવાથી-જોવાથી-એ વાક્યોનો અર્થ એમ થાય કે-વનસ્પતિ ફળનો ગર્ભ (ખાવા યોગ્ય નરમ ભાગ-માવો) જેમા બહુ ગોઠો છે અથવા માછલીની જેમ જેમા બહુ કાંટા અથવા કઠિન (કઠણ) ભાગ છે આ પ્રકારનો પ્રામાણિક અર્થનો સ્વીકાર કરીને જ, આચારાગસૂત્ર (૬૨૯)નો અર્થ કહેવામા આવ્યો છે આ સૂત્ર અગાઉ આપવામા આવ્યુ છે, વાચકે તે જોઈ લેવુ

આ સૂત્ર (આચારાગ સૂત્ર-૬૨૯મા)મા, ઉપર બતાવેલ પ્રામાણિક અર્થ સ્વીકારવાથી એ સાબિત થશે કે-આહાર પ્રાસુક (અચિત) નિર્દોષ (એષણિક) હોય, તો પણ તેમા ખાવા લાયક પુદ્ગલ ભાગ ઓછો અને ફેંકી દેવા લાયક

ભાગ બહુ હોય તો તે લેવામા દોષ લાગે છે, અને એથી એને અપ્રાસુક સમજીને નહિ લેવાની આજ્ઞા, શાસ્ત્રકારોએ ફરમાવી છે ( આવા પ્રકારનો ) આહાર, અચિત, પ્રાસુક અને એષણિક હોય ને કોઇ દાતા બહુ આગ્રહથી કે જબરજસ્તીથી સાધુને વહોરાવવા માગે તો સાધુએ તેને મનાઈ કરવી મનાઇ કરવા છતા પણ, સાધુના પાત્રમા તેવો આહાર નાખવામા આવે તો એ પ્રસગે સાધુએ શુ કરવુ, એની વિધિ માટે ૬૩૦ સૂત્ર છે એની થોડી ચર્ચા હવે આગળના પ્રકરણમા જોઈએ



## પ્રકરણ ૨૬ મું.

### ૧૩૦ નબરના સૂત્રનો ખુલાસો

વાદી—આપે "मसं वा ' 'मच्छं वा ' એ પદોમા ' वा ' પદનો इव—ઉપમા અર્થ કર્યો એ બરાબર છે, પરતુ આચારાગ સૂત્ર (૬૩૦)મા "बहुअट्ठियेण ',' मसेण ' मच्छेण', એ પદોમા "वा " નહિ હોવાથી ' इव– ઉપમા " અર્થ નહિ થાય તો એના બચાવમા આપ પાસે કયો જવાબ છે?

શાસ્ત્રકાર—પ્રિયબધુ! જ્યારે આક્રમણ કે રુકાવટ થાય ત્યારે સરક્ષણ કે બચાવનો ઉપાય શોધવો પડે છે, આક્રમણ ન થાય તો ઉપાયની ખોજને માટે, સમયનો વ્યય શા માટે કરવો? આગળ ચાલવાનુ જારી જ રાખો એક વાત તો અમે આગળથી જ કહી છે કે—વીતરાગની વાણી, નિર્દોષ અને પૂર્વાપરમા અવિરુદ્ધ છે

ન ૬૩૦—એ ૬૨૯ સૂત્રના અનુસધાનમા છે આપે કહ્યુ કે "मंस, मच्छ " શબ્દની આગળ, પાછળ, એ સૂત્રમા ક્યાય પણ ' वा " નો પ્રયોગ નથી તો તેમા એમ છે કે શાસ્ત્રકારોની શૈલી વિવિધતા દર્શાવનારી હોય છે અને બીજુ —પૂર્વસૂત્રની અનુવૃત્તિ કરવાની, શાસ્ત્રકારોની પ્રથા હોય છે.

"सूत्रेष्वदृष्ट पदं सूत्रान्तरादनुवर्तनीय सर्वत्र ।
"पूर्वसूत्रात् कचित्, उत्तरसूत्राच्च " अनुवर्तनीयम्

વિવાદગ્રસ્ત સૂત્રમા વિવાદાત્મક પદ નજરમા ન આવે તો અન્ય સૂત્રથી, એ પદની અનુવૃત્તિ કરી લેવી જોઇએ અર્થાત્ વિવાદ મિટાડનાર પદને લેવુ જોઇએ જ્યા સુધી બને ત્યા સુધી પૂર્વસૂત્રથી જ પદની અનુવૃત્તિ કરવી

કોઈ કોઇ વાર ઉત્તરસૂત્રથી પણ અનુવૃત્તિ કરી શકાય છે

પ્રિય બધુ ! આ નિયમ અનુસાર ૬૨૯ સૂત્રથી "वा" ની અનુવૃત્તિ લઈ ૬૩૦ સૂત્રનો ઉપરોક્ત અર્થ કરવામા જરાપણ દોષ નથી. એજ શાસ્ત્રકારોને ઇષ્ટ છે "मच्छण" શબ્દની બાદ "वा" શબ્દ લેવાથી એમ અર્થ થશે કે, હે આયુષ્માન્ શ્રમણ ! બહુ ગાંઠોવાળી, અથવા માછલીના કાટા જેવી કાટાવાળી વનસ્પતિનુ શાક અથવા ફળનો ગર્ભ (માવો) છે, તે લેશો ? આ શાસ્ત્રકારોને ઇષ્ટ છે

પ્રિયબધુ ! એ પણ યાદ રાખવુ કે—ઉક્ત આહાર લેવાનુ ગ્રહસ્થનુ નિમત્રણ સૂણીને સાધુએ સાફ સાફ કહી દેવુ જોઈએ કે "णो खलु मे कप्पइ से बहुमट्ठिय मंसं पडिगाहेत्तए" આ સૂત્રમા પણ પાછળના (૬૨૯) સૂત્રથી "बहुउज्झियधम्मिए" એ પદની અનુવૃત્તિ (૬૩૦)ના સૂત્રની સાથે કરીને, મુનિએ કહેવુ જોઈએ કે, હે ભાઈ ! તથા બહેન ! બહુ જ ગાંઠોવાળા ફળનો ગર્ભ (માવો) બહુ ગાઠ-વાળો હોવાથી અમને ખપતો નથી પણ તારે આપવાની ઇચ્છા હોય તો "जावइय तावइयं पोग्गलं दलयाहि मा अट्ठियाइ" જેટલો ગાંઠા વિનાનો ગર્ભ હોય તેટલો જ મને આપ, ગાંઠા ન આપ વળી એક બીજી વાત ધ્યાનમા રાખો કે સૂત્ર (૬૩૦)મા "बहुअट्ठिएण" એ પદ ત્રીજી વિભક્તિનુ એકવચન હોવાથી "मसेण" એ પદનુ તે

વિશેષણ છે એથી જ "बहुअट्ठियेण मंसेण" નો અર્થ-બહુ ગાઠોવાળા ફ્લનો ગર્ભ-અવશ્ય સિદ્ધ થાય છે

પ્રિયબંધુ! જૈન શ્રમણોની એક વિધિ છે કે-કોઇપણ ગૃહસ્થ, સાધુ ધર્મની વિરુદ્ધ કંઈપણ કહે, કે આપે તો સાધુ સાધ્વી તરત જ એમ બોલે કે "आउस मो ! णो खलु मे वयण आढापमि णो खलु ते वयणं परिजाणेमि" આયુષ્યમાન્ ગૃહસ્થ! નિશ્ચયથી, તારુ તે વચન, સાધુ-મર્યાદાનો ભંગ કરવાવાળુ હોવાથી, તારા તે વચનનો, ન તો હુ આદર કરુ છુ કે ન તો તેને સારુ ગણુ છુ

પ્રિય બંધુ! આચારંગના સૂત્ર (૬૩૦)મા, જો પ્રાણી-અવયવરૂપ માસનો વિષય હોત તો જરૂર મુનિ એમ કરી દેત કે ભાઈ! અમે સાધુઓ માસાહારી નથી એમ કહીને ત્યાથી તેઓ આગળ ચાલી નીકળત પણ કોઈ એવો પ્રસંગ બનતો નથી ઉકત સૂત્રમા વનસ્પતિનુ ભોજન હોવાથી સાધુએ એવા શબ્દો કહ્યા કે "णो खलु मे कप्पइ, बहु-अट्ठिय मसं पडिगाहत्तए" આ ભોજનમા ખાવા યોગ્ય પદાર્થ ઓછો અને ફેંકી દેવા યોગ્ય બહુ હોવાથી, આ બહુ ગાંઠોવાળા ફ્લનો ગર્ભ લેવો મને યોગ્ય નથી તારે આપવાની જ ઈચ્છા હોય તો, अभिकंखसि मे दाउ जाव-इय ताषइय पोग्गल दलयाहि मा अट्ठिणाइ" ગાંઠો વિનાનો ખાવા યોગ્ય પુદ્ગલ હોય એટલા એટલા જુદા કરીને મને આપ. ગાંઠો ન આપતા આ પ્રકારનુ શાસ્ત્ર-વાકય એમ કહે છે કે, આ ૬૩૦-સૂત્રમા અભક્ષ્ય માસનો ખોરાક નહિ હોવાથી, એકાંત નિષેધ કરવા જેવો નહિ હોવાથી, એકાન્ત નિષેધ કર્યું નથી, કિન્તુ કલ્પ્યાકલ્પ-(ભક્ષ્યાભક્ષ્ય) ફળનો ગર્ભ ભક્ષ્ય, ગાંઠો અભક્ષ્ય હોવાથી

' પુદ્દગલ ' આપ અને એમા ગોઠો ન આપ, આ પ્રામાણિક પુરુષો માટે પ્રમાણુ છે સાધુ લોક, ગૃહસ્થના આમત્રણને માન આપી, ગોઠો રહિત ફળનો ગર્ભ (પુદ્દગલ) માગે અને સાધુના વચન પર ધ્યાન ન આપતા, ગૃહસ્થ ગોઠસહિત ફળનો ગર્ભ (સાધુના પાત્રમા) નાખી દે તો તે (ગૃહસ્થ) મુનિનો મુનિધર્મ બાધિત કહે છે–તો હે મુનિ ! તારે આવે પ્રસગે કહેવુ જોઈએ કે—" त णो 'हीं', त्ति वपज्जा, णो 'अणहि' त्ति वपज्जा " હે મુનિ ! તુ ગૃહસ્થને એમ ન કહે કે તે (ગૃહસ્થ) સારુ કામ કર્યું અને એમ પણ ન બોલ કે, તે ખરાબ કર્યું અર્થાત્ કોઈ પ્રકારનો રાગદ્વેષ થવા ન દેવો સમભાવ રાખીને તારુ પાત્ર ઉઠાવી લે એકાન્તમા જઈને ખાવા યોગ્ય ખાઇ લે અને નાખી દેવા યોગ્ય ગોઠો, કાટા, એકાન્ત નિર્જીવ જગામા ફેકી દે આમ કરવાથી મુનિધર્મ સુરક્ષિત રહે છે, એમ સમજવુ

આ પ્રકારના ઉપરોક્ત સમાધાનની સાથ, આચારગ સૂત્ર ૬૩૦નો જે અર્થ કર્યો છે તે સર્વ શાસ્ત્ર પ્રમાણોથી નિર્દોષ અને પ્રાસુક–નિર્જીવ વનસ્પતિ વિષયક સિદ્ધ થાય છે—માસાહાર વિષયક નહિ

વાદી—આપના ભિક્ષા ભોજનમાં એવી કઇ વસ્તુઓ આવે છે કે જેમા ગોઠો હોય, કાટા હોય તથા જેમા ફેકી દેવા યોગ્ય–" उज्झियधम्मिए " ચીજ હોય ?

વાદીનુ પૂછવુ યોગ્ય સ્થાને હોવાથી તે સમાધાન કારક પણ છે

— * —

# પ્રકરણ ૨૭ મું

## — ફેંકી દેવા યોગ્ય પદાર્થ —

| | | |
|---|---|---|
| ૧ | પાકેલા બોરના શાકમા | ગાઠો હોય છે |
| ૨ | ગુદાના શાક તથા અથાણામા | ,, |
| ૩ | વરકણુના શાક તથા અથાણામા | ,, |
| ૪ | ખારેકના અથાણામા | ,, |
| ૫ | પિંડખજૂરના શાક તથા અથાણામા | ,, |
| ૬ | કરમદાના અથાણામા | ,, |
| ૭ | આમળાના શાક, અથાણા અને મુરબ્બામા | ,, |
| ૮ | લીબુના અથાણામા | બીયા હોય છે |
| ૯ | સતરા મોસબી-નારંગીની ચીરમા ( અસાવધાનીથી ) | ,, |
| ૧૦ | આબલીના શાક ને ચટણીમા | ,, |
| ૧૧ | સરગવાની શીગોના શાકમા | છોતરા હોય છે |
| ૧૨ | ઝાળીવાળી કેરીના શાક ને અથાણામા | ,, |
| ૧૩ | શેકેલ ચોખા, મગ, તુવેરના ફોતરાના અથાણામા | ,, |
| ૧૪ | ચણાના પોપટા શેકેલ—તેમા | ,, |
| ૧૫ | શેકેલ તથા બાફેલ મગફળીમા | ,, |

૧૬ બાજરાના તથા મકાઈના
ડૂડા સહિત શેકેલ ડોડામા છોતરા હોય છે
૧૭ શેકેલ તથા બાફેલ શીગોડામા છાલ તથા કાટા હોય છે
૧૮ છાલ સહિત પાકા કેળામા છાલ હોય છે
૧૯ છાલ સહિત આબાની ચીરમા ”
૨૦ તરબૂચ, એરડા કાકડી, મોસબી,
નારગી આદિ પાકેલ ફળમા ”
૨૧ ફણુસ, તથા બર્મામા પેદા થતા દુરિઅનની
બી વિનાની ચીરમા ”
૨૨ શેરડીમા છોતરા હોય છે
૨૩ નારિયેળના ટુકડાની સાથેનો માવો(ગર્ભ) કાચલી હોય છે
૨૪ વતાકના શાકમા છોતરા ને કાટા હોય છે

આવા આવા અનેક પ્રકારના ફળ તથા શાક, અથાણુા વગેરેમા, કોઈમા ગાઠો, કોઈમા નહિ ખાવા યોગ્ય બીજ, કોઇમા છાલ, છોતરા, કાટા આદિ પદાર્થ હોવાથી તે વિધિ પૂર્વક પરઠવા પડે છે.

પ્રિય પાઠકો! હવે થોડી લોકોપયોગી ચર્ચા કરીએ એ ચર્ચામાથી પણુ કઈ સારુ તત્ત્વ મળશે એ તો અમે પહેલેથી જણુાવ્યુ છે કે “ मसं ” નુ વિશેષણુ “बहुअट्ठिय” છે, અને માગધી–પ્રાકૃત ભાષામા अट्ठि ” એ શબ્દનો અર્થ “ હાડકુ ’ થાય છે અને अट्ठिय ” નો અર્થ ગાઠ થાય છે એથી વિરુદ્ધ, જૈન સિદ્ધાતમા કોઈ પણુ જગાએ

" अट्ठि "નો અર્થ ગાઠ અને " अट्ठिय "નો અર્થ હાડકુ, કરવામા આવ્યો નથી " बहुअट्ठियं " એ " मस " નું વિશેષણ હોવાથી કોઈપણ સમજી શકે કે "बहुअट्ठिय मंस" નો અર્થ વનસ્પતિ ફળનો ગર્ભ છે–પ્રાણીના અવયવરૂપ માસ નહિ એથી આ (૬૨૯–૩૦) સૂત્ર વનસ્પતિને માટે છે.

૨ માસ ખાવાવાળા કહે છે કે–ખાવાને માટે તૈયાર કરેલ માછલીના માસમા, હાડકા અને કાટા બહુ થોડા હોય છે, અને માસ ઘણુ રહે છે જો સૂત્રમા માસ, મચ્છીનો સબધ હોત તો ' सअट्ठियं ' ' सकंटगं ' એમ પદ હોત ' बहुंअट्ठियं ' ' बहुकंटग ' એમ પદ હોવાથી સ્પષ્ટ થાય છે કે મત્સ્ય અને માસના અધિકારવાળુ આ સૂત્ર નથી, વનસ્પતિ અધિકારવાળુ આ સૂત્ર છે.

૩ માસ ખાનાર એમ પણુ કહે છે કે, માછલીના માસમા કાટા રહી જાય છે, અને એ કાટાઓને, ખાતી વેળાએ જ ચૂસીને નોખા–અલગ કરવામા આવે છે ગાઠો જ્યારે જુદી કરવી હોય ત્યારે થઈ શકે છે કાટા પહેલા અલગ થઈ શકતા નથી આથી શાસ્ત્રમા બીજો એ મતલબ સ્પષ્ટ થાય છે કે " पोग्गलं हलकाद्दि मा अट्ठियाइ " અર્થાત્ ગૃહસ્થને આગ્રહથી સાધુ કહે છે કે ગાઠો ન આપ, આપવું હોય તો નરમ ભાગ પુદ્ગલ આપ એમા પણ માસનો નિષેધ છે અને વનસ્પતિભોજનાધિકાર સિદ્ધ થાય છે.

૪ પ્રિય પાઠકો ! જૈન સિદ્ધાતોની અનુકુળ પરિપાટી એ છે કે જ્યારે જૈન સાધુ–સાધ્વી, ભિક્ષા લેવા માટે ગૃહ-

સ્થના ઘેર જાય છે ત્યારે મર્યાદાને જાણીને, શ્રાવક-શ્રાવિકા સાધુ સન્મુખ જઈને, વંદન કરી, સાધુને ભોજનાલય (રસોડા)મા લઈ જાય છે પછી કંઈ પણ બોલ્યા વિના, ગૃહસ્થ ચાર પ્રકારનો આહાર (અશન, પાન, ખાઈમ, સાઈમ) આપે છે-અને સાધુ તે લે છે સાધારણ ભોજનમા, ન તો સાધુ બોલે છે કે ન તો શ્રાવક બોલે છે અર્થાત્ વહોરાવાવાળી વસ્તુનું વર્ણન, સાધુની પાસે શ્રાવક કરતો નથી કે સાધુ પણ કોઈ ચીજનુ નામ પૂછતો નથી હા, જો કોઈ પ્રસગ હોય તથા કોઇ વિશેષ ભોજન પદાર્થ હોય, તો ગૃહસ્થ તે પદાર્થના ગુણદોષોના બારામા ભોજનને માટે કંઈક કહે છે અને સાધુ પણ, ભક્ષ્યાભક્ષ્ય કલ્પ્યાકલ્પ્યની વિશેષ વાત જાણે તો તે અગે પૂછપરછ કરે છે

આ સૂત્રમા (૬૩૦) ખાસ 'बहुअट्ठियवज्जिमए "નો પ્રસગ હોવાથી બન્ને તરફ, મૌનભગ થયો એક (ગૃહસ્થે) ગાઠસહિત ભોજનનુ નામ લઇ આમત્રણ આપ્યુ, બીજાએ (સાધુએ) ગાંઠો વિનાના પુદ્ગલ આપવા કહ્યુ આથી એ સારો પ્રસગ વનસ્પતિનો છે-પ્રાણી અવયવ-માસ માછલીનો નહિ

૫ જો જૈન સાધુને માસ ખાવાની છૂટ હોત તો ક્ષુધાદિક પરિષહ જીતવાની કોઈ જરૂરત જ હોત નહિ. પરિષહ શાસ્ત્રનો ઉલ્લેખ વ્યર્થ થઈ જાત આર્યકુળમા ભિક્ષા લેવા જવુ, અનાર્ય કુળમા નહિ જવુ, સચિત ન લેવું, સદોષ નહિ લેવુ, થોડો ખાવા યોગ્ય હોય અને અધિક ફેંકી દેવા યોગ્ય હોય એવો પદાર્થ લેવો નહિ, આ

બધું કહેવાની તો પછી શી જરૂરત હતી ? માંસપિંડમાં, સમય સમયમા અનતકાળના અનત જીવો પેદા થાય છે. માંસ અશુચિ છે માસ અસ્વાધ્યાયનું કારણ છે. સ્વર્ગ-ગામી આર્યોનું, માસ ખાવું તે કર્તવ્ય નથી માસ ખાનાર વ્યક્તિ નરકગામી છે. આવી આવી બાબતો, તો પછી, શાસ્ત્રો શા માટે લખત ? જૈન ધર્મની પ્રાપ્તિ થવી દુર્લભ છે. જૈનધર્મ વીરોનો ધર્મ છે.

---

## પ્રકરણ ૨૮ મું

### નિષેધાર્થમાં

વાદી—આચારાંગ સૂત્ર (૬૧૯)ના બારામાં કયો ખુલાસો છે

શાસ્ત્રકારનું સમાધાન—આચારાંગ સૂત્ર (૬૧૯) ભાઈ! એ સૂત્રથી જો કોઈ જૈન શ્રમણને માંસાહારી ઠરાવવા ચાહતું હોય તો તેની એ મોટી ભૂલ છે કેમકે એ સૂત્ર નિષેધાત્મક છે—વિધાનાત્મક નથી

" से भिक्खु वा (२) जाव समाणे सेज्ज पुण जाणेज्जा, मंस वा, मच्छं वा, भज्जिज्जमाणं पेहाए तेल्लपूययं वा, आएसाए उवक्खडिज्जमाणं पेहाए णो खद्धं खद्धं उवसंकमित्तु ओभासेज्जा, णन्नत्थगिलाण णीसाए " ॥६१९॥

आचा द्वि अ ७ उद्दे १

**ભાવાર્થ**—ભિક્ષા લેવા ગયેલ સાધુ-સાધ્વીને કદી એમ માલમ પડે કે (કોઈના મોઢેથી સાંભળે કે જાણે) માંસ અથવા માછલીને " **भज्जिज्जमाण** "—ભર્જ્યમાન કે પચ્યમાન જોઇને કે મહેમાનોને માટે તેલમાં પૂરીઓ તળાતી જોઇને ત્યાં જલદી જલદી જઈ તેલપુરીઓ (માલપુઆ) માગવા નહિ પરંતુ કોઈ ગ્લાન, બિમાર સાધુને માટે (એ સ્થાનમાં જવાની જરૂરત હોય તો જઇને બિમારને-

ઉપયોગી વસ્તુ માગવાનો આગાર છે ) णन्नत्थ' (૧) આટલુ–વિશેષ (૨) આ નહિ કે પેલુ નહિ પણ આટલુ

(1) So much in particular (2) Not this or that but this much,

પ્રિય બન્ધુઓ ! આ સૂત્રમા એટલુ જ સૂચન કર્યુ છે કે સકારણ હોય તોપણ મુનિએ–ઇર્યાપથિક સમિતિનો ભગ કરવો જોઈએ નહિ

से गामे वा नगरे वा, गोयरग्गओ मुणी ॥१॥
चरे मंदमणुव्विग्गो, अव्वक्खित्तेण चेयसा ॥२॥
पुरओ जुगमायाए, पेहमाणो महिं चरे ॥३॥
" दवदवस्स न गच्छेज्जा "

१४ प्रथमपद दश वै अ. ५ उ १

ઉતાવળે ઉતાવળે જવાની વિધિ નીચે મુજબ છે

**ભાવાર્થ**—ગામ અથવા નગરમા ગોચરી નિમિત્તે જનાર મુનિએ ઉદ્વેગ રહિત બની, અવ્યાકુલ ચિત્તે, મદ મદ ગતિથી (ઉપયોગ પૂર્વક) ચાલવુ જોઇએ ૧–૨

ભિક્ષાર્થી સાધુએ, પોતાની આગળની ચાર હાથ પ્રમાણ ભૂમિ પર, પોતાની દૃષ્ટિ બરોબર ફેલાવીને, આગળ વ્યવસ્થિત રૂપથી જોઈ, ઉપયોગ પૂર્વક ચાલવુ જોઇએ ૩

સૂત્રનો આશય એ છે કે જલ્દી જલ્દી જઇને યાચના કરવી નહિ જલ્દી જલ્દી ચાલવામા અનેક પ્રકારના અવગુણ થાય છે (૧) ઇર્યાસમિતિ ભગ (૨) પ્રાણીઓની વિરાધનાનો સભવ (૩) ઠોકર વગેરે લાગવાથી (આત્મા)

શરીર વિરાધનાનો સંભવ (૪) દાતા અથવા જનતાના મન પર બુરી અસર પેદા થાય છે (૫) લોલુપતા આદિ દોષોની છાપ મુની પર પડે છે એથી મુનિએ, ગોચરીને માટે અથવા બીજા કામ માટે, ઉક્ત વિધિથી જવુ જોઇએ જલ્દી જલ્દી જવુ જોઇએ નહિ આ સૂત્રમા (૬૧૯) "णन्नत्थ" શબ્દથી એ સૂચિત થાય છે કે, આટલુ વિશેષ કે–બિમાર માટે, બિમારીના ઉપચાર માટે કોઈ પદાર્થ લાવવાનો હોય તો યત્નપૂર્વક જવુ અને યાચના કરવી બિમારીના કારણ વિના જવુ નહિ અને કોઈ પદાર્થની યાચના કરવી નહિ કઈ યાચના અથવા કઈ નહિ, એનુ કઈપણ વિધાન સૂત્રમા બતાવ્યુ નથી, પરંતુ અનુમાનથી એ અર્થ નિકળી શકે છે કે કોઈ વાર કોઈ ચિકિત્સકએ ગરમ પુરી પથ્ય ભોજન બતાવ્યુ હોય તો પુરીની યાચના કરવી

મુનિનો મુદ્રાલેખ—"अकप्पियं न इच्छिज्जा, पडिगाहिज्ज, कप्पियं" ને ભૂલવો જોઈએ નહિ–કલ્પનીય હોય તો જ ગ્રહણ કરવો

ગંધિયાણુ વેચનાર ગાધીની દુકાને સચિત (જીવવાળી જીવિત), અચિત (નિર્જીવ), કલ્પનીય (યોગ્ય) અકલ્પનીય (અયોગ્ય) બધી જાતની વસ્તુઓ હોય છે પરંતુ મુનિએ કલ્પનીય પદાર્થને જ ગ્રહણ કરવો જોઇએ એ રીતે આ સૂત્ર (૬૧૯)મા પણ, બિમારીના કારણથી, બિમારને યોગ્ય પૂરીની, યત્નપૂર્વક જઇને, યાચના કરી શકાય છે

જે સ્થાનમા, મુનિને નહિ ગ્રહણ કરવા યોગ્ય પદા-

ઉપયોગી વસ્તુ માગવાનો આગાર છે). णान्नत्थ' (૧) આટલુ-વિશેષ (૨) આ નહિ કે પેલુ નહિ પણ આટલુ

(1) So much in particular (2) Not this or that but this much,

પ્રિય બન્ધુઓ ! આ સૂત્રમા એટલુ જ સૂચન કર્યું છે કે સકારણ હોય તોપણ મુનિએ-ઇર્યાપથિક સમિતિનો ભગ કરવો જોઇએ નહિ

**से गामे वा नगरे वा, गोयरग्गओ मुणी ॥१॥**
**चरे मंदमणुव्विग्गो, अव्वक्खित्तेण चेयसा ॥२॥**
**पुरओ जुगमायाए, पेहमाणो महिं चरे ॥३॥**
**" दवदवस्स न गच्छेज्जा "**

**१४ प्रथमपद दृश वै अ. ५ उ १**

ઉતાવળે ઉતાવળે જવાની વિધિ નીચે મુજબ છે

**ભાવાર્થ**—ગામ અથવા નગરમા ગોચરી નિમિત્તે જનાર મુનિએ ઉદ્વેગ રહિત બની, અવ્યાકુલ ચિત્તે, મદ મદ ગતિથી (ઉપયોગ પૂર્વક) ચાલવુ જોઇએ ૧-૨

ભિક્ષાર્થી સાધુએ, પોતાની આગળની ચાર હાથ પ્રમાણ ભૂમિ પર, પોતાની દૃષ્ટિ બરોબર ફેલાવીને, આગળ વ્યવસ્થિત રૂપથી જોઈ, ઉપયોગ પૂર્વક ચાલવુ જોઇએ ૩

સૂત્રનો આશય એ છે કે જલ્દી જલ્દી જઇને યાચના કરવી નહિ જલ્દી જલ્દી ચાલવામા અનેક પ્રકારના અવગુણ થાય છે (૧) ઇર્યાસમિતિ ભગ (૨) પ્રાણીઓની વિરાધનાનો સભવ (૩) ઠોકર વગેરે લાગવાથી (આત્મા)

શરીર વિરાધનાનો સંભવ (૪) દાતા અથવા જનતાના મન પર બુરી અસર પેદા થાય છે (૫) લોલુપતા આદિ દોષોની છાપ મુની પર પડે છે એથી મુનિએ, ગોચરીને માટે અથવા બીજા કામ માટે, ઉક્ત વિધિથી જવુ જોઇએ જલ્દી જલ્દી જવુ જોઇએ નહિ આ સૂત્રમા (૬૧૯) " णन्नत्थ " શબ્દથી એ સૂચિત થાય છે કે, આટલુ વિશેષ કે-બિમાર માટે, બિમારીના ઉપચાર માટે કોઈ પદાર્થ લાવવાનો હોય તો યત્નપૂર્વક જવુ અને યાચના કરવી બિમારીના કારણ વિના જવુ નહિ અને કોઈ પદાર્થની યાચના કરવી નહિ કઈ યાચના અથવા કઈ નહિ, એવુ કઈપણ વિધાન સૂત્રમા બતાવ્યુ નથી, પરંતુ અનુમાનથી એ અર્થ નિકળી શકે છે કે કોઈ વાર કોઈ ચિકિત્સકએ ગરમ પુરી પથ્ય ભોજન બતાવ્યું હોય તો પુરીની યાચના કરવી.

મુનિનો મુદ્રાલેખ—" अकप्पियं न इच्छिज्जा, पडिगाहिज्ज, कप्पियं " ને ભૂલવો જોઈએ નહિ-કલ્પનીય હોય તોજ ગ્રહણ કરવો

ગંધિયાણુ વેચનાર ગાંધીની દુકાને સચિત (જીવવાળી જીવિત), અચિત (નિર્જીવ), કલ્પનીય (યોગ્ય) અકલ્પનીય (અયોગ્ય) બધી જાતની વસ્તુઓ હોય છે પરંતુ મુનિએ કલ્પનીય પદાર્થને જ ગ્રહણ કરવો જોઇએ એ રીતે આ સૂત્ર (૬૧૯)મા પણ, બિમારીના કારણથી, બિમારને યોગ્ય પૂરીની, યત્નપૂર્વક જઇને, યાચના કરી શકાય છે

જે સ્થાનમા, મુનિને નહિ ગ્રહણ કરવા `

થોંનુ અસ્તિત્વ હોય, તે સ્થાનમા, કોઈ કારણવશાત્ મુનિ જાય અને કોઇ કુતાર્કિક કહેવા લાગે કે, મુનિ અયોગ્ય લેવાને માટે જાય છે, તો એમ કહેવું તે તદ્દન મિથ્યા છે.

પ્રિય બધુઓ! એ પણ યાદ રાખવુ જોઈએ કે, મુનિએ માંસ, મચ્છી તળાતી હોય ત્યાં તો ન જવુ જોઇએ, પરતુ 'संखडी'–જમણુવાર, મૃત્યુ બાદ થનાર ભોજન, વિવાહ પ્રસગમા થનાર ભોજન, પ્રીતિભોજન કે કોઇ તપવિશેષ નિમિત્તનુ ભોજન, ઇત્યાદિ મોટા સમારોહની સાથેના જમણુવાર–ભોજનને 'संखडी' કહે છે ભોજન તૈયાર થતુ તે સ્થાન (પંડો)મા પણ ન જવુ તે મુનિધર્મ છે, એમ સાબિત થાય છે. એ તરફ કે ત્યા જવામા અનેક અનર્થ થાય છે એ બારામા, આચારાગ સૂત્રના દશમા અધ્યયનમા બહુ વિસ્તૃત વર્ણન છે જિજ્ઞાસુને જાણુવાની ઇચ્છા હોય તો તે જોઈ લ્યે. અલબત્ત એટલો ખુલાસો જરૂર મળે છે કે કોઈ પ્રજ્ઞાવાન સાધુ–સાધ્વીને વિહારાદિક કરવાનુ હોય અને બીજા રસ્તે જતા, કોઈ આપત્તિ આવી તો જમણુવા ર(संखडी) ને રસ્તે કોઈ પ્રકારની અયત્ના, અસંયમનુ કારણુ ન હોય તો તે એ રસ્તે થઈને નીકળી શકે છે–ત્યા ભોજન લેવાને માટે નહિ

આ પરથી પાઠક સમજી શકશે કે, જૈન સાધુની કેટલી સાવચેતી અને નિસ્પૃહતા છે એને નહિ સમજનાર, કોઈ પણ જૈનાગમનો અજ્ઞાન મનુષ્ય, કુતર્કોથી મિથ્યા કહે તો સમજવુ જોઇએ કે તે પોતાની બાલિશતા (અજ્ઞાનતા)ની જાહેરાત કરી રહ્યો છે

## પ્રકરણ ૨૯ મુ.

### ભ્રમણા

મારા આત્મબન્ધુ ધર્માનન્દ કૌસામ્બીજીએ, પ્રકરણ આગળ ચલાવતા પૃ ૧૦૧મા લખ્યું છે કે–'**खुद महावीर स्वामी मांसाहार करीत होते**" ખુદ મહાવીર સ્વામી માસાહાર કરતા હતા

પ્રિય પાઠકો ! કૌસામ્બીજીએ આ વિષય અગેનો જૈન સિદ્ધાત જોયો નથી એથી એમને ભ્રમણા ઉત્પન્ન થઈ છે અને એ ભ્રમણાથી લખી માર્યું કે, "ભગવાન મહાવીર સ્વામી માસાહાર કરતા હતા" તેમને જૈન સિદ્ધાતોનો અભ્યાસ નથી, એ વિષયમા ખુદ તેમનાજ ઉદ્ગારો જોઈએ.

ઈન્દોર મુકામે ધર્માનન્દ કૌસામ્બીજીની અને શ્વે. સ્થા જૈન ગુરુકુળના આચાર્ય પ શ્રીપૂર્ણચન્દ્રજી ઠકની મુલાકાત થઈ ચાલતી વાતમા, પડિતજીને કૌસામ્બીજીએ સાફ શબ્દોમા કહ્યુ કે, "મે જૈનધર્મના શાસ્ત્રોનો અભ્યાસ કર્યો નથી મને જૈનધર્મનુ જ્ઞાન નથી મને આપના પડિતોએ આ પાઠ બતાવ્યો છે અને મે એનો "ભગવાન બુદ્ધ" પુસ્તકમા ઉતારો કર્યો છે (જૈન. તા ૮ ઓકટો. ૪૪, પૃ ૪૪૪)

જે બુદ્ધિમાન છે તેઓ કૌસામ્બીજીની ભ્રમણા સમજી શકે છે માલમ પડે છે કે માસાહાર પ્રકરણ લખવાના સમયે "પ્રસ્થાન" નામનુ માસિક તેમને મળ્યુ તેને પ્રબલ પ્રમાણભૂત ગણીને કહે છે કે, "**या संबधी सबल पुरावा सध्या पुढे आला आहे** ' પ્રપચી પેટની પચાયતને અધીન બની, ભૌતિક જીવનની હિમાયત કરનાર આજની અક્ષરી વિદ્યાનુ જ જ્ઞાન મેળવી, ( એમા એક, ગુજરાત વિદ્યાપીઠના સ્નાતક ગોપાળદાસ જીવાભાઈ પટેલ છે) પેટની પૂર્તિ માટે "શ્રી પુજાભાઈ જૈન ગ્રથમાલા" ના કાર્યકર્તાઓની પક્તિમા ભળી ગયા પટેલ ભાઇએ 'પ્રસ્થાન' માસિકમા "શ્રી મહાવીર સ્વામીનો માસાહાર" નામનો લેખ લખ્યો એ લેખકને, કૌસામ્બીજીએ "સબળ પૂરાવા" રૂપ માની લીધો.

કૌસામ્બીજીને એ માલમ નથી કે—જૈનોમા કોની વાણી પ્રમાણ છે, અને કોની પ્રમાણ નથી એ બારામા થોડુ લખાણ અત્રે લખવુ અનુચિત ગણાશે નહિ જુઓ.

"**से किं त सम्मसुय ? सम्मसुय ज इमं अरहतेहिं भगवन्तेहिं उप्पण्णनाणदसणधरेहिं, तेलुक्क निरिक्खियम-महियपूइएहि, तीयपडुप्पण्णमणागयजाणएहि, सव्वण्णूहिं, सव्वदरिसीहिंपणीयं दुवालसंग गणिपिडग । त जहा—आयारो, सूयगडो, ठाण, समवाओ, विवाहयणत्ती, नायाधम्मकहाओ, उवासगदसाओ, अंतगडदसाओ, अणु-त्तरोववाइयदसाओ, पण्हा वागरणाइं, विवागसुयं, दिट्ठि-**

**वाओ, इच्चेय दुवालसग गणिपिडगं, चोद्दस्स पुव्विस्स सम्मसुय, अभिन्न दसपुव्विस सम्मसुय, तेण परं भिण्णेसु भयणा, सेत सम्मसुय "**

(नन्दी सूत्र)

**ભાવાર્થ** —શિષ્ય–સમ્યક્ શ્રુત કોને કહેવાય ?

ગુરૂ—હે શિષ્ય ! ત્રૈલોક્યને જોનાર, ત્રૈલોકયના દેવેન્દ્રાદિથી વન્દનીય, પૂજનીય (આરાધનીય) કેવળજ્ઞાન ને કેવળદર્શનના ધારક, ભૂત, ભવિષ્ય, વર્તમાનને જાણનાર, અરિહંત–ભગવાનદ્વારા કહેવાયલ, દ્વાદશાંગી સૂત્ર, આચાર્ય ભગવાનની ગુણરત્નોની સદ્દુક પેટીને – (સમ્યકશ્રુત્ર કહેવાય) એ દ્વાદશાંગીના નામ–આચારાંગ, સૂત્રકૃતાંગ, સ્થાનાયંગ, સમવાયાંગ, વિવાહપ્રજ્ઞપ્તિ, ન્યાયધર્મકથા, ઉપાસકદશાંગ, અંતકૃતદશાંગ, અનુત્તરોપપાતિદશાંગ, પ્રશ્નવ્યાકરણ વિપાક અને દૃષ્ટિવાદ આ દ્વાદશાંગ, ગણિપેટી તથા ચૌદપૂર્વથી અભિન્ન દશપૂર્વ સુધીની વાણી (લેખ–ગ્રંથાદિક) સમ્યક્ સૂત્ર છે એ સિવાયની વાણી (લેખ–ગ્રંથાદિક) ભજન (સમ્યક પણ હોય છે ને અસમ્યક્ પણ હોય છે) હોય છે

પ્રિય પાઠકો ! ઉપરોક્ત સિદ્ધાંતના કથન અનુસાર અંગોપાંગને પ્રામાણિક મનાય છે એનો અર્થ એમ નથી કે આધુનિક લેખકોના સર્વ લેખ (ગ્રંથાદિક) અપ્રામાણિક જ છે આધુનિક લેખ પણ પ્રામાણિક ગણી શકાય છે પરંતુ તે લેખ મૂળ પુરુષની વાણીથી વિરુદ્ધ ન હોય, મૂળ

પુરુષના આચારણથી વિરુદ્ધ ન હોય અને મૂળપુરુષની આજ્ઞા અનુસાર ચાલનાર અનુયાયીઓના આચરણ ને કથનથી વિરુદ્ધ ન હોય બલ્કે ઉક્ત પુરુષોના તત્ત્વોને તથા આચરણને યથાયોગ્ય બતાવનાર, તેને પુષ્ટ કરનાર હોય આમ હોય તો જરૂર તેને પ્રામાણિક ગણી શકાય તેમ કરવામા કોઈ આપત્તિ નથી, પરંતુ આ બધાથી વિરુદ્ધ અને ખંડનાત્મક હોય તો તેને માટે વિચારોના હાર્દમા કોઈ પણ જગા (સ્થાન) નથી. વિરુદ્ધ ખંડનાત્મક લેખક ગમે તેવા દરજ્જા પર હોય, ગમે તેટલી ભાષાનો અભ્યાસી હોય, ગમે તેટલી સુંદર, આકર્ષક ગદ્ય પદ્યાત્મક ભાષામય વાણીથી સુશોભિત હોય પણ તે ઉગ્ર વિષવાળા મણિયુક્ત સર્પની જેમ ત્યાજય છે.

પ્રિય બંધુઓ ! પટેલ ગો જી ભાઈનો લેખ પણ અજ્ઞાનાત્મક જ છે એમનો લેખ, તેમને પ્રિય કે પ્રામાણિક હોઈ શકે કે જેમને માસ ખાવુ છે, તથા ધર્માનંદ કૌસામ્બી જેવી વ્યક્તિને

કેમકે જિનની વાણી માત્રમા અહિંસા જ છે, જેના અંતઃકરણમા, આચરણમાં સર્વત્ર અહિંસા ભગવતીનો નિવાસ છે તે હિંસાત્મક માસ ભક્ષણાત્મક, લેખ તથા વાણીને મિથ્યા સમજીને, અપ્રામાણિક ગણીને, ત્યાજ્ય સમજી, ઉપેક્ષા કરી છોડી દે છે

વાદી—ઠીક છે આપ પટેલ ગો જી ભાઈના લેખને ગમે તેવો માનો પરંતુ તેમણે ભગવતી સૂત્રના જે ઉતારા આપ્યા છે તે આપને મંજુર છે ?

"त गच्छह ण तुम सीहा मेढियगाम नगरं रेवतीए गहावतिणीएगिहे तत्थ णं रेवतोए गहावतिणीए मम अट्टाए दुवेकवोयसरीरा उवक्खडिया, तेहिं नो अट्ठो । अत्थि से अन्ने परियासिए मज्जारकडए कुकुडमसए, त आहाराहि एएण अट्ठो"

( संद्द त भ. सू श १५ पृ ३९३ )

શાસ્ત્રકારનુ સમાધાન—પ્રિય બધુઓ ! ઉપરનો પાઠ લખવાથી કામ ચાલી શકતુ નથી પાઠ તો ઠીક જ છે પરતુ તેનો જે અર્થ કર્યો છે અને સમજ્યા છે તે બિલકુલ ગલત અને ખોટો છે કૌસામ્બીજીએ એવી ભૂલ કરી છે જે એક નોકરે કરી હતી અને જે હાસીને પાત્ર ઠર્યો તથા જેણે પોતાની નાલાયકી પ્રગટ કરી.

" એક શેઠ જમવા બેઠા તેમણે શાક ખાવા માડયુ. શાકમા મીઠુ ઓછુ શેઠે નોકર તરફ જોયુ નોકરે પૂછયું, ' શેઠજી ! શું કઈ કામ છે મારુ.' શેઠ બોલ્યા, " હા, સૈન્ધવ લાવ " નોકર તો ગયો ઘોડાના તબેલામા ઘોડાને સાફસૂફ કરી, શેઠની સામે લાવ્યો અહી શેઠ વિચાર કરે છે કે હજી સુધી આ મીઠુ કેમ લાવતો નથી ? નોકરને જોઈ શેઠ બોલ્યા, " તુ ન લાવ્યો ? " નોકર બોલ્યો, " હાજર તો છે ! સૈન્ધવ ( નોકરે ઘોડા તરફ નજર કરીને કહ્યુ ) હાજર જ છે " શેઠ બોલ્યા, ' બેવકુફ ! તને ખબર નથી કે અહી તો ખાવાનુ છે ' એટલામા અદરથી કોઇ એક વાડકીમા " સૈન્ધવ " મીઠુ લાવ્યુ શેઠે ભોજન ખાધુ.

પછી તે દિવાનખાનામા બેઠા પત્ર વાચતા વાચતા શેઠ બોલ્યા, ' એય " સૈન્ધવ " લઈ આવ ' નોકર તો, જી હજુર, કહીને દોડયો, અને રસોડામાથી વાડકી ભરી મીઠું લઈ આવ્યો ને બોલ્યો, લ્યો ! ' સૈન્ધવ ' હાજર છે, શેઠ ઉશ્કેરાઇને બોલ્યા, ' બેવકુફ, નાલાયક, અહી શુ ખાવાનુ છે ? મારે તો બહારગામ જવાનુ છે. બીજા નોકરે 'સૈન્ધવ' (ઘોડો) લાવી હાજર કર્યો ઘોડા પર બેસીને શેઠ બહાર-ગામ ગયા

પ્રિય પાઠકો ! સૈન્ધવનો અર્થ ઘોડો પણ થાય છે ને મીઠુ પણ થાય છે જે વિચક્ષણ, વિવેકી, બધી રીતે સમજદાર છે તે નોકર ખાવાના સમય પર 'સૈન્ધવ' થી મીઠું સમજે છે ને ગામ જવાના સમયે 'સૈન્ધવ' થી ઘોડા સમજે છે જ્યા જે વસ્તુની જરૂર તે વસ્તુ લાવી તે હાજર કરે છે માત્ર તે શબ્દને વળગી રહેતો નથી દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવને પણ તે જુએ છે

ભગવતીજીના ઉક્ત પાઠમા, પટેલ ગો જી ભાઇએ, પેલા શેઠના નોકર જેટલી જ ભૂલ કરી છે અને એનાથી ડબલ ભૂલ કૌસામ્બીજીએ કરી, કારણ કે બિચારા પટેલ ગો 'જી ભાઈ તો પૈસા કમાવાના ચક્કરમા ચકમ બન્યા હતા ગુજરાત વિદ્યાપીઠ સસ્થામા અભ્યાસ કરવા, અમુક અમુક ભાષા યા વિષય ગ્રથોને, અભ્યાસક્રમમા ગખ્યા અમુક વર્ષોનો અભ્યાક્રમ બનાવ્યો વિદ્યાપીઠને, જો કોઈ વિદ્યારસિક, નિસ્પૃહ, કનકકામિનીનો ત્યાગી, પરમાર્થની સાધનાને માટે અધ્યાપક મળી જાય તો એનાથી રૂડુ બીજુ

શું ! પરંતુ પાઠકો ! મને માફ કરજો, મને કહેવા દો કે ભારત વર્ષમા ઉક્ત નિસ્પૃહ, આચાર્ય અધ્યાપકો ઘણા વખતથી મળવા મુશ્કેલ બની ગયા છે હવે તો આ વિલાસમય જમાનામા મોટે ભાગે અર્થપ્રિય અધ્યાપકાચાર્યો રહી ગયા છે અને એમની પાસે, મોટે ભાગે, ભણુનાર આજ અભિલાષથી (ઇચ્છાથી) આવે છે કે જલ્દી જલ્દી ભણીને ક્યાક નોકરીમા જોડાઈ જાઉં અને પૈસા કમાઉં અને સાથે સાથે કીર્તિ મળે તો તે પણ લઉં

પટેલ ગો. જી ભાઈની બુદ્ધિ, જુવાનીના ઉકળતા લોહીમા અસ્તવ્યસ્ત થઈ હોવાથી, એમણે જેમતેમ કઢંગો લેખ લખી દીધો પરતુ મારા આત્મબધુ ધર્માનદ કૌસામ્બીજી, વૃદ્ધ હોવાથી, થોડો વધુ વિચાર કરી શકે તેમ હતુ તેઓ કોઈ જૈનાચાર્ય તથા ગુરુ પાસેથી જૈન તત્ત્વોનો અભ્યાસ કરનાર કોઈ અભ્યાસી વિદ્વાનને મળી શક્યા હોત, તો તેમના વિચારોનુ યથાર્થ્ય–સત્યાસત્ય–તેમને જરૂર મળી શક્યુ હોત ! પણ તેમણે તે કશું જ ન કરતા, માત્ર પટેલ ગો જી ભાઈને ગુરુ માન્યા ને લખી દીધુ કે "खुद्द महावीर स्वामी मांसाहार करीत होते, या संबंधी सबक पुरावा सभ्यां पुढे आला आहे"

આમને શું કહેવુ ભાઈ ! એમણે જાતે–"ભગવાન બુદ્ધ" પૂર્વાર્ધમા પા ૬૨ પર લખ્યુ છે કે, "**जैनश्रमण मत्स्य, मास, सुरा वगेरे पदार्थ घेत नसे**" આ વાતને પણ તેઓ ભૂલી ગયા ! વૃદ્ધાવસ્થાનુ કારણ હો કે કોઈ અન્ય પ્રકારની ધૂનનુ કારણ હો ! કૌસામ્બીજી વૃદ્ધાવસ્થાના

પછી તે દિવાનખાનામા બેઠા પત્ર વાચતા વાચતા શેઠ બોલ્યા, ‘ એય “ સૈન્ધવ ” લઈ આવ ’ નોકર તો, જી હજુર, કહીને દોડયો, અને રસોડામાથી વાડકી ભરી મીઠું લઈ આવ્યો ને બોલ્યો, લ્યો ! ‘ સૈન્ધવ ’ હાજર છે, શેઠ ઉશ્કેરાઇને બોલ્યા, ‘ બેવકુફ, નાલાયક, અહી શુ ખાવાનુ છે ? મારે તો બહારગામ જવાનુ છે. બીજા નોકરે ‘સૈન્ધવ’ (ઘોડો) લાવી હાજર કર્યો ઘોડા પર બેસીને શેઠ બહારગામ ગયા

પ્રિય પાઠકો ! સૈન્ધવનો અર્થ ઘોડો પણ થાય છે ને મીઠું પણ થાય છે જે વિચક્ષણ, વિવેકી, બધી રીતે સમજદાર છે તે નોકર ખાવાના સમય પર ‘સૈન્ધવ’ થી મીઠુ સમજે છે ને ગામ જવાના સમયે ‘સૈન્ધવ’ થી ઘોડો સમજે છે જ્યા જે વસ્તુની જરૂર તે વસ્તુ લાવી તે હાજર કરે છે માત્ર તે શબ્દને વળગી રહેતો નથી દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવને પણ તે જુએ છે

ભગવતીજીના ઉક્ત પાઠમા, પટેલ ગો જી ભાઇએ, પેલા શેઠના નોકર જેટલી જ ભૂલ કરી છે અને એનાથી ડબલ ભૂલ કૌસામ્બીજીએ કરી, કારણ કે બિચારા પટેલ ગો. જી. ભાઈ તો પૈસા કમાવાના ચક્કરમા ચકમ બન્યા હતા ગુજરાત વિદ્યાપીઠ સસ્થામા અભ્યાસ કરવા, અમુક અમુક ભાષા યા વિષય ગ્રથોને, અભ્યાસક્રમમા રાખ્યા અમુક વર્ષોનો અભ્યાક્રમ બનાવ્યો વિદ્યાપીઠને, જો કોઈ વિદ્યારસિક, નિસ્પૃહ, કનકકામિનીનો ત્યાગી, પરમાર્થની સાધનાને માટે અધ્યાપક મળી જાય તો એનાથી રૂડુ બીજુ

શુ ! પરતુ પાઠકો ! મને માફ કરજો, મને કહેવા દો કે ભારત વર્ષમા ઉક્ત નિસ્પૃહ, આચાર્ય અધ્યાપકો ઘણા વખતથી મળવા મુશ્કેલ બની ગયા છે હવે તો આ વિલા-સમય જમાનામા મોટે ભાગે અર્થપ્રિય અધ્યાપકાચાર્યો રહી ગયા છે. અને એમની પાસે, મોટે ભાગે, ભણનાર આજ અભિલાષથી (ઈચ્છાથી) આવે છે કે જલ્દી જલ્દી ભણીને ક્યાક નોકરીમા જોડાઈ જાઉં અને પૈસા કમાઉં અને સાથે સાથે કીર્તિ મળે તો તે પણ લઉં

પટેલ ગો. જી ભાઈની બુદ્ધિ, જુવાનીના ઉકળતા લોહીમા અસ્તવ્યસ્ત થઈ હોવાથી, એમણે જેમતેમ કઢ ગો લેખ લખી દીધો પરતુ મારા આત્મબધુ ધર્માનદ કોસા-મ્બીજી, વૃદ્ધ હોવાથી, થોડો વધુ વિચાર કરી શકે તેમ હતુ તેઓ કોઈ જૈનાચાર્ય તથા ગુરુ પાસેથી જૈન તત્વો-નો અભ્યાસ કરનાર કોઈ અભ્યાસી વિદ્વાનને મળી શક્યા હોત, તો તેમના વિચારોનુ યથાર્થ્ય–સત્યાસત્ય–તેમને જરૂર મળી શક્યું હોત ! પણ તેમણે તે કશું જ ન કરતા, માત્ર પટેલ ગો જી ભાઇને ગુરુ માન્યા ને લખી દીધુ કે "खुद महावीर स्वामी मांसाहार करीत होते, या संबधी सबळ पुरावा सध्या पुढे आला आहे"

આમને શું કહેવુ ભાઇ ! એમણે જાતે–"ભગવાન બુદ્ધ" પૂર્વાર્ધમા પા ૯૨ પર લખ્યુ છે કે, "जैनश्रमण मत्स्य, मास, सुरा वगेरे पदार्थ घेत नसे" આ વાતને પણ તેઓ ભૂલી ગયા ! વૃદ્ધાવસ્થાનુ કારણ હો કે કોઈ અન્ય પ્રકારની ધૂનનુ કારણ હો ! કોસામ્બીજી વૃદ્ધાવસ્થાના

કારણે એ ભૂલી ગયા કે, ઇસ્વીસન ૧૯૪૧ પહેલાં ‘ભગવાન બુદ્ધનુ જીવન ચરિત્ર’ અનેક લેખકોએ અનેક ભાષાઓમા લખ્યા, પરંતુ કોઇએ પણ, એમ નથી લખ્યુ કે જૈન શ્રમણ અથવા શ્રમણનાયક મહાવીર સ્વામી માસ ખાતા હતા પ્રાચીન ઈતિહાસ જોતા માલમ પડશે કે, જૈનો અથવા બૌદ્ધોને પરસ્પર શાસ્ત્રાર્થ થયો હતો એ શાસ્ત્રાર્થોમા, એક લેખમા બૌદ્ધોનો માસાહાર અયોગ્ય છે.” એ વિશેની ચર્ચા મળે છે (હરિભદ્રસૂરીનુ, ચર્ચાત્મક અષ્ટક-પરિશિષ્ટ પ્ર મા જુઓ.) એમા કોઈ બૌદ્ધે પોતાના બચાવ માટે, એમ ન કહ્યુ કે—અમે બૌદ્ધ માસ ખાઈએ છીએ—તેમ જૈનો પણ ખાય છે! અને એની સાબિતી માટે તમારા શાસ્ત્રમા સબળ પૂરાવા (પ્રમાણ) છે!

ધર્માનંદ કૌસામ્બીજીએ, પટેલ ગો જી ના લેખને ગુરુ માનીને “**जैन श्रमणाच्या मांसाहार**” લખવાનુ અયોગ્ય ને અજુગતુ સાહસ કર્યુ છે આમ કૌસામ્બીજીની ભૂલ ડબલ છે અને એનુ કારણ એમની ભ્રમણાજ છે.

પ્રિય પાઠકો! હવે ભગવતીજીના વિવાદાત્મક પાઠનો વાસ્તવિક (સાચો) અર્થ કર્યો છે, એ પ્રામાણિક આધારોથી, સમાધાન માટે લખીએ છીએ. આશા છે કે આપ તે ધ્યાનપૂર્વક વાચશો ને તેના તથ્યને ગ્રહણ કરશો.

## પ્રકરણ ૩૦ મું.

### મહાવીર સ્વામીએ બીજોરાનો પાક લીધો.

શ્રી શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ દીક્ષા લીધા બાદ, બે વર્ષમા મ ખલીપુત્ર ગૌશાલક, ભગવાનના શિષ્ય બન્યા ભગવાનની સાથે તે છ વર્ષ રહ્યા ત્યારબાદ ગૌશાલક જુદા પડી ગયા અષ્ટાગ નિમિત્તના બળથી, જિન, અર્હન્, સર્વજ્ઞ, કેવલી, નહિ હોવા છતા પણ જિન આદિ નામોથી તે (ગૌશાલક) પ્રસિદ્ધ થવા લાગ્યા

"तेण से गोसाले मखलिपुत्ते, तेण अट्ठगस्स महानिमित्तस्स केणइ उल्लोयमेत्तेण सावत्थीए नयरीए अजिणे जिणप्पलावी, अणरहा अरहप्पलावी, अकेवली केवलीप्पलावी असव्वण्णू सव्वन्नुप्पलावी अजिणे जिणसद्दपगासे माणे विहरइ"

( भगवती श १५ )

**ભાવાર્થ** - એ મ ખલીપુત્ર ગૌશાલક, અષ્ટમહાનિમિત્ત (દિવ્ય, ઔત્પાત, આતરિક્ષ, ભૌમ, આગ, સ્વર, લક્ષણ અને વ્યજન) થી, કોઈ એવા ઉપદેશથી શ્રાવસ્તી નગરીમા, અજિન, હોવા છતા પણ, હુ જિન છુ, એમ પ્રલાપ

કરતા કરતા, અર્હંત્ નહિ હોવા છતા પણ, હુ અર્હંત્ છુ, એમ મિથ્યા બકબાદ કરતા કરતા, કેવળી નહિ હોવા છતા પણ, હુ કેવળી છુ, એમ નિરર્થક બોલતા બોલતા, સર્વજ્ઞ ન હોવા છતા પણ, હુ સર્વજ્ઞ છુ, એમ મિથ્યાવાદ કરતા કરતા અજિન હોવા છતા જિનનો પ્રકાશ કરતા કરતા વિચરતા હતા.

ભગવાન મહાવીર સ્વામીને કેવળ જ્ઞાન થયા બાદ, ચૌદ વર્ષમા ગૌશાલક ભગવાનની પાસે આવ્યા, અને ભગવાનથી વાદ (વાદવિવાદ) કરવા લાગ્યા પરતુ પાછળથી, વિજય પ્રાપ્ત ન થઈ શકવાથી, ભગવાનને મારવાની ઈચ્છાથી તેમણે તેજોલેશ્યા (દાહક શક્તિ વિશેષ) ભગવાન ઉપર ફેંકી અને કહ્યુ કે, આથી છ મહિનાની અદર તુ મરણ પામીશ.

**" तएणं से गोसाले मखलिपुत्ते सएणं तेएणं अन्नाइट्ठेसमाणे समणं भगवं महावीर एवं वयासी-" तुमं णं आउसो कासवा ? मम तवेण तेएणं अन्नाइट्ठे समाणे अंतो छण्हं मासाणं पित्तज्जरपरिगयसरीरे दाहवकंतीए छउमत्थे चेव कालं करेस्ससि "**

ભાવાર્થ—તે મખલી પુત્ર ગૌશાલકે, પોતાની તેજો લેશ્યાથી પરાભવ પામીને, ભગવાન મહાવીર સ્વામીને આ પ્રમાણે કહ્યુ કે, 'હે આયુષ્યમાન્ કાશ્યપ ! મારી તપોજન્ય તેજો લેશ્યાથી, પરાભવ પામીને, છ મહિનાને અતે, (તારૂ) શરીર પિત્તજવર દાહયુક્ત થશે ને તે ઉદ્ગ

બિમારીના દુઃખથી દુઃખી થઇને, છદ્મસ્થ અવસ્થામા કાળ (મરણ) પામીશ

મતલબ એ છે કે ગોશાલે, ભગવાન ઉપર તેજોલેશ્યા ફેંકી, પરંતુ એની અસર, ભગવાનનો પ્રાણ લેવા કામયાબ (શક્તિમાન) નીવડી નહિ ભગવાનના શરીરને સ્પર્શ માત્ર જ થયો તે તેજોલેશ્યા, ભગવાનની પ્રદક્ષિણા કરી, અને ગોશાલના શરીરમા પાછી પ્રવેશી ગઈ એથી ભગવાને દયા ફરમાવતા ગોશાલને કહ્યુ

"तएणं समणे भगव महावीरे गोसाल मखलिपुत्त, एवं वयासी-" नो खलु अह गोसाला ! तव तवेण तेएणं अन्नाइट्टे समाणे अन्तो छण्ह जाव-काल करेस्सामि, तुम णं गोसाला ! अप्पणा चेव सएण तेएण अन्नाइट्टे समाणे अन्ते सत्तरस्स पित्तज्जरपरिगयसरीरे जाव-छउमत्थे चेव काल करेस्ससि"

( भगवती श १५ )

**ભાવાર્થ**—ત્યારે શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ, મંખલીપુત્ર ગોશાલને આમ ફરમાવ્યુ કે-ગોશાલક ! હુ તારી તપોજન્ય તેજોલેશ્યાથી પરાભવ પામીને છ મહિનાના અંતે મરણ નહિ પામુ, પરંતુ આજથી સોળ વર્ષ સુધી, તીર્થંકરત્વ સહિત, ગન્ધહસ્તીની જેમ ભૂમંડળમા વિચરીશ પરંતુ હે ગોશાલ ! તુ ખૂદ તારી જ તેજોલેશ્યાથી પરાભવ પામી, સાત રાત્રિના અંતે પિત્ત જવરથી પીડિત શરીરવાળો બની છદ્મસ્થ (અજિન) અવસ્થામા જ કાળ (મરણ) પામીશ.

પાઠકો ! કૌસામ્બીજી આ વિષયમા લખે છે કે

**" महावीर स्वामीनें त्याला शाप दिला कीं—तूं सातव्या रात्रीं पित्तज्वरानें पीडित होऊन मरण पावशील त्यां प्रमाणे गोसाल सातव्या रात्रीं मरण पावला "**

આનો અર્થ એમ છે કે મહાવીર સ્વામીએ ગોશાલને શાપ આપ્યો કે તુ સાતમી રાત્રીએ પિત્તજ્વરથી પીડિત થઇને મરણ પામીશ, એ પ્રમાણે ગોશાલ સાતમી રાત્રીએ મરણ પામ્યો

વાચકો ! અજ્ઞાત કૌસામ્બીજી કહે છે કે—મહાવીર-સ્વામીએ ગોશાલને શાપ આપ્યો! શાપ આપવો એ, તીર્થંકરોને માટે તો શુ, પણ એક સાધારણ જૈનત્વમા રહેનાર મુનિને માટે પણ અયોગ્ય છે અર્થાત્ સાધારણ જૈનમુનિ પણ શાપ આપી શકતા નથી કારણ કે શાપ આપવો તે સ્વ—પરની મહાહિંસા છે શાસ્ત્રમા કહ્યુ છે કે, મુનિએ કોઇને શાપ અથવા આશિષ આપવા જોઈએ નહિ. એ બન્ને રાગદ્વેષના કારણ છે—સંસારવૃદ્ધિના કારણ છે

મહાવીર સ્વામીએ શાપ નહોતો આપ્યો પણ એમણે તેનુ ભવિષ્ય-યથાર્થ ભવિષ્ય બતાવ્યુ જો ભગવાને તેને મરણનો વખત—સમય ન બતાવ્યો હોત તો તે તેના અન્તિમ સમયમા સત્—શ્રધ્ધાન ( સાચી શ્રદ્ધાવાળો ) બનત નહિ અને એનુ જીવન પણ સુધરત નહિ કહ્યુ છે કે—

**" तएणं तस्स गोसालस्स मखलिपुत्तस्स सत्तरत्तसि परिणममाणंसि पडिलद्धसम्मत्तस्स अयमेयारूवे अब्भत्थिये**

जाव समुपज्जित्था-" णो खलु अहं जिणे, जिणप्पलावी, जाव जिणसद्द पगासेमाणे विहरति (विहरिते) अहं ण गोसाले चेव मखलिपुत्ते समणधाए, समणमारए, समण पडिणीए, आयरिय उवज्झायाणं अयसकारए, अवन्नकारए, अकित्तिकारए, बहूहिं असब्भावुब्भावणाहिं, मिच्छत्ताभि निवेसेहिं य अप्पाणं वा परं वा, तदुभयं वा वुग्गहेमाणे वुप्पाएमाणे, विहरित्ता, सएणं तेएणं अन्नाइट्ठ समाणे अन्तो सत्तरत्तस्स पित्तज्जरपरिगयसरीरे दाहवक्कंतीए छउमत्थे चेव कालं करेस्सं "

( भगवती श १५ पृ ३९१ )

**ભાવાર્થ**—હવે તે ગોશાલકને, સાતરાત્રિ પસાર થતા સમ્યક્ત્વ-રત્ન પ્રાપ્ત થયુ. અને એનો આ પ્રકારનો અધ્યવસાય (ભાવ) સંકલ્પ ઉત્પન્ન થયો કે-હું ખરેખર (વાસ્તવિક-સાચો) જિન નથી, તો પણ હું જિન છું એવો પ્રલાપ કરીને વિચરતો હતો હું શ્રમણને ( સર્વાનુભૂતિ મુનિ-સુનક્ષત્રમુનિ ) મારનાર, ઘાત કરનાર, શ્રમણોનો (દુશ્મન) વિરોધી, આચાર્ય ને ઉપાધ્યાયનો (મારા ધર્માચાર્ય ને ઉપાધ્યાય, શ્રમણ ભગવાન મહાવીર સ્વામી ) અપયશ કરનાર, અવર્ણવાદકારક અને અપકીર્તિ કરનાર, મંખલીપુત્ર ગોશાલક છું તથા ઘણી અસત્-ભાવનાઓથી અને મિથ્યાત્વાભિનિવેશથી, મને, બીજાને અને સ્વપર બન્નેને વ્યુદ્ગ્રાહિત-ભ્રાન્ત કરી વિચરીને, મારી જ તેજોલેશ્યાથી પરાભવ પામી, સાતરાત્રિના અંતે, પિત્તજ્વરથી

વ્યાપ્ત શરીરવાળો બની, દાહની ઉત્પત્તિથી છદ્મસ્થ અવસ્થામા કાલ કરીશ ભગવાન મહાવીર સ્વામી જિન ભગવાન છે તેઓ સત્ય છે ભગવાન મહાવીર સ્વામીની પરમદયામયી વાણીથી જ ગોશાલકનુ અતિમ જીવન સુધર્યું અને એ મરીને બારમા અચ્યુત નામના દેવલોકમા, બાવીસ સાગરોપમની સ્થિતિવાળો દેવ થયો અને કાલાન્તરે, યથાર્થ શ્રમણત્ત્વની આરાધના કરી તે મોક્ષમા જશે, આ ભગવાનના સત્સગનુ પરિણામ છે

પ્રિય બધુઓ ! ગોશાલકે ભગવાન ઉપર જે તેજોલેશ્યા ફેકી હતી તેની અસર ભગવાનના શરીરમા સહેજ જ થઈ એથી દાહ કરવાવાળો પિત્તજ્વર ઉત્પન્ન થયો ને લોહીવાળા ઝાડા થવા લાગ્યા કહ્યુ છે કે—

**"तएय समणस्स भगवओ महावीरस्स सरीरगसि विउछे रागायके पाउभूए उज्जछे जाव–दुरहियासे पित्तज्जरपरिगयसरीरे दाहवक्कंतीए, यावि विहरति, अवियारं लोहियवच्चाइं पि पकरेंति"**

—भग १५ शतक

**ભાવાર્થ**—ત્યારે શ્રમણ ભગવાન મહાવીર સ્વામીના શરીરમા મોટો રોગ પ્રગટ થયો (શરીરમા તમામ રોગ ગુપ્ત રીતે હોય છે, અનુકૂળ કારણ મળતા તે પ્રગટ થાય છે) તે રોગ, સાધારણ સત્ત્વવાળા માણસને માટે, મહન

કરવો તે મહામુશ્કેલ છે, કેમકે રોગ ભયંકર છે, મહા પીડાનો અનુભવ કરાવવાવાળો છે ભગવાનના શરીરમાં જે રોગ ઉત્પન્ન થયો હતો તેનું નામ છે-દાહ (જવલન)યુક્ત પિત્તજવર એનાથી લોહીમિશ્રિત ઝાડા થતા હતા

તીર્થંકરોના શરીર સુદૃઢ હોવાથી, બિમારી વગેરેની, સાધારણ લોકોને ખબર પડતી નથી પરંતુ ભગવાન મહાવીરના રોગની જાહેરાત થવાનું કારણ એ હતું કે લોકોએ ગોશાલકની વાત સાંભળી હતી કે મહાવીર સ્વામી, જવલન યુક્ત પિત્તજવરથી છ મહિનામાં મરી જશે કહ્યું છે કે—

**" चाउवन्न वागरेति–" एवं खलु समणे भगवं महावीरे गोसालस्स मखलिपुत्तस्स तवेणं तेएणं अन्नाइट्ठ समाणे अन्तो छण्हं मासाणं पित्तज्वरपरिगयसरीरे दाहवक्तीए छउमत्थे चेव कालं करेस्सति "**

**—भगवती श १५**

**ભાવાર્થ**—ચારે વર્ણના મનુષ્યો કહેવા લાગ્યા કે (એક બીજાને–અરસપરસ) શ્રમણ ભગવાન મહાવીર સ્વામી, મંખલીપુત્ર ગૌશાલકના તપતેજથી, જવલનયુક્ત પિત્તજવર (જેમાં લોહીમિશ્રિત ઝાડા થાય છે) ના કારણે, છ મહિનાને અંતે, છદ્મસ્થ અવસ્થામાંજ કાળ કરશે (મરણ પામશે) ભગવાન મહાવીર સ્વામી, પોતાનો આત્મા અનંતબલી (અનંત બળવાળો) નિર્મોહી હોવાથી, તે તરફ જરા પર લક્ષ આપતા નહોતા તેઓ જાણતા હતા કે શરીરજાત રોગ શરીરમાં કંઈ પણ કરે, એનો મારી સાથે, થોડા સમય-

પૂરતો જ સયોગ છે નિમિત્ત લઈને રોગ પ્રાપ્તિ થઈ છે, નિમિત્ત લઇને, એનો નાશ થશે આ પ્રકારના જ્ઞાનસ્વરૂપ ભગવાન મહાવીરે સાવત્થી નગરીથી વિહાર કર્યો અનેક ગામ, નગર, ફરતા ફરતા ભગવાન મહાવીર સ્વામી, મેઢીક ગામમા આવ્યા ગામની બહાર, 'સાલ (ણુ) કોષ્ઠક બગીચામા અનેક સાધુઓ સહિત પધાર્યા જનતા ભક્તિભાવથી તેમને વદન વગેરે કરવા આવી દર્શન કરી જનતા પ્રસન્ન થઇ વાણી સાભળી આનદ પામી.

ભગવાન મહાવીરને એક શિષ્ય હતો એનુ નામ સિહ અણગાર હતુ તે ભારે તપસ્વી હતો કર્મક્ષય અર્થે તે નિરતર અટ્ઠમ અટ્ઠમની તપસ્યા કરતો હતો અને ઊચા હાથ કરી, સૂર્યના પ્રખર કિરણોના તાપની ઉષ્ણતાનો અનુભવ કરતો હતો તે મેઢીક ગામથી થોડે દૂર, રમણીય, કુદરતીને શોભાયુક્ત માલુયકચ્છ (વન)મા, તપોભૂમિમા ધ્યાન કરતો હતો

સિહ અણુગારના કાને, લોકો મારફત વાત આવી કે, ભગવાન મહાવીર સ્વામી બહુ બિમાર છે એ બિમારીના કારણે તેઓ છ મહિનાને અતે છદ્મસ્થ જ પામશે

આ વાતથી સિહ અણુગારનુ મન, ધ્યાનથી વિચલિત બની ગયુ અને તે તપોભૂમિથી નીકળી, તે માલુયકચ્છમા આવ્યો અને મોટેથી રડતા, ડૂસકા ભરતા, મનમા બહુ દુ ખ પામનો બોલવા લાગ્યો કે—

" इमेणं एयारूवेणं मह्या मणोमाणसियएण दुक्खेण

अभिभूए समाणे आयावणभूमीओ पच्चोरुभइ २ पश्चोरुमित्ता, जेणेव मालुयाकच्छए तेणेव उवागच्छइ, तेणेव उवागच्छित्ता, मालुयाकच्छग अन्तो अणुपविसइ, पालुया० २ अणुपविसित्ता हया २ मसद्देण कुहुकुहुस्स परुन्ने ”

( भग १५ शतक )

આનો અર્થ ઉપર બતાવ્યો છે

સિંહ અણુગારને, મહાવીર સ્વામી તરફ અત્યત ધર્માનુરાગ હોવાથી આમ બન્યુ. તત્ત્વથી જો જોઈએ તો એ સારુ બન્યુ—જૂઠા અપવાદનુ નિરાકરણ થયુ સત્યસ્વરૂપ જગતને જાણ્યુ સિહ અણુગારની ઉક્ત હાલત, ભગવાન મહાવીર સ્વામીના જાણમા આવી ગઈ એમણે પોતાની પાસે રહેતા સાધુઓને બોલાવી કહ્યુ કે—તમે જાઓ ને માલુયકચ્છમાથી મારા શિષ્ય સિંહઅણુગારને બોલાવી લાવો સાધુઓએ ભગવાન મહાવીરના વચનને સહર્ષ સ્વીકાર્યું ને સિંહ અણુગારને તેઓ તેડી લાવ્યા સિહ અણુગાર ભાવથી ભગવાનને વદન કરી નમ્યો ને પછી ભગવાનની પાસે બેઠા ખુદ ભગવાને સિહ મુનિને તમામ વાત પૂછી સિહ મુનિએ કહ્યુ કે ભગવન્! સર્વ સત્ય છે આપે બધુ જાણ્યું છે એમજ બન્યુ છે

ભગવાને કહ્યુ—એ સર્વ વાત ગલત—ખોટી છે હુ હમણા મરવાનો નથી હજી તો હુ સાડા પદર વર્ષ સુધી વિચરીશ “ अहन्नं अन्नाइ अद्धसोलसवासाइ जिणे सुहत्थी

विहरिस्सामि " વત્સ સિંહ! આ રોગનો અંત આજે જ છે. તું પ્રસન્ન થઈને અત્યારે રેવતી શ્રાવિકાને ઘેર જા ને બીજોરાનો પાક લઈ આવ હું એ ખાઈને નીરોગી બનીશ. રોગ મટવાનું નિમિત્તકારણ, નિશ્ચય જાણવાથી, એમ ફરમાવ્યું, સિંહ! આ પણ ધ્યાનમાં રાખવું કે રેવતીએ મારે માટે ખાસ કોળા પાક (કોળાનો પાક) બનાવ્યો છે તે આધાકર્મી દોષવાળો હોવાથી મારે કામમાં આવશે નહિ, પરંતુ બીજો પાક કાલે, માર્જાર નામના વાયુને શાંત કરવા માટે, બિજોરાનો બનાવ્યો છે, તે લઈ આવવો

સિંહ મુનિ ભગવાન મહાવીર સ્વામીનું ફરમાન સાંભળી ઘણોજ રાજી થયો તે રેવતીના ઘેરથી બીજોરાનો પાક લાવ્યો ભગવાને વીતરાગ ભાવથી, તે ખાધો તેથી તમામ રોગ નાશ પામ્યા શરીર નીરોગી બન્યું અને એથી બધા રાજી થયા.

પ્રિય પાઠકો! આટલું પૂર્વકથન કર્યા બાદ, ઉક્ત વિવાદગ્રસ્ત ભગવતીજીનો પાઠ જોઈને, એનો અત્રે યથાર્થ સાચો અર્થ આપવામાં આવે છે. ફરી વાર, એની ચર્ચા આગળના પ્રકરણમાં ચલાવવામાં આવશે

**तं गच्छपण तुम सीहा! मेढियगाम नगरं रेवतीए गाहावतिणीए गिहे, तत्थणं रेवतीए गाहावतिणीए, ममं अट्ठाएदुवे कवोयसरीरा उवक्खडिया तेहिं नो अट्ठो, अत्थि से अन्ने परियासिए मज्जारकडए कुकुडमसए तमाहारादि एएणं अट्ठो "**

**ભાવાર્થ**—હે સિંહ ! તું મેઢિક ગ્રામનગરમાં રેવતી ગૃહપત્નીના ઘર પર જા ત્યાં રેવતી ગૃહપત્નીએ મારે માટે બે કોળાના ફળનો સંસ્કાર તૈયાર કરીને રાખ્યો હશે તેનું મારે પ્રયોજન નથી-કામ નથી પરંતુ તેણે ગઇ કાલે, માર્જાર કૃત-માર્જારનામક વાયુને શાંત કરનાર, બીજોરાનો પાક બનાવ્યો છે, તે લઈ આવ, તેનું મારે પ્રયોજન છે, આ ઉપરોક્ત પાઠનો અર્થ છે

"कपोतक-पक्षिविशेषस्तद्वर्णे फले, वर्णसाधर्म्यात् कपोतेकूष्माण्डे, ह्रस्वे कपोते कपोतके, तेचते शरीरे वनस्पतिजीवदेहत्त्वात् कपोतकशरीरे, अथवा कपोतशरीर इव धूसरवर्णसाधर्म्यादेव कपोतकशरीरे कूष्माण्डफले एव ते उपसंस्कृते तेहिं नो अत्थोत्ति ' बहुपापत्त्वात् । मार्जारो वायुविशेषस्तदुपशमनाय कृत संस्कृत मार्जारकृतम् । अपरे इत्याहुः-मार्जारो-विडालिकाभिधानो वनस्पतिविशेष· तेन कृत भवित यत्तत्तथा किं तद् ? इत्याहुः कुर्कुटमासकबीजपूरक कटाह आहाराहि त्ति निरवद्यत्वात् । इति

ટીકાનો અર્થ-કપોતક નામ પક્ષિવિશેષ-એના વર્ણ-સાધર્મ્યના ફળ-કૂષ્માંડ (કોળુ) કૂષ્માંડના નાના ફળને કપોતક કહે છે ( कपोतक-શબ્દમાં कपोत શબ્દના અલ્પાર્થમાં ' क ' પ્રત્યય આવેલ છે) કપોતક કે જેનું આ શરીર છે તેને કપોતકશરીર કહે છે, કેમકે—તે વનસ્પતિ જીવ દેહ છે એ માટે ધૂમ્રવર્ણ-સાધર્મ્યથી કપોતક (કબુતર)ના શરીરની માફક કપોતક ( कूष्माण्ड )નુ શરીર હોવાથી,

કપોતકશરીર શબ્દથી કૂષ્માણ્ડ ફળનો જ અર્થ ગ્રહણ કરવામા આવે છે

માર્જાર નામનો એક વાયુ વિશેષ છે એને શાત કરવા માટે બનાવેલ પાકવિશેષને 'માર્જારકૃત' કહે છે બીજા એમ કહે છે કે, માર્જારનામક–બિડાલિકા નામની વનસ્પતિ વિશેષ છે તેમાથી કરેલ સસ્કાર (પાક)ને 'માર્જારકૃત' કહે છે कुर्कुटकमासकं–बीजपूरकम् ( બીજોરા ફળ વિશેષ, એના પાકને તુ લઈ આવ–તે નિરવદ્ય છે )

ભગવાન મહાવીર સ્વામીની આજ્ઞા લઈ, સિહ અણુગાર અત્યત ખૂશ થયો. ખુશ થઈને, સાધુમર્યાદાનુ અવલબન પાળી, રેવતાગાથા પત્નીને ઘેર ગયો

શ્રાવક મર્યાદાનુસાર, સિહ અણુગારની, રેવતી શ્રાવિકાએ વિનયભક્તિ કરી વિનયભક્તિ બાદ, મુનિને પૂછ્યુ, હે મહાનુભાવ ! આપનુ અહી આવવાનુ પ્રયોજન શુ છે ?

મુનિએ સર્વ વૃત્તાત કહ્યો–જે ભગવાન મહાવીર સ્વામીએ તેને કહ્યો હતો તેણુ કહ્યુ છે કે, આજનો બનાવેલ કોળાનો પાક આપીશ નહિ કેમકે તે, તે ભગવાન મહાવીર સ્વામીને માટે બનાવ્યો છે એ આધાકર્મી દોષવાળો છે. છે પણ ગઈ કાલે, માર્જારવાયુને શાત કરવા જે બીજોરાનો પાક બનાવ્યો છે તે આપ, તે નિર્દોષ છે અને એનાથી ભગવાન મહાવીર સ્વામીનો રોગ નષ્ટ થશે

રેવતી ગાથાપત્નીએ આશ્ચર્યથી પૂછ્યુ 'મારી આ ગુપ્ત વાત આપે કેવી રીતે જાણી લીધી ?'

મુનિએ કહ્યુ ‘ હુ જાતે જાણુતો નથી, પરતુ મારા ધર્માચાર્ય મહાવીર સ્વામીએ મને તે વાત બતાવી, જેથી હુ જાણુ છુ ’

આ સાભળીને, પ્રસન્ન થતી રેવતી ભોજનશાળામા ગઈ ભોજનશાળામા જઇને, વાસણ ખોળીને, સિંહ અણુગારની પાસે આવી અને એ સઘળો બીજોરાનો પાક તેણે સિંહ અણુગારના પાત્રમા નાખી દીધો કહ્યુ છે કે–

"तएण सा रेवई गाहावतिणी सीहस्स अणगारस्स अतिय अयमट्ठ सोच्चा निसम्म हट्ठतुट्ठा जेणेवभत्तघरे तेणेव उवागच्छइ, तेणेव उवागच्छइत्ता, पत्तग मोएति, पत्तग मोइत्ता जेणेव सिहे अणगारे तेणेव उवागच्छइत्ता, सीहस्स अणगारस्स पडिग्गसि त सव्वं निस्सिरति ॥ "

આનો ભાવાર્થ ઉપર આવી ગયો છે તો પણ પાઠકો એટલુ જરૂર ધ્યાનમા રાખે કે બધ પાત્ર ખોલીને રેવતીએ મુનિને દાન આપ્યુ તે દેય વસ્તુ–(આપવાવાળી વસ્તુ) પાક હતો આજ પણ એ વાત પ્રસિદ્ધ છે કે–

મુરબ્બો વગેરે પાક ઔષધિ વિશેષને માટે, કોઈ ખાસ પાત્રમા સુરક્ષિત રીતે રખાય છે " पत्तंग मोपत्ता " એ પાઠ પણ નિરામિષ, નિર્દોષ પદાર્થની સાબિતી બતાવે છે

## પ્રકરણ : ૩૧મું

## માંસાર્થ નથી

પ્રિય પાઠકો ! શ્રમણ ભગવાન મહાવીર સ્વામીની બિમારીમા '**માસ**' અર્થ કઈ રીતે થઇ શકે ? સાધારણ ચિકિત્સક પણ એ જાણે છે કે–બિમારની શરીર પ્રકૃતિ ઉષ્ણ (ગરમ) હોય છે ત્યારે શીતોપચાર કરવામા આવે છે અને શીતપ્રકૃતિવાળા માટે ઉષ્ણોપચાર કરવામા આવે છે

ભગવાન મહાવીર સ્વામીના શરીરમા બિમારી હતી તે જગજાહેર હતુ "पित्तज्जरपरिगयसरीरे दाहवक्कन्तीए" દાહ (ઉષ્ણ, જ્વલન યુક્ત) પિત્તજ્વર યુક્ત શરીર હતું. બિમારી ગરમ પ્રકારની હતી એથી જ ખુન યુક્ત (લોહી વાળા) ઝાડા થતા હતા. ઉક્ત બિમારીનાશક બિજોરાપાક યુક્ત બને છે આજ જે ઉપલબ્ધ છે તે પુરાતન વૈદક ગ્રંથોમા તે સાબિત થાય છે.

" मातुलुङ्ग (कः) पु.

छीलङ्कवृक्षे । हिं–બીજોરા–गुणाः

" स्यान्मातुलुङ्ग कफवातहन्ता क्रमीणा जठरामयघ्नः ।
स दूपितरक्तविकारपित्तसदीपनः शूलविकारहारी ॥ "

तत्फल गुणा.–श्वासकासारुचिहरं, तृष्णाघ्न कण्ठशोधनम् ।

दीपनं लघु रुच्य च, मातुलुङ्गमुदाहृतम् ॥ " पृ. ७४२

અર્થ—બીજોરા કફ અને વાત નાશ કરનાર, પેટના કીડાને નષ્ટ કરનાર, દુષિત રક્ત (લોહી) વિકાર મટાડનાર છે.

मातुलुङ्ग—બીજોરાના ફળના ગુણ આ પ્રકારના છે

શ્વાસ, ખાસી તથા અરુચિને નષ્ટ કરનાર, તૃષ્ણા (તરસ)ને નષ્ટ કરનાર અને કંઠને શુદ્ધ કરનાર છે દીપક, લઘુ (હલકુ) અને રુચિકારક છે

सुश्रुतसंहिता पृ ३२७ " बीजौरा "–બીજોરૂ

" श्वासकासारुचिहर, तृष्णाघ्न कण्ठशोधनम् ।
लघ्वम्ल दीपन हृद्य, मातुलुङ्गमुदाहृतम् ॥

त्वक् तिक्ता दुर्जरा तस्य, वातक्रिमिकफापहा ।
स्वादु शीत, गुरु, स्निग्ध मांसमारुतपित्तजित् ॥ "

અર્થ—માતુલુંગ શ્વાસ, ખાસી અને અરુચિને હરનાર, તૃષા છીપાવનાર, કંઠ શુદ્ધ કરનાર, લઘુ, ખાટું, દીપન તથા રુચિકર છે એની છાલ તીખી અને પચવામા કઠિન (ભારે) છે તે વાત, કૃમિ અને કફને નષ્ટ કરનાર છે એનો ગુદ (માસ) સ્વાદુ, શીતલ, ગુરુ, સ્નિગ્ધ છે અને વાયુ તથા પિત્તને નાશ કરનાર છે.

ભગવાન મહાવીર સ્વામીને, દાહયુક્ત પિત્તજ્વરની

બિમારીનો નાશ કરવા બીજોરાનો પાક યોગ્ય જણાયો. તેથી ભગવાને સાફ સાફ કહ્યુ કે, 'હે સિંહ! કોળાનો પાક લાવીશ નહિ, તે આધાકર્મી દોષવાળો હોવાથી મારે કામનો નથી બીજોરાનો પાક લાવજે તે નિર્દોષને ઉપયુક્ત છે આ પ્રથમ કારણ છે

હવે બીજુ કારણ જોઇએ રેવતી શ્રાવિકા, સમ્યકત્વ-યુકત બાર વ્રતને પાળતી હતી એના ઘરમા માંસ હોવુ તે બિલકુલ અસંભવિત છે અને ત્યાથી માંસ મળ્યુ (સિંહ માંસ લાવ્યો) એમ કહેવુ તે તદ્દન અસત્ય છે

ત્રીજુ કારણ—શાસ્ત્રકારો લખે છે કે—

**" तएणं तीए रेवतीए गाहावतिए तेण दव्वसुद्धेण, जावदाणेण, सीहे अणगारे पडिलाभिए समाणे देवाउए निबद्धे उहा वि जयस्स जाव-जम्मजीवियफले रेवतीए गाहावतिणीए रेवती० (२)।"**

( भग० १५ श )

અર્થ—રેવતી ગાથા પત્નીએ, કોઇપણ પ્રકારના ફળની આકાંક્ષા (ઇચ્છા) રાખ્યા વગર, શુદ્ધ દ્રવ્યભૂત—બીજોરાનો પાક સિંહ અણગારને વહોરાવ્યો, એમા સિંહ અણગાર પણ, શુદ્ધ સાધુભાવમા સ્થિત (હોવાથી), સંયમ તપની વૃદ્ધિ માટે, શુદ્ધ, નિર્દોષ પદાર્થ લેનાર છે આથી બીજોરાના પાકનુ દાન સુપાત્રે છે દેય—બીજોરાનો પાક, પણ શુદ્ધ દ્રવ્ય હોવાથી—દ્રવ્ય શુદ્ધ છે આપનાર—રેવતી ગાથા

પત્ની આકાંક્ષા રહિત દાન કરવાવાળી હોવાથી, દાતૃ-શુદ્ધ છે આથી દેવગતિમા જાવા યોગ્ય, રેવતીએ 'દેવાયુષ્ય' બાધ્યુ ભગવતી સૂત્ર ૧૫મા શતકના પાછલા પ્રકરણમા કહ્યુ છે કે, "હે ગૌતમ! પ્રથમ હુ માસ ક્ષમણના પારણાના દિને, ત તુવાયની શાળાથી નીકળીને, નાલદાના બહારના ભાગના મધ્ય ભાગમા થઈને, જ્યા રાજગૃહ નગર છે ત્યા આવ્યો રાજગૃહ નગરમા ઉચ્ચ, નીચ, અને મધ્યકુલમા આહાર લેવા માટે, ફરતા ફરતા વિજયનામના ગાથાપતિના ઘરમા પ્રવેશ કર્યો એ વખત તે વિજયગાથાપતિ, મને આવતો જોઈને, પ્રસન્ન અને સ તુષ્ટ થયો આસન પરથી ઉઠીને, સિ હાસનનો ત્યાગ કરી, પાદુકાનો તેણે ત્યાગ કર્યો એક વસ્ત્રથી ઉત્તરાસ ગ કરી બે હાથ જોડીને, મારી સામે સાત પગલા આગળ આવ્યો સામે આવીને, વિધિ, વિનય પૂર્વક નમસ્કાર કર્યો મને રસોડામા લઈ જઈને, બહુ અશન પાન, ખાઈમ, સાઈમરૂપ આહાર, સત્કારપૂર્વક આમ ત્રણ આપી વહોરાવ્યા આહાર આપ્યા પહેલા પણ તે સ તુષ્ટ હતો, આહાર આપવાના સમયે પણ તે સ તુષ્ટ હતો, આપ્યા બાદ પણ તે સ તુષ્ટ હતો આ રીતે, દ્રવ્યશુદ્ધ, દાતાશુદ્ધ ને પાત્રશુદ્ધિથી, મન, વચન ને કાયાની શુદ્ધિથી, તથા ત્રિકરણ શુદ્ધિથી મને દાનથી, પ્રતિલાભ કરી તે વિજયગાથાપતિએ દેવાયુષ્ય બાધ્યુ જેને બહુ સ સાર પરિભ્રમણ કરવાનુ છે તે દાન વગેરે પ્રવૃત્તિથી, સ સાર પરિભ્રમણ કમ ( ઓછુ ) કરે, એને સ સારપરિત કર્યુ કહેવાય વિજયે પણ સ સાર પરિત કર્યુ અને એના ઘરમા પાચ દિવ્ય પ્રગટ થયા ૧

વસુધારાની વૃષ્ટિ, ૨ પચ વર્ણીય ( પાચ રગના ) પુષ્પોની વૃષ્ટિ, ૩ વસ્ત્રની વૃષ્ટિ, ૪ દેવદુન્દુભિનાદ, ૫ આકાશમા, આશ્ચર્યકારક દાન આપ્યુ, આશ્ચર્યકારક દાન આપ્યુ, એવી ઉદ્ઘોષણા ત્યારબાદ રાજગૃહના રસ્તે રસ્તે, ગલીએ ગલીએ, નરનારી, મુક્ત ક ઠે વિજયગાથાપતિના યશોગાન કરવાં લાગ્યાં ધન્ય છે વિજયને કે જેણે શુદ્ધ તપસ્વીને દાન આપ્યુ ! એનો જન્મ સફળ થયો છે ! કૃતાર્થ છે શુભ પુણ્યથી મળેલ દ્રવ્યનો શુભ કાર્યમા ઉપયોગ કર્યો ધન્ય છે ! વિજય ધન્ય છે !

આ પ્રમાણે રેવતીગાથા પત્નીના ઘર પર, ઉક્ત તમામ બનાવ બન્યા તેણે સસારપરિત કર્યું પાચ દિવ્ય પ્રગટ થયા મેઢિક ગ્રામનગરમા બહુ યશોગાન થયા

પ્રિય પાઠકો ! આપ ધ્યાનથી અને તટસ્થતાથી વિચાર કરશો તો જરૂર જણાશે કે—માસને કોઈએ પણ શુદ્ધ કહ્યું નહિ જો માસ શુદ્ધ નથી તો, " दव्वसुद्ध " દ્રવ્યશુદ્ધ કેમ હોઈ શકે ? માસ દેનાર દાતા પણ શુદ્ધ કેમ હોઈ શકે ? અને માસ લેનારને શુદ્ધ પાત્ર કેમ કહી શકાય ? અનેક શાસ્ત્રોથી એ સાબિત થયુ છે કે, માસ પકાવનાર, લેનાર, દેનાર, ખાનાર વગેરે બધા હિસક છે

' हन्ता पलस्य विक्रेता, सस्कर्ता भक्षकस्तथा ।
क्रेताऽनुमन्ता दाता च घातका एव यन्मनुः ॥ "

આનો અર્થ અગાઉ જણાવી દેવામા આવ્યો છે

કૌસામ્બીજી આદિ જે લોકોએ, ભગવતીજીના પાઠનું ઉદ્ધરણ આપીને, એનો અર્થ માસ કર્યો છે, તો તેમણે,

મનુના ઉપરોક્ત શ્લોકથી અને શાસ્ત્રના કથનથી, રેવતીમા હન્તા, સસ્કર્તા, દાતા ને ઘાતકા એ ચાર હિંસક દોષોને માનવા જ પડે બાકી રહેલા દોષો ( ક્રેતા, વિક્રેતા, ભક્ષક, આદિ અનુમાન કરવાથી આવી જાય છે)

ભગવાન બુદ્ધ અને એમના અનુયાયી, એમની શ્રદ્ધા અનુસાર ભલે માસ ખાતા હોય પરતુ યજ્ઞયાગાદિકમા હિંસા કરવાવાળાની અને હિંસા કરી માસ ખાનારની પ્રશસા તો નથી જ કરી અને મને ખાત્રી છે કે બુદ્ધશાસ્ત્રાનુસાર, અહિંસાને માનવાવાળા કૌસામ્બીજી વગેરે ઉક્ત સાત હિંસકોની પ્રશસા તો નહિ જ કરે તો પછી રેવતી ગાથાપત્નીના દાનની પ્રશસા, દેવ વગેરે સારા સારા શિષ્ઠ અને ધાર્મિક નરનારીઓએ કરી છે, પાચ દિવ્ય પ્રગટ થયેલ છે, દેવાયુષ્ય બાધ્યુ છે, સસારમા રખડપટ્ટી કરવાનુ ઓછુ થયુ છે। આ બધુ શું માસાહારી તથા માસદાતાને માટે બની શકે ? અથવા જો બની શકે તો તમામ શાસ્ત્રો શુ જુઠા છે ? કારણ કે માસાહારી નરકનો અધિકારી બને છે તે જ પ્રમાણે પચેન્દ્રિય પ્રાણીનો વધ કરનાર પણ નરકનો અધિકારી બને છે આ બધુ શું ઠાણાયગ આદિ સૂત્રોથી વિરુદ્ધ નથી ? અવશ્ય વિરુદ્ધ છે માસાહારી તથા પચેન્દ્રિયનો વધ કરનાર, નરકગામી બને છે અને કોઈપણ શિષ્ટ પુરુષે તેની પ્રશસા કરી નથી એમ જરૂર કહ્યુ છે કે હિંસા કરવાથી પાપ થાય છે પાપથી દારિદ્ર વધે છે દારિદ્રથી ફરી પાપ આચરે છે અને પાપના પ્રભાવથી દુર્ગતિમા ગમનાગમન કરે છે વળી એક વાત તો સોળે સોળ આના

વસુધારાની વૃષ્ટિ, ૨ પચ વર્ણીય ( પાચ રગના ) પુષ્પોની વૃષ્ટિ, ૩ વસ્ત્રની વૃષ્ટિ, ૪. દેવદુન્દુભિનાદ, ૫ આકાશમા, આશ્ચર્યકારક દાન આપ્યુ, આશ્ચર્યકારક દાન આપ્યુ, એવી ઉદ્‌ઘોષણા ત્યારબાદ રાજગૃહના રસ્તે રસ્તે, ગલીએ ગલીએ, નરનારી, મુક્ત ક ઠે વિજયગાથાપતિના યશોગાન કરવા લાગ્યાઃ ધન્ય છે વિજયને કે જેણે શુદ્ધ તપસ્વીને દાન આપ્યુ ! એનો જન્મ સફળ થયો છે ! કૃતાર્થ છે શુભ પુણ્યથી મળેલ દ્રવ્યનો શુભ કાર્યમા ઉપયોગ કર્યો ધન્ય છે ! વિજય ધન્ય છે !

આ પ્રમાણે રેવતીગાથા પત્નીના ઘર પર, ઉક્ત તમામ બનાવ બન્યા તેણે સ સારપરિત કર્યું પાચ દિવ્ય પ્રગટ થયા મેઢિક ગ્રામનગરમા બહુ યશોગાન થયા

પ્રિય પાઠકો ! આપ ધ્યાનથી અને તટસ્થતાથી વિચાર કરશો તો જરૂર જણાશે કે–માસને કોઈએ પણ શુદ્ધ કહ્યુ નહિ જો માસ શુદ્ધ નથી તો, " दव्वसुद्ध " દ્રવ્યશુદ્ધ કેમ હોઈ શકે ? માસ દેનાર દાતા પણ શુદ્ધ કેમ હોઈ શકે ? અને માસ લેનારને શુદ્ધ પાત્ર કેમ કહી શકાય ? અનેક શાસ્ત્રોથી એ સાબિત થયુ છે કે, માસ પકાવનાર, લેનાર, દેનાર, ખાનાર વગેરે બધા હિ સક છે

' हन्ता पलस्य विक्रेता, सस्कर्ता भक्षकस्तथा ।
क्रेताऽनुमन्ता दाता च घातका एव यन्मनुः ॥ "

આનો અર્થ અગાઉ જણાવી દેવામા આવ્યો છે

કોસામ્બીજી આદિ જે લોકોએ, ભગવતીજીના પાઠનુ ઉદ્ધરણ આપીને, એનો અર્થ માસ કર્યો છે, તો તેમણે,

મનુના ઉપરોક્ત શ્લોકથી અને શાસ્ત્રના કથનથી, રેવતીમા હન્તા, સસ્કર્તા, દાતા ને ઘાતકા એ ચાર હિસક દોષોને માનવા જ પડે બાકી રહેલા દોષો ( ક્રેતા, વિક્રેતા, ભક્ષક, આદિ અનુમાન કરવાથી આવી જાય છે)

ભગવાન બુદ્ધ અને એમના અનુયાયી, એમની શ્રદ્ધા અનુસાર ભલે માસ ખાતા હોય પરતુ યજ્ઞયાગાદિકમા હિંસા કરવાવાળાની અને હિંસા કરી માસ ખાનારની પ્રશસા તો નથી જ કરી અને મને ખાત્રી છે કે બુદ્ધશાસ્ત્રાનુસાર, અહિંસાને માનવાવાળા કૌસામ્બીજી વગેરે ઉક્ત સાત હિંસકોની પ્રશસા તો નહિ જ કરે તો પછી રેવતી ગાથાપત્નીના દાનની પ્રશસા, દેવ વગેરે સારા સારા શિષ્ટ અને ધાર્મિક નરનારીઓએ કરી છે, પાચ દિવ્ય પ્રગટ થયેલ છે, દેવાયુષ્ય બાધ્યુ છે, સસારમા રખડપટ્ટી કરવાનુ ઓછુ થયુ છે! આ બધુ શુ માસાહારી તથા માસદાતાને માટે બની શકે? અથવા જો બની શકે તો તમામ શાસ્ત્રો શુ જુઠા છે? કારણ કે માસાહારી નરકનો અધિકારી બને છે તે જ પ્રમાણે પચેન્દ્રિય પ્રાણીનો વધ કરનાર પણ નરકનો અધિકારી બને છે આ બધુ શું ઠાણાયગ આદિ સૂત્રોથી વિરુદ્ધ નથી? અવશ્ય વિરુદ્ધ છે માસાહારી તથા પચે-ન્દ્રિયનો વધ કરનાર, નરકગામી બને છે અને કોઈપણ શિષ્ટ પુરુષે તેની પ્રશસા કરી નથી એમ જરૂર કહ્યુ છે કે હિંસા કરવાથી પાપ થાય છે પાપથી દારિદ્ર વધે છે દારિ-દ્રથી ફરી પાપ આચરે છે અને પાપના પ્રભાવથી દુર્ગતિમા ગમનાગમન કરે છે વળી એક વાત તો સોળે સોળ આના

સત્ય છે કે-રેવતી ગાથાપત્નીનુ દ્રવ્ય પણ શુદ્ધ હતુ ખુદ-રેવતીનો ભાવ શુદ્ધ હોવાથી, દાતા પણ શુદ્ધ ગણાય અને લેવાવાળો સિહ મુનિ પણ શુદ્ધ હતો એથી પાચ દિવ્ય પ્રગટ થયા દેવતાદિક તથા શ્રેષ્ઠ નરનારીઓએ યથાર્થ ગુણ પણ ગાયા દેવાયુષ્ય પણ બધાયુ સસારપરિત પણ થયુ આ બધુ શુદ્ધ, નિર્દોષ, તીર્થંકર દેવોને શાતિ આપનાર, બીજોરાપાક (વનસ્પતિ--આહાર) દેવાનુ ફળ છે, નહિ કે કૌસામ્બીજી આદિના માનવા મુજબ 'માસ' આપવાનુ

ચોથુ કારણ—તે માસ નહોતુ એનુ એક પ્રબળ-કારણ એ છે કે રેવતીગાથા પત્નીએ, ભગવાન મહાવીર સ્વામીને માટે, સિહ અણગારને બીજોરાનો પાક દાનમા આપ્યો. એથી રેવતીગાથા પત્નીને પોતાની જિદગીમા મહાન લાભ થયો તીર્થંકરનામગોત્ર નામની કર્મ-પ્રકૃતિ બાધી જેથી રેવતીએ, ભવ છોડીને, દેવલોકમા દેવત્વ પ્રાપ્ત કર્યું અને આવતી ચોવીશીમા (૧૭)મા તીર્થંકર બનીને, અનેક ભવ્ય નરનારીઓને, સસારસમુદ્રથી પાર કરશે સાથે સાથે પોતે પણ સસાર સમુદ્રને પાર કરશે. આ બધુ શુદ્ધ દ્રવ્યરૂપ દાનનો પ્રભાવ (કારણ) છે

રેવતીગાથા પત્ની, શ્રમણોપાસિકા હતી એક વાત તો અમે પહેલેથી કહેતા આવ્યા છીએ કે શ્રાવકના ભોગોપભોગમા માસ હોતુ નથી, સાત્વિક અસણ, પાણ, ખાઇમ, સાઇમ હોય છે અને મુનિગણોને પણ પ્રાસુક, એષણિક, અસણ, પાણ, ખાઇમ, સાઇમ, ઔષધ-આપવામા આવે છે

શંકા—ભગવતીસૂત્રમા રેવતી ગાથા પત્નીએ તીર્થંકર નામ ગોત્ર બાંધ્યુ, એવા પ્રકારનો ઉલ્લેખ નથી

સમાધાન—હા, બરાબર, આપનો પ્રશ્ન યોગ્ય સ્થાન પર છે ભગવતીમા એવો ઉલ્લેખ નથી એવો ઉલ્લેખ ભગવતીજીના પહેલા, ઠાણાયગસૂત્રના નવમા સ્થાનમા આવી ગયો છે તેથી ભગવતીજીમા ફરીવાર તે આપવામા આવેલ નથી જુઓ, ઠાણાયગ સૂત્રનો પાઠ, તેની સાથે અભયદેવીસૂરીની ટીકા પણ આપીએ છીએ

" समणस्स ण भगवतो महावीरस्स तित्थसि णवहि जीवेहि तित्थगरणामगोत्ते कम्मे णिव्वतिते। सेणिएण, सुपासेण, उदाइणा, पोट्टिलेण अणगारेण, दढाउणा, सखेण सयएणं, सुलसाए, रेवतीए "

ठा ९ सू ६९१ पृ ४५५

અર્થાત્—શ્રમણભગવાન મહાવીર સ્વામીના તીર્થમા, નવ જીવોએ તીર્થંકરનામ ગોત્ર કર્મ બાંધ્યા ૧ શ્રેણિક રાજા, ૨ સુપાર્શ્વ, ૩ ઉદાઈણ, ૪ પોટ્ટિલ અણુગાર, ૫ દઢાયુ, ૬ શખ, ૭ શતક, ૮ સુલસાશ્રાવિકા, ૯ રેવતી શ્રાવિકા. રેવતીના દાન–સબધી પાઠની ટીકા જરા ધ્યાનથી વાચો તે આ પ્રકારે છે .

ततो गच्छत्व नगरमध्ये, तत्र रेवत्यभिधानया गृहपति पत्न्या मदर्थं द्वे कूष्माण्डकलशरीरे उपस्कृते, न च ताभ्या प्रयोजनम्। तथाऽन्यद्, अस्ति तद्गृहे परिवासितं मार्जाराभिधानस्य वायोर्निवृत्तिकारक कुक्कुटमांसक बीजपूरक

कटाहमित्यर्थ । तदाहर, तेन नः प्रयोजनमिति ॥ "

( ठाणायंगसूत्रे नवमस्थाने सू ६९७ पृ, ४५६-७ )

ટીકાર્થ—તુ ( સિંહ અણગારને ઉદ્દેશીને કહે છે ) નગરમા જા અને રેવતી નામક ગૃહપતિપત્નીએ, મારા માટે જે, બે કૂષ્માણ્ડ (કોળા)નો ફળ સંસ્કાર કરી તૈયાર કર્યો છે, તેનુ મારે પ્રયોજન નથી, કિન્તુ એના ઘરમા, બીજો, માર્જાર નામના વાયુની નિવૃત્તિ કરવાવાળો, કુકકુટમાસક અર્થાત્ બીજોરાના ફળનો ગર્ભ છે તે લઈ આવ એનુ મારે પ્રયોજન છે.

હે પ્રિય બન્ધુઓ ! આથી એ સ્પષ્ટ થાય છે કે- ભગવાન મહાવીર સ્વામીએ માંસ ખાધુ નહોતુ-બીજોરાનો પાક ખાધો હતો ધર્માનંદ કૌસામ્બીજી અને એમના જેવી શ્રદ્ધા ધરાવનારાઓ લખે છે કે " खुद महावीर स्वामी मांसाहार करीत होते (ખુદ મહાવીર સ્વામીએ માંસાહાર કર્યો કર્યો હતો ) આ લેખ, કથન તદ્દન અસત્ય છે જેમ ઘોડાને માથે કે સસલાના માથે શિંગડા હોવાનુ જણા-વવુ તેના જેવુ આ અસત્ય છે

જે લોકો પ્રાચીન, પ્રામાણિક, યુક્તિયુક્ત, સત્ય, અર્થ માનતા નથી, પોતાના મગજથી પેદા થયેલ શુષ્ક, તર્કથી કોઈ પરમાર્થ સમજતા નથી, અનેક કાર્યવાચક, એકાદ શબ્દને પકડી, કંઈ પણ બોલી નાખે, લખી નાખે, અને એ જ સત્ય છે એમ મકોડાના સ્વભાવની જેમ મિથ્યાર્થ પકડી રાખે છે, એવાને માટે રાજર્ષિ ભર્તૃહરિએ

જે ઉદ્ગાર કાઢયા છે તેનુ જ અનુકરણુ સુજ્ઞ પુરૂષોએ-કરવુ પડે છે, એમ કર્યા વિના છૂટકો જ નથી

"अज्ञः सुखमाराध्य सुखतरमाराध्यते विशेषज्ञ·
ज्ञानलवदुर्विदग्ध ब्रह्मापि जन न रञ्जयति ॥ २ ॥

नी शे

**ભાવાર્થ**—જે અજ્ઞાની છે, તેને શિખવવાથી સહેજમા શીખે છે (તે અજ્ઞ છે, પણુ જિજ્ઞાસુ) કોઈ વાર પડિત હોય તો તે જલ્દી શીખે પરતુ જે—

"ज्ञानस्य लवो छेशस्तेन दुर्विदग्धः, दु शब्दो दुष्टार्थक हिताहित विवेकशून्यत्त्वेन दुष्ट यथा स्यात्तथा, चतुरः ज्ञानलेशमात्रेणाऽऽत्मान पंडितमन्य इति यावत् एतादश नरं ब्रह्माऽपि चतुर्मुखोऽपि न रञ्जयति न साधयति, न वशीकराति ॥"

જ્ઞાનના લેશમાત્રથી, શબ્દ માત્રથી પોતાને પૂર્ણ પડિત માને છે ને (ધારે છે) કે પોતાના જેવો જગતમા કોઈ નથી, આ પ્રકારે તે હિતાહિત વિવેકશૂન્ય બને છે તેને સાધારણુ માણુસ તો શુ, ખુદ બ્રહ્મા (સર્વજ્ઞ) ચાર મુખથી, આવીને સમજાવે તો પણુ તે સમજે નહિ તે પોતાની વાત છોડતો નથી, ને બીજાની વાત માનતો નથી તે ખૂશ થતો નથી અને બીજાને વશ પણુ થતો નથી

તાત્પર્ય—આનુ તાત્પર્ય એ છે કે "दुर्विदग्ध" બ્રહ્મત્વથી સદા પર છે

પાચમી વાત એ છે કે જ્યા જ્યા નરકગતિમા જવાનુ કારણ પૂછ્યુ છે ત્યા ત્યા તમામ શાસ્ત્રોમા એકવાક્યતાથી બતાવવામા આવ્યુ છે કે, માસ ખાવાથી નરકમા જવાય છે

આનુ પ્રમાણ સ્વરૂપ અમે પહેલા બતાવી દીધુ છે

કદાપિ મારા આત્મબંધુ કૌસામ્બીજીના મત મુજબ, "मासाहार करीत होते" અને કૌસામ્બીજીના જેવી શ્રદ્ધા ધરાવનારાઓના કથન અનુસાર તો, ભગવાન મહાવીર સ્વામી પણ નરકમા ગયા હોત પરંતુ કૌસામ્બી અને એમના જેવી શ્રદ્ધા ધરાવનારાઓ હૃદય-નેત્ર ખોલીને જુએ અને "ભગવાન મહાવીર સ્વામી મોક્ષમા ગયા છે" એ પ્રમાણને યથાર્થ માને તો જરૂર સ્વ-પરના સતોષ તથા શાતિનુ કારણ બને

પ્રિય પાઠકો! હવે આપને એ વાત ધ્યાનમા આવી ગઇ હશે કે, ઉપરોક્ત પ્રમાણોથી ભગવતી સૂત્રના પાઠનો અર્થ ' मासाहार" નહિ પરતુ વનસ્પતિ ફળનો ગર્ભ બીજોરાનો પાક" એ અર્થ સત્ય છે

વાદી-આ બધુ તો આપે બરોબર લખ્યુ પણ ભગવતીના પાઠમા "दुवे कवोयसरीरा" 'पारियासिए मज्जार कडए" "कुक्कुडमसए" એમા "कवोय" "मज्जार" "कुक्कुडमसए" એ ત્રણ શબ્દો પ્રાણીવાચક જ છે ને? અને એમ હોવાથી જ કૌસામ્બી આદિને ભ્રમ થયો છે

શાસ્ત્રકારનુ સમાધાન-એનુ પ્રામાણિક સમાધાન હવે આગળના પ્રકરણમા કરીએ

## પ્રકરણ ૩૨ મું

### છ શબ્દોની ચર્ચા

પ્રિય સજ્જનો ! પ્રસ્તુત પ્રકરણમા સશય ઉત્પન્ન કરવાવાળા છ શબ્દો છે ' શરીર ' ' मास ' ' मार्जारकृत ' ' कपोत ' ' कुक्कुट ' એ શબ્દોને એકાન્ત અને એકાર્થથી જો જોવામા આવે તો જરૂર સશય પેદા થાય એમ છે, ' અનેકાન્ત દૃષ્ટિ ' શાસ્ત્રકરોની દૃષ્ટિથી જોવામા આવે તો એ અનેકાર્થવાળા શબ્દો હોવાથી, જ્યા જે અર્થ બેસતો (ઘટતો) આવે એ જ અર્થ લેવા યોગ્ય બનશે આમ કરવાથી જ યથાર્થ જ્ઞાન થાય છે

' શરીર ' શબ્દ જેમ પ્રાણીના દેહના અર્થમા પ્રયુક્ત (વપરાય છે) બને છે એ જ રીતે વનસ્પતિના શરીરના અર્થમા પણ વપરાય છે " दुवे कवोयसरीरा " એ પદમા, વનસ્પતિના શરીરને લક્ષમા રાખીને જ અર્થ કરવામા આવ્યો છે, નહિ કે પ્રાણીના શરીરનો અર્થ

એક વાત તો અમે પ્રથમથી જ સ્પષ્ટ કહી ચૂકયા છીએ " सैन्धव " નો અર્થ ઘોડો કે મીઠુ બન્ને થાય છે જ્યા જે અર્થની જરૂર હોય ત્યા તેનો પ્રયોગ કરવો. જમવાના સમયે મીઠુ અને યાત્રા (મુસાફરી) ના સમયે ઘોડો, આનાથી વિપરીત અર્થ કરવો એ મિથ્યા દૃષ્ટિનો નમૂનો છે

મહાવીર સ્વામી સર્વથા સદાને માટે નિરામિષ નિર્દોષ ભોજનાહારી હતા. દાહયુક્ત પિત્તજ્વરની બિમારીના સમયે તેમણે શરીર વનસ્પતિનો જ આહાર લીધો હતો પ્રાણીનો નહિ. આ બારામા વિશેષ ખુલાસો આગળ કરવામા આવશે.

"दुवे कवोयसरीरा' અહી શરીર શબ્દનો મતલબ, જો માસ હોય તો ફરીવાર "कवोयमसा' એમ પ્રયોગ થવો જોઈતો હતો એવો પાઠ જો હોત, તો 'दुवे" શબ્દ વૃક્ષા થઈ જાત, કેમકે માસને માટે "બે" વિશેષણ લગાડી શકાય નહિ, જો કોઈ એમ કહે કે "બે" વિશેષણ માસનુ નહિ પરતુ કપોતનુ છે ઠીક છે કારણ એમ છે કે અહી 'कपोतशरीर' સમાસયુક્ત છે, અને સમાસયુક્ત હોવાથી, શરીરની સાથે જ તેનો ('બે' વિશેષણ) અન્યવ ઘટી શકે–કપોત શબ્દની સાથે નહિ

બીજી વાત એમ છે કે–'શરીર' નો અર્થ માસ થઈ શકે નહિ માસ શરીરની અદર રહેવાવાળી એક વસ્તુ નહિ –શરીર નહિ શરીરમા માસના અતિરિક્ત રુધિર આદિ અન્ય પદાર્થોનો પણ સમાવેશ થાય છે શરીર અવયવી છે, માસ અવયવ છે અવયવી અનેક અવયવોનો સમુદાય હોય છે એ માટે ઉપર કહ્યુ છે કે, પાચ અને (આદિ શબ્દથી) પગ, ચાચ આદિ અગોના સમુદાયને શરીર કહેવામા આવે છે અને પાખ આદિની સાથ પક્ષીનુ શરીર, ન તો કોઈ ખાય છે કેન તો કોઈ પકાવે છે અર્થાત્ માસ ખાનાર માસજ ખાય છે–પાખ વગેરે નહિ એથી જ 'શરીર' શબ્દનો અને 'દુવો' શબ્દનો પ્રયોગ જ અત્રે માસાર્થનો બાધક છે–સાધક નહિ.

શરીર શબ્દનો પ્રયોગ સાર્થક કયા પ્રકારે છે? कपोत= કબૂતર પક્ષી, એના રંગને મળતા રંગવાળુ કપોત ફળ, અર્થાત્ કોળા (કૂષ્માણ્ડ) કેમકે–'કોળા'મા વનસ્પતિ કાય જીવ હોય છે, એથી એને 'कपोतशरीर' કહે છે

"कपोतक–पक्षिविशेषस्तद्वये फले वर्णसाधर्म्यात् ते कपोते, कूष्माण्डे' ह्रस्वेकपोते–कपोतके, ते च ते शरीरे वनस्पतिजीवदेहत्त्वात् कपोतशरीरे, अथवा कपोत-शरीरे इव धूसरवर्ण साधर्म्यादेव कपोतशरीरे–कूष्माण्ड-फले एव ॥"

આનુ વિસ્તૃત વર્ણન અમે આગળ કરી ગયા છીએ કપોત શરીર, એનો અર્થ અત્રે શાસ્ત્રકારોને 'કૂષ્માણ્ડ ફળ' (કોળા) જ વિવક્ષિત છે સારાશ—રેવતી ગાથા પત્નીએ બે કબુતરો માર્યા નહોતા પરંતુ વનસ્પતિના ફળ, કોળાનો (કૂષ્માણ્ડનો) પાક બનાવ્યો હતો

મહાનુભાવો! હવે આની સાબિતી માટે બીજું પ્રમાણ જોઈએ શ્રી હેમચદ્રાચાર્ય કૃત 'નિઘંટુશેષ' નિર્ણય સાગરીયના પા ૨ ના શ્લોક ૩૨મા પણ કપોતવર્ણિકા નામક વૃક્ષ છે—

"कपोतवर्णिका तुच्छा केरङ्गी बहुला तुला ।
स्थूलैलायां बृहदेला, भद्रैला त्वक् सुगंधिका ॥३२॥

આ કાડમા કપોતતાડ તુલ્ય ફલ નામક વૃક્ષ કહ્યુ છે
(પૃ ૫ શ્લો ૧૪૦)

" आखेत सारफलो, महापारावतो महान् ।
कपोताण्ड तुल्यफलो, तद्राक्षे तु महामुनिः ॥१४०॥

ફરીવાર આ કાંડમા ' कपोताङ्गीनामक' વૃક્ષ કહ્યુ છે પૃ ૨.

श्री पुष्प श्रीहय देव, पुष्पं चन्दनपुष्पकम् ।
नलिकायां कपोताङ्घ्रि निर्मध्या शुषिरा नटी ॥३६॥

' અમરકોષ 'મા પણ વનૌષધિવર્ગ, ૪થા કાંડ બીજો, શ્લોક ૧૨૯ કપોતાઘ્રિ વનસ્પતિ-વિશેષ કહી છે.

" व्याहायुध व्याघ्रनखं, करजं चक्रकारकम् ।
शुषिरा विद्रुमलता, कपोतांघ्रिर्नटी नली ॥ १२९ ॥

' અમરકોષ 'ના આ કાંડમા, આ વર્ગમા ' पारावतांघ्रिनामक ' વનસ્પતિ કહી છે એ કપોતાઘ્રિના પર્યાયવાચકથી ભિન્ન વનસ્પતિ બતાવી છે

" पारावताघ्रिः कटभी, पण्या ज्योतिष्मती लता ।
वार्षिकं त्रायमाणा स्यात्, त्रायन्ती वलभद्रिका ॥१५०॥
" पारावतःपक्षिविशेषस्तदंघ्रिररिवाघ्रिस्याः पारावतांघ्रिः

પ્રિય મહાશયો ! ઉપરોક્ત કોષોમા એમ સાફ જોવામા આવે છે કે–

" कपोतवर्णिका वृक्ष–કપોતનો પર્યાયવાચક પારાવત શબ્દ
" कपोताण्डतुल्यफल–પારાવતાઘ્રિ–વનસ્પતિ
" कपोताङ्घ्रि —મહાપારાવત વૃક્ષવિશેષ
' સુશ્રુતસહિતા'ના પૃ ૩૩૮ના ફલ પ્રકરણમા કહ્યુ

છે કે—“ પારાવત-મધુર, રુચિકારક, અગ્નિવર્ધક, અને વાતનાશક છે.

‘ पारावत समधुर रुच्यमत्यग्निवातनुत् ”

આ પ્રમાણે સુશ્રુતમા પારાવતવૃક્ષનો ઘણી જગાએ ઉલ્લેખ છે આથી જ ‘ कपोत ’ શબ્દનો અર્થ વૃક્ષ અથવા એનુ ફૂલ પારાવત-કપોત, એ પરસ્પર પર્યાયવાચક છે બન્નેનુ ફળ-કૂષમાડ (કોળુ) ‘ વૈદ્યકશબ્દસિન્ધુ ’ નામના કોષના પૃ ૧૯૩ પર, કપોત શબ્દનો ‘ પારીશ ’ નામનુ વૃક્ષ, એમ અર્થ કરેલ છે અને એજ ગ્રથમા પૃ ૩૦૧ પર, પારીશ શબ્દનો પ્લક્ષ (પાકર) અર્થ કહ્યો છે ‘વનૌષધિદર્પણ’ નામના પુસ્તકના પૃ ૪૪૦ પર, પ્લક્ષનુ વર્ણન આ પ્રમાણે છે

“ प्लक्ष कषायः शिशिरो व्रणयोनिगदापहः ।
दाहपित्तकफामघ्नः शोथहा रक्तपित्तहृत् ॥”

અર્થાત્—પ્લક્ષ-કસેલા, શીતલ, વ્રણ અને યોનિના રોગને દૂર કરનાર દાહપિત્ત તથા કફને મટાડનાર, શોથ રોગ અને રક્તપિત્તને દૂર કરનાર છે

આ પ્રકારે, કપોત શબ્દનો વાચ્ય પ્લક્ષ-દાહ અને પિત્ત નાશ કરનાર છે આથી સભવ છે કે રેવતી ગાથાપત્નીએ ભક્તિવશ, ભગવાન મહાવીર સ્વામીના દાહયુક્ત પિત્તજ્વર મટાડવા માટે એનો ઉપયોગ કર્યો હશે. વૃક્ષરૂપ શરીરનુ એક અવયવ ફળ થાય છે અને એ વૃક્ષથી ભિન્ન ફૂલ-સ્વતત્ર અવયવી છે એને શાસ્ત્રકારો

"आखेत सारफलो, महापारावतो महान् ।
कपोताण्ड तुल्यफलो, तद्राक्षे तु महामुनिः ॥१४०॥

ફરીવાર આ કાડમા 'कपोताङ्गीनामक' વૃક્ષ કહ્યુ છે પૃ ૨

श्री पुष्प श्रीहय देव, पुष्पं चन्दनपुष्पकम् ।
नलिकाया कपोताङ्घ्रि निर्मध्या शुषिरा नटी ॥३६॥

'અમરકોષ'મા પણ વનૌષધિવર્ગ, ૪થો કાડ બીજો, શ્લોક ૧૨૯ કપોતાઘ્રિ વનસ્પતિ-વિશેષ કહી છે.

"व्याहायुध व्याघ्रनख, करज चक्रकारकम् ।
शुषिरा विद्रुमलता, कपोतांघ्रिर्नटी नली ॥ १२९ ॥

'અમરકોષ'ના આ કાડમા, આ વર્ગમા 'पारावतांघ्रिनामक' વનસ્પતિ કહી છે એ કપોતાઘ્રિના પર્યાયવાચકથી ભિન્ન વનસ્પતિ બતાવી છે

" पारावतांघ्रिः कटभी, पण्या ज्योतिष्मती लता ।
वार्षिकं-प्रायमाणा स्यात्, त्रायन्ती वलभद्रिका ॥१५०॥
" पारावतःपक्षिविशेषस्तदंघ्रिररिवांघ्रिस्याः पारावतांघ्रिः

પ્રિય મહાશયો ! ઉપરોક્ત કોષોમા એમ સાફ જોવામાં આવે છે કે—

"कपोतवर्णिका वृक्ष-કપોતનો પર્યાયવાચક પારાવત શબ્દ
" कपोतांडतुल्यफल-પારાવતાઘ્રિ-વનસ્પતિ
" कपोताघ्रि —મહાપારાવત વૃક્ષવિશેષ
'સુશ્રુતસહિતા'ના પૃ ૩૩૮ના ફલ પ્રકરણમા કહ્યુ

છે કે—" પારાવત-મધુર, રુચિકારક, અગ્નિવર્ધક, અને વાતનાશક છે.

' पारावत समधुर रुच्यमत्यग्निवातनुत् "

આ પ્રમાણે સુશ્રુતમા પારાવતવૃક્ષનો ઘણી જગાએ ઉલ્લેખ છે આથી જ ' कपोत ' શબ્દનો અર્થ વૃક્ષ અથવા એનુ ફ્લ પારાવત-કપોત, એ પરસ્પર પર્યાયવાચક છે અન્નેનુ ફળ-કૂષમાંડ (કોળુ) ' વૈદ્યકશબ્દસિન્ધુ ' નામના કોષના પૃ ૧૯૩ પર, કપોત શબ્દનો ' પારીશ ' નામનુ વૃક્ષ, એમ અર્થ કરેલ છે અને એજ ગ્રંથમા પૃ ૩૦૧ પર, પારીશ શબ્દનો પ્લક્ષ (પાકર) અર્થ કહ્યો છે 'વનૌષધિદર્પણ' નામના પુસ્તકના પૃ ૪૪૦ પર, પ્લક્ષનુ વર્ણન આ પ્રમાણે છે

" प्लक्ष कषायः शिशिरो व्रणयोनिगदापहः ।
दाहपित्तकफामघ्नः शोथहा रक्तपित्तहृत् ॥"

અર્થાત્—પ્લક્ષ-કસેલા, શીતલ, વ્રણ અને યોનિના રોગને દૂર કરનાર દાહપિત્ત તથા કફને મટાડનાર, શોથ રોગ અને રક્તપિત્તને દૂર કરનાર છે

આ પ્રકારે, કપોત શબ્દનો વાચ્ય પ્લક્ષ-દાહ અને પિત્ત નાશ કરનાર છે આથી સભવ છે કે રેવતી ગાથાપત્નીએ ભક્તિવશ, ભગવાન મહાવીર સ્વામીના દાહયુક્ત પિત્તજ્વર મટાડવા માટે એનો ઉપયોગ કર્યો હશે વૃક્ષરૂપ શરીરનુ એક અવયવ ફળ થાય છે અને એ વૃક્ષથી ભિન્ન ફલ-સ્વતત્ર અવયવી છે એને શાસ્ત્રકારો

શાસ્ત્રમા શરીર કહે છે, ‘ જીવાધિગમ ’મા વનસ્પતિ આદિના અવયવમા ત્રણ શરીર બતાવ્યા છે. આ સર્વ લક્ષણાવૃત્તિથી વિચાર કરતા ‘ दुवे कवोय सरीरा उवक्खडिया. मत्‍थं द्वे कूष्माण्डफलसरीरे उपस्कृत ” એ કોળાનો ફળ (પાક) પકાવ્યો છે, એ અર્થ સાચો છે

વિશેષજ્ઞોનો એમ મત છે કે ‘ दुवे कावोईसरीरा उवक्खडिया ’ એ પ્રકારના પાઠમા, શ્રુતિ, અનુશ્રુતિની પરંપરાથી, દેશભેદથી, ઉચ્ચારણભેદથી સ ભવ છે કે– ‘ ई ’ના સ્થાનમા ‘ य ’ થઈ ગયો હોય, કેમકે ‘इचुयशाना तालु ” ईનુ ઉચ્ચારણ સ્થાન તાલુ છે, અને ‘ य ’નો પણ ઉચ્ચારણ સ્થાન તાલુ છે લીપિ દોષથી અથવા ઉચ્ચારણદોષથી, એવી બહુ જગાએ ભૂલો બને છે અગર વિશેષજ્ઞોના મત અનુસાર, ‘ कावोई ’ શબ્દ સિદ્ધ હોય તો લક્ષણા કરવાની પણ જરૂરત નથી. કેમકે कावोई શબ્દ અભિધા શક્તિથી જ कूष्माण्ड અર્થનો વાચક છે

‘સુશ્રુતસહિતા’થી આ વાત સિદ્ધ છે કે ‘ કાપોતી ’ શબ્દનો પ્રાચીન કાળથી ‘ વનસ્પતિ ’ અર્થ થાય છે ઉક્ત ગ્રથમા એનો ઉપયોગ, ઉત્પત્તિસ્થાન અને લક્ષણા વિસ્તારની સાથ બતાવવામા આવ્યો છે જુઓ પા ૮૨૯

श्वेतकापोती समूलपत्रा भक्षयितव्या, गोनस्यजगरी, कृष्णकापोतीनां सनखमुष्टिं खण्डशः कल्पयित्वा, क्षीरेण विपाच्य, परिस्रवितमभिहुत च सकृदेवोपभुञ्जीतम्

ઈત્યાદિ શ્વેત કાપોતીના લક્ષણ

' निष्पित्रा कनकाभासा मूळे द्व्यंगुलसमिता ।
सर्पाकारा लोहितान्ता, श्वेतकापोतिरुच्यते ॥ पृ. ८२२

પત્રવિહીન, કનકસમાન, મૂળમા બે આગળીના પ્રમાણુવાળી, સર્પાકાર, અતમા રક્તવર્ણી સફેદ કાપોતી હોય છે.

કૃષ્ણ કાપોતીના લક્ષણ

सक्षीरां रोमशा मृद्वीं रसेनेक्षुरसोपमाम् ।
एव रूपरसां चापि कृष्णां कापोतीमादिशेत् ॥

દૂધવાળી, રોમવાળી, કોમળ, ગન્નેના રસસમાન રસવાળી કૃષ્ણકાપોતી હોય છે

કાપોતીનુ ઉત્પત્તિસ્થાન

कौशिकीसरित तीर्त्वा, सजयन्त्यास्तु पूर्वत :
क्षितिप्रदेशो वल्मीकैराचितो योजनत्रयम् ।
विज्ञेया तत्र कापोती श्वेता वल्मीक मूर्धसु "

पृ ८२४-५

કૌશિકી નદીને પાર કરી, સજયન્તીની પૂર્વમા બાબિયોવ્યાપ્ત ત્રણુ યોજન પ્રદેશ છે ત્યા બાબિયો ઉપર સફેદ કપોતી થાય છે ' कापोती ' શબ્દ સામાન્ય રૂપથી સફેદ અને કાળી, બન્નેને માટે વપરાય છે (પ્રયુક્ત છે )

શકા—' दुवे कात्रोई्मो उवक्खडियाभो ' એ પાઠ છે તો શરીર શબ્દની જરૂરીઆત—આવશ્યકતા શા માટે ?

સમાધાન—એમ ન કહીએ આ ' શરીર ' પાઠ, જે જોવામા આવે છે તેની પણુ આવશ્યકતા છે ' શરીર '

શાસ્ત્રમા શરીર કહે છે, 'જીવાધિગમ'મા વનસ્પતિ આદિના અવયવમાં ત્રણ શરીર બતાવ્યા છે. આ સર્વ લક્ષણાવૃત્તિથી વિચાર કરતા 'दुवे कवोय सरीरा उवक्खडिया, मदर्थं द्वे कूष्माण्डफलसरीरे उपस्कृत" બે કેળાને ફળ (પાક) પકાવ્યો છે, એ અર્થ સાચો છે

વિશેષજ્ઞોનો એમ મત છે કે 'दुवे कावोईसरीरा उवक्खडिया' એ પ્રકારના પાઠમા, શ્રુતિ, અનુશ્રુતિની પરંપરાથી, દેશભેદથી, ઉચ્ચારણભેદથી સંભવ છે કે- 'ई'ના સ્થાનમા 'य' થઈ ગયો હોય, કેમકે "इचुयशाना तालु" ईनु ઉચ્ચારણ સ્થાન તાલુ છે., અને 'य'નો પણ ઉચ્ચારણ સ્થાન તાલુ છે લીપિ દોષથી અથવા ઉચ્ચારણદોષથી, એવી બહુ જગાએ ભૂલો બને છે અગર વિશેષજ્ઞોના મત અનુસાર, 'कावोई' શબ્દ સિદ્ધ હોય તો લક્ષણા કરવાની પણ જરૂરત નથી. કેમકે कावोई શબ્દ અભિધા શક્તિથી જ कूष्माण्ड અર્થનો વાચક છે.

'સુશ્રુતસંહિતા'થી આ વાત સિદ્ધ છે કે 'કાપોતી' શબ્દનો પ્રાચીન કાળથી 'વનસ્પતિ' અર્થ થાય છે ઉક્ત ગ્રથમા એનો ઉપયોગ, ઉત્પત્તિસ્થાન અને લક્ષણ વિસ્તારની સાથ બતાવવામા આવ્યો છે જુઓ પા ૮૨૯

श्वेतकापोती समूलपत्रा भक्षयितव्या, गोनस्यजगरी, कृष्णकापोतीनां सनखमुष्टिं खण्डशः कल्पयित्वा, क्षीरेण विपाच्य, परिस्रावितमभिहुत च सकृदेवोपयुञ्जीतम् ઈત્યાદિ શ્વેત કાપોતીના લક્ષણ

' निष्पित्रा कनकाभासा मूले द्व्यंगुलसंमिता ।
सर्पाकारा लोहितान्ता, श्वेतकापोतिरुच्यते ॥ पृ. ८२२

પત્રવિહીન, કનકસમાન, મૂળમા બે આગળીના પ્રમાણુવાળી, સર્પાકાર, અ તમા રક્તવર્ણી સફેદ કાપોતી હોય છે

કૃષ્ણ કાપોતીના લક્ષણ

सक्षीरां रोमशां मृद्वीं रसेनेक्षुरसोपमाम् ।
एवं रूपरसां चापि कृष्णां कापोतीमादिशेत् ॥

દૂધવાળી, રોમવાળી, કોમળ, ગન્નેના રસસમાન રસવાળી કૃષ્ણકાપોતી હોય છે

કાપોતીનુ ઉત્પત્તિસ્થાન

कौशिकीसरित तीर्त्वा, सजयन्त्यास्तु पूर्वत :
क्षितिप्रदेशो वल्मीकैराचितो योजनत्रयम् ।
विज्ञेया तत्र कापोती श्वेता वल्मीक मूर्धसु "

पृ ८२४-५

કૌશિકી નદીને પાર કરી, સ જયન્તીની પૂર્વમા બાબિયોષવ્યાપ્ત ત્રણ યોજન પ્રદેશ છે ત્યા બાબિયો ઉપર સફેદ કપોતી થાય છે ' कापोती ' શબ્દ સામાન્ય રૂપથી સફેદ અને કાળી, બન્નેને માટે વપરાય છે (પ્રયુક્ત છે )

શ કા—' दुवे कवोईओ उवक्खडियाओ ' એ પાઠ છે. તો શરીર શબ્દની જરૂરીઆત–આવશ્યક્તા શા માટે ?

સમાધાન—એમ ન કહીએ આ ' શરીર ' પાઠ, જે જોવામા આવે છે તેની પણ આવશ્યકતા છે ' શરીર '

શબ્દને સાથમા લેવાથી જ વિશેષતયા વનસ્પતિ અર્થમાં ‘ કાવોઈ’ શબ્દની સિદ્ધિ થાય છે

શકા—કેવી રીતે ?

સમાધાન—મૂળ અને પાદડાઓની સાથે જ ‘કાપોતી’ વનસ્પતિને, સુશ્રુતમા ઉપયોગી બતાવી છે. સારી કાપોતીનો ઉપયોગ થતો હોવાથી, અહી ‘ શરીર ’ શબ્દનો ઉપયોગ કર્યો છે

કદાચ ‘ કાપોતી ’ શબ્દને પક્ષી વાચક માની લઈએ તો તે અસગત બનશે આ વાત પહેલેથી બતાવી દેવામા આવી છે કે ‘ **कपोतशरीर** ’ શબ્દ સમાસયુક્ત છે. અને સમાસયુક્ત હોવાથી શરીરની સાથે, એનો (‘ **दो** ’ વિશેષણ) અન્વય ઘટે છે-કપોત શબ્દની સાથે નહિ વનસ્પતિ શરીરમા **दो** નો વ્યવહાર પણ થઈ શકે છે આ રીતે આ અર્થ સુસગત બને છે જિનેન્દ્ર ભગવાને સૂત્રમા કહ્યુ છે કે, વનસ્પતિમાત્રને ઔદરિક, તેજસ, કાર્મણ, એ ત્રણ શરીર ( અગ ) હોય છે ભાઈઓ ! યદ્યપિ પારાવત, પ્લક્ષ, અને કાપોતી પિત્ત અને દાહના નાશક છે તો પણ અનેક અનુભવી આયુર્વૈદિક ચિકિત્સકોની સમતિ અનુસાર આ રોગમા ‘ **कूष्माण्डफल** જ અધિક ઉપયોગી પ્રતીત બને છે એથી અમે ( જૈન ) નિશ્ચિત રૂપથી બળપૂર્વક કહીએ છીએ કે આ પ્રકારમા વર્તમાનકાલીન પ્રામાણિક પુસ્તકોમા **दुवे कवोयसरीरामो** ’ એમ જોવામા આવે છે અને એમ સાભળવામા આવે છે એથી આ વાક્યમા આવેલ ‘ **कवोयसरीर** ’મા ‘ કપોત ’ શબ્દનો કૂષ્માડ—

(કોળુ) અર્થ જ વાસ્તવિક જણાય છે કોઈ કહેશે કે–'**कपोतशरीर**' શબ્દનો અર્થ કોઈ પણ કોષમા પ્રસિદ્ધ નથી, તો એવી હાલતમા આ અર્થ કેમ થઈ શકે?

સમાધાન—કોષો વિના પણ વ્યાકરણ તથા આપ્તવાક્ય વગેરેથી શક્તિગ્રહણ ન્યાયશાસ્ત્રમા પ્રસિદ્ધ છે

"**शक्तिग्रह व्याकरणोपमान–कोषाप्तवाक्याद् व्यवहारतश्च ।**
**वाक्यस्य शेषाद्विवृतेर्वदन्ति, सांनिध्यतः सिद्धपदस्य वृद्धाः**"

અર્થ—વ્યાકરણથી, ઉપમાનથી, કોષથી, આપ્તવાકયથી, વ્યવહારથી, વાકયશેષથી, વિવૃત્તિથી તથા સિદ્ધપદના સન્નિધાનથી શકિતનુ ગ્રહણ થાય છે અહી આપ્તવાકયથી કૂષ્માંડમા શક્તિગ્રહ થાય છે

અભયદેવસૂરીનુ વાકય—'**कपोतक पक्षिविशेषस्तद्वद् ये फले वर्णसाधर्म्यात् ते कपोते-**कूष्माण्डे વગેરે અમે પહેલા પહેલેથી બતાવી દીધુ છે કબુતરના શરીરના રગની સમાનતાને કારણે કૂષ્માડુ ફળમા એની લક્ષણા કરવી જોઈએ લક્ષણા પણ શબ્દની એક વૃત્તિ છે–એથી જ અર્થપ્રતીતિ થાય છે કૂષ્માડુના ગુણ વૈદ્યકશાસ્ત્રમા જાણીતા છે કહ્યુ છે કે–

"पित्तघ्न तेषु कूष्माण्ड, बालमध्य कफावहम् ।
पक्क लघूष्ण सक्षार, दीपन वस्तिशोधनम् ॥"

सुश्रुत पृ॰ ३३५

એમા બાલ અને મધ્યમ કૂષ્માડ (કોળુ) પિત્તનાશક, કફ વધારનાર હોય છે પાકેલ કૂષ્માડ (કોળુ) લઘુ, ઉષ્ણુ હોય છે, ક્ષારસહિત, દીપન, અને મળને સાફ કરનાર છે.

" कूष्मांड शीतलं वृष्यं, स्वादुपाकरसं गुरु ।
हृद्य रूक्ष सरस्यन्दि, श्लेष्मलं वातपित्तजित् ॥

कृष्माण्डपाको गुरु सन्निपात ज्वरामशोकानिलदाहहारी ॥'

અર્થાત્—કૂષ્માંડ–શીતળ, પૌષ્ટિક, સ્વાદિષ્ટ, પાકરસ, (પચવામા) ભારે, રુચિકારક, રુક્ષ, હસ્તાવર, કમ્પ ઉત્પન્ન કરનાર, કફવર્ધક અને વાતપિત્તનાશક છે કૂષ્માડ (કોળુ) નુ શાક (પચવામા) ભારે છે સન્નિપાત, જ્વર, આમ, સૂજન તથા અગ્નિદાહને મટાડનાર છે "कैयदेव निघण्टु" પૃ ૧૧૪

ઉપર આપેલ સ્વમત–પરમત પ્રમાણોથી એ સાબિત થાય છે કે જે જૈન માને છે તે જ અર્થ સત્ય છે.

दुवे- બે–**कवोयसरीरा**=કૂષ્માડફલ–(કોળુ) उवक्खडिया– પકાવેલ, અર્થાત્ રેવતી ગાથા પત્નીએ બે કૂષ્માડફળનો (કોળાનો) પાક, મહાવીર સ્વામીને માટે બનાવ્યો એ રોગની શાતિને માટે બરાબર (યોગ્યજ) હતુ, પરંતુ–તેમાં આધાકર્મી દોષ આવવાથી, સિંહ અણગારને (મહાવીર સ્વામીએ) કહ્યુ કે તેનુ (કોળાના પાકનુ) મારે પ્રયોજન નથી 'જૈન સિદ્ધાતોથી અજ્ઞાત મારા આત્મબધુ કૌસાઞ્બીજીએ 'ભગવાન બુદ્ધ' ના ૧૦૧ પાના પર 'पारियासिए

मज्जारकडप कुक्कुडमस' એ પદોનો અર્થ એમ કર્યો છે કે, 'काल माजरानें मारलेल्या कोंबडीचें मांस. तू तयार केलें आहेस, ते घडें दे' એનો અર્થ એમ થાય છે કે કાલે બિલાડીએ મારેલ મરઘીના માંસને તૈયાર કર્યું છે તે આપ

સજ્જનો ! કૌસામ્બીજી અને તેમના જેવી શ્રદ્ધા ધરાવનારાઓ આ પ્રકરણમા જે અર્થ કર્યો છે, એ પરથી માલમ પડે છે કે તેમણે આંતરચક્ષુ ને ચર્મચક્ષુ બંધ રાખીનેજ અર્થ કર્યો છે, કારણ કે માંસાહારી ભંગી વગેરે હલકી કોમના લોકો પણ કુતરા અથવા બિલાડીએ મારેલ કબૂતર મરઘો, મરઘી, ચકલી વગેરે ખાતા નથી, પરંતુ કચરાની પેટીમા નાખી દે છે હુ એમ પણ અનુમાન કરી શકુ છુ કે બુદ્ધ શાસ્ત્રની માન્યતા અનુસાર કદાચ કૌસામ્બીજી 'માંસાહારી' હશે અને એમના ભક્તો તરફથી બિલાડીએ મારેલ જાનવરોનુ માંસ તો તેમને નહિ મળતુ હોય અને કદાચ ભૂલમા તે આવી ગયુ હોય અને પાછળથી તે વાતની કૌસામ્બીજીને જાણ થઈ હોય કે આ માંસ બિલાડી દ્વારા માર્યો ગયેલ જાનવરનુ માંસ છે, તો હુ માનું છુ કે કૌસામ્બીજી જરૂર તે ખાશે નહિ—ફેંકી દેશે શિષ્ટ જનો અને બુદ્ધિમાન માણસો એક વાત બરાબર જાણે છે કે કુતરા, બિલાડાના એઠાં દૂધ, દહીં, રોટલી વગેરેનુ ભોજન શિષ્ટજન કે તેમના બાળકો માટે લેવા યોગ્ય નથી. તેઓ તેવુ ભોજન લેતા નથી અને જેઓ તેમ કરે છે તેઓ ઉચ્ચ શ્રેણીમા ગણાતા નથી

રેવતીના ઘેર માસ હતુ નહિ, તેમ તે ખાતી કે બીજાને ખવડાવતી પણ નહિ. વળી ખાનારને તે સારા પણ ગણતી નહોતી કેમકે તે 'અહિંસા પરમો ધર્મ' ઇત્યાદિ બાર વ્રતોનુ પાલન કરનાર દૃઢધર્મી, પ્રિયધર્મી શ્રાવિકા હતી. 'કુક્કુડમસએ' નો અર્થ મરઘાનુ માસ અને બીજોરાનો ગર્ભ (માવો) એમ થાય છે જ્યારે અનેકાર્થી શબ્દનો યોગ્ય અર્થ જાણવો હોય ત્યારે પ્રકરણ વગેરે જાણવુ-જરૂરી છે પ્રકરણ જોયા વિના અર્થ કરવામા આવે તો જરૂર અનર્થ પેદા થાય છે.

એક ગૃહસ્થના પુત્રને કલકત્તા જવુ હતુ પિતાએ કહ્યુ, દરવાજાની બહાર એક સીધી સડક જાય છે, તે ઠેઠ કલકત્તા પહોચે છે છોકરાએ 'સડક' શબ્દજ યાદ રાખી લીધો દરવાજા બહાર ચોરા પાસે ચાર સડકો ભેગી થતી હતી એક કલકત્તા, એક કરાચી, એક મદ્રાસ અને એક રાવળપીડી એમ ચાર શહેરો તરફ જતી તે ચાર સડકો હતી પેલા ભાઇ તો સીધી સડક પર ચાલવા લાગ્યા પણ તે સડક જતી હતી કરાચી તેણે ન કોઈને પૂછ્યુ કે ન કોઇનો સગાથ કર્યો તેણે ચાલવા માડ્યુ પણ તેથી તે કલકત્તા પહોચ્યા નહિ

સજ્જનો ! આ છોકરા જેવીજ ભૂલ પોતાને પડિત, વિદ્વાન માનનાર કેટલાક માણસો પણ કરે છે પેલા મુસાફરની ભૂલ તો તેને એકલાને જ નુકશાન કરે છે પરતુ જૈનશ્રમણ, શ્રમણ નાયકોને માસાહારી ઠરાવવા માટે, ભાષાન્તર યા જીવનચરિત્ર લખનારની ભૂલનુ પરિણામ,

બિચારા ભલાભોળા, અનપકવ, અર્ધદગ્ધ, શુષ્કતર્કવાદી, કેવળ તર્ક પરજ આધાર રાખનાર મનુષ્યોને મોટે ભાગે ભોગવવુ પડે છે ને તેથી તેઓ ભ્રમિષ્ટ બની, ખોટી ભ્રમણાના ચક્કરમા ફર્યા કરે છે તેઓ તેમાથી નીકળી શક્તા નથી

મજજનો શ્રી અભયદેવસૂરીએ, પૂર્વાપર વિચાર કરીને તેનો જે અર્થ કર્યો છે તે બરોબર (સત્ય) છે તે કોઈ પ્રકારે બાધિત નથી 'मज्जारकडप' શબ્દનો વનસ્પતિ શાસ્ત્રથી વનસ્પતિના ગુણદોષો સમજીને તેનો બે પ્રકારે અર્થ કર્યો છે

**मार्जारोवायुविशेषस्तदुपशमनाय कृत संस्कृत मार्जारकृतम् ।**

(૧) માર્જારનામક વાયુવિશેષનો નાશ કરવા માટે બનાવેલ વનસ્પતિ વિશેષ ઔષધ

**(२) मार्जारो बिडालिकाभिधानो वनस्पतिविशेषस्तेन कृत भवित यत्तत्तथा किं तद ? इत्याहुः कुर्कुटमासक बीजपूरक कटाह-आहाराहि त्ति निरवद्यत्त्वात् "**

અર્થ—માર્જાર—બિડાલિકા નામક વનસ્પતિ વિશેષ, એનાથી બનાવેલ તે શુ છે ? તો કહે છે કે બીજોગપાક છે. તે લઇ આવ, કારણ કે તે નિર્દોષ ને નિરવદ્ય છે

પ્રિય પાઠકો ! માર્જાર આદિ જે પ્રાણીવાચક શબ્દ છે તેને તો કૌસામ્બીજી વગેરેએ, જૈન સિદ્ધાતને દૂષિત કરવાના હેતુથી લીધા છે હવે આપને જૈનસિદ્ધાતનો નિર્દોષ

અર્થ બતાવનાર વનસ્પતિવાચક શબ્દ પ્રામાણિક જૈનાગમ -અને જૈનેતર કોષો આદિ શાસ્ત્રોના પ્રમાણ બતાવવા ઉચિત ગણાશે

ભગવતી શ ૨૯ વર્ગ ૭ મા-

" मज्जारयाई-मार्जारक માર્જારનામક વનસ્પતિ

" बिल्ली-બિલ્લી-બિલ્લી નામની વનસ્પતિ

પ્રજ્ઞાપના સૂત્ર (पनवणा) પદ ૯ પૃ. ૩૩ ગાથા ૩૭મા-

" मज्जारयाई-मार्जारक-માર્જાર નામની વનસ્પતિ

"बिल्ली-બિલ્લી-બિલ્લી નામની વનસ્પતિ

હેમચન્દ્રાચાર્યકૃત, 'નિઘણ્ટુશેષ' પૃ ૩ શાકકાંડ-માર્જાર નામનુ વૃક્ષ છે

इङ्गुदी तापसतरु-मार्जार कण्टकीटक ।
बिन्दुकस्तिक्तमज्जा च पूतिपुष्पफलोऽपि च ॥६४॥

(૧) માર્જાર નામની વનસ્પતિ-બિડાલિ નામની વનસ્પતિ તેમાથી બનાવેલ તે માર્જારકૃત

(૨) मार्जार-એક પ્રકારનો વાયુવિશેષ, એને શાંત કરવા માટે, જે બનાવેલ, પકાવેલ તે માર્જારકૃત અહી (मज्जारकडए) ટીકાકારે જે બિડાલિ નામની વનસ્પતિ બતાવી છે તે (બિડાલી) ના પ્રકરણમા मार्जार શબ્દવાચ્ય છે અને તે જ અર્થ ઉપયોગી છે

१-शब्दार्थचिन्तामणि चतुर्थभाग-पृ २३२
" विडाली (स्त्री) भूमिकूष्माण्डे "

वैद्यकशब्दसिंधु पृ.८८ "विडालिका (स्त्री)भूमिकुष्माण्डे"
" विदारीक्षुविदारी स्यात् स्वादुकंदा विदारिका ।
कूष्माण्डकी कन्दवल्ली वृक्षकंदा पलाशकः ॥१३९॥
गजवाजिप्रिया वृष्या, सुस्निग्धा शीतला गुरुः ।
मधुरा मूत्रला स्वर्या स्तन्यवर्ण बलप्रदा ॥१४०॥
पित्तानिलास्रदाहघ्नी जीवनीया रसायनी ॥ ઇત્યાદિ

અર્થ–વિદારી, ઈક્ષુવિદારી, સ્વાદુકંદા, વિદારિકા, કુષ્માણ્ડકી, કન્દવલ્લી, વૃક્ષકંદા, પલાશક, ગજવાજી પ્રિયા, વૃષ્યા, વૃક્ષવલ્લી, બિડાલિકા, ઇત્યાદિ વિદારીના નામ છે

વિદારી–ભૂકોળું–પૌષ્ટિક, સ્નિગ્ધ, શીતલ, ગુરુ, મધુર, મૂત્ર પેદા કરનાર, સ્વરને સુંદર કરનાર, દૂધ, રૂપ અને બળને વધારનાર છે પિત્ત, વાયુ તથા દાહનો નાશ કરનાર જીવનીય રસાયન છે એથી આ પ્રકરણમા 'માર્જાર' નામક વનસ્પતિ જ સમજવું–પ્રાણીવાચક નહિ 'कडए' એ પ્રાકૃત ભાષાનો શબ્દ છે એનુ સંસ્કૃતમા "कृतक" રૂપ થાય છે. એનો અર્થ 'ભાવિત' એમ થાય છે અભયદેવસૂરીએ પણ 'ભાવિત' અર્થ કર્યો છે कृत જ कृतक છે

સારાંશ–માર્જાર નામક (બિડાલી) ભૂમિકુષ્માણ્ડ શાક છે બિલ્લી (માર્જાર) મરઘા વગેરેના નખ કે મુખ દ્વારા ફાડેલ, ચીરેલ, મારેલ, એવો પ્રયોગ તમામ જગા પર થાય છે કિન્તુ कृत-कृतक નો પ્રયોગ થતો નથી कृत કે कृतक નો પ્રયોગ, વનસ્પતિનો કોઈ પણ પદાર્થ બનાવ્યો હોય તે અર્થમા હોવાથી ઉપરોક્ત (ભાવિત) અર્થમા છે. એથી માસ અર્થ ગલત ઠરે છે

" मज्जारकडप " એનો ખુલાસો કર્યા બાદ હવે ' कुक्कुट मंसप ' એ શબ્દનો વિચાર કરીએ.

' कुक्कुड-मंस ' कुक्कुड નો અર્થ કૌસામ્બી વગેરેએ મરઘો (કુકડો) એવો કર્યો છે, એ ઠીક છે, પરંતુ ભગવતીમા પ્રસ્તુત પ્રકરણમા ' कुक्कुड ' પ્રાણીવાચક નથી અહીં (ભગવતી-પ્રકરણમા) બીજોરાનો ગર્ભ ( ખાવા જેવો નરમ ભાગવાળો માવો ) છે

વનસ્પતિ શાસ્ત્ર જોવાથી, ' कुक्कुट ' શબ્દનો અર્થ ' सुनिषण्ण ' નામનુ શાક, વનસ્પતિ ને ' સેમલ ' નુ વૃક્ષ થાય છે ' કુકકુટી ' તથા ' મધુ કુકકુટી ' નો અર્થ માતુલિંગબિજોરા થાય છે અને એ અર્થ ટીકાકારોને પણ અભીષ્ટ છે કેમકે ' સ્વસ્તિક (सुनिषण्ण) અત્રે દાહયુક્ત પિત્તજવરમા ઉપયોગી નીવડે છે પરંતુ ' सुनिषण्ण ' એ શાકભાજી (પાદડાવાળી) છે, ( તેમા ગર્ભનો અભાવ હોય છે ) અને સેમલના ફળમા માસ (ગર્ભ-માવો) પણ હોય છે. પરંતુ તે આ રોગમા લાગુ-કામિયાબ થતુ નથી એથી ' कुक्कुट मंस ' શબ્દમા 'मंस' શબ્દ નિરર્થક લાગે છે માતુલિંગ-બિજોરાના ફળમા માસ-ગર્ભ હોવાથી તે સાર્થક જણાય છે

" कुक्कुडमंसप " માર્જારનામક વનસ્પતિની સાથે-બિજોરાપાક કર્યો

' कुक्कुड ' શબ્દ વનસ્પતિ અર્થમા છે, એનુ પ્રમાણ શ્રી હેમચંદ્રાચાર્ય કૃત ' નિઘણ્ટુ શેષ ' શાકકાંડમા 'कुक्कुट' નામક શાક છે પૃ ૯૯ શ્લો ૩૫૨

'श्रीवारकः शितिकरो, वितुन्न कुक्कुटशिति. ।
मूलकेतु महाकन्दो, रूविष्यो हस्तिदतक' ॥२५२॥
वैद्यकशब्दसिंधु—पृ ( २५२ )—कुक्कद ( क ) पु
सुनिषण्णशाके

मा. पू ७ म. शाक व सुणसुणारान् पाठः इति
कोडकणे "शाल्मलिवृक्षे"

कैयदेव निघण्टु पृ. ७४६—'सुनिषण्णकः (शितिवार)
सुनिषण्णः सूचीपत्रश्चतुष्पत्रो वितुन्नकः ।
श्रीवारक सितिवार' स्वस्तिकः कुक्कुटः सितिः ॥
चागेरिपत्रसदृशपत्रशूल्या च थायसः ॥६३३॥

અર્થ—સુનિષણ્ણક, સૂચિપત્ર, વિતુન્નક, શ્રીવારક, સિતિવાર, સ્વસ્તિક, કુક્કુટ, સિતિ, શૂલ્યા, થાયસ, આ સુનિષણ્ણના નામ છે ચગેરીના પાન સમાન તેના પાન હોય છે—'શાલિગ્રામ નિઘણ્ટુભૂષણમ્' પૃ ૮૭

સુનિષણ્ણના નામ—સિતિવાર, સિતિવર, સ્વસ્તિક, સુનિષણ્ણ, સૂચિપત્ર, પર્ણાક, કુક્કુટ, વગેરે

સુનિષણ્ણના ગુણો—

'सुनिषण्णो लघुर्ग्राही, वृष्योऽग्निकृत त्रिदोषहा ।
मेधारुचिप्रदो दाहज्वरहारी रसायनः ॥'

સુનિષણ્ણક—લઘુ, ગ્રાહી, પૌષ્ટિક, અગ્નિવર્ધક, ત્રિદોષનાશક, મેધા, ને રુચિવર્ધક, દાહજ્વરનાશક ને રસાયન છે વૈદક શબ્દસિંધુ—પૃ ૯૫૨

ગુણ–પૌષ્ટિક, બલકારક, સ્વાદિષ્ટ, શીત, કસેલ, હલકુ, સ્નિગ્ધ, વીર્ય ને કફની વૃદ્ધિ કરનાર છે ગ્રાહી ને કસેલ એ રસના ગુણ છે. એના ફળ, ફૂલના ગુણ તેની માફકજ છે. ઘી અને મીઠામાં સાધેલ તેનુ ફળ પ્રદરનો નાશ કરે છે. રસ તથા પાકમા મધુર, કષાય, ગુરુ, શીતલ, ગ્રાહી તથા વાતકારક છે. ( ભા. વ. ૧ ભ શાકવર્ગ) કૃમિ તથા પ્રમેહનાશક, રુક્ષ, ઉષ્ણ, પાકમા કટુ, લઘુ, વાત ને કફનો નાશ કરનાર (સુ મૂ ૮૬ અ )

કુક્કુટી–કુક્કુટનો તે સ્ત્રી વાચક શબ્દ છે અને એ પ્રમાણે–મધુ–કુક્કુટીકા–શબ્દ બીજપૂરક (બીજોરા) વૃક્ષનો પર્યાયવાચી શબ્દ છે અપિ–શબ્દથી સુનિષણ્ણ–આદિનો અર્થ ગ્રહણ કર્યો. 'મધુ કુક્કુટિય' શબ્દમા 'મધુ' વિશેષણ કાઢી નાખતા ' કુકકુટિકા ' વધે ' કુકકુટી ' શબ્દને क પ્રત્યય લગાડતા, અને હ્રસ્વ કરતા ' કુકકુટિકા ' શબ્દ બન્યો. જેમ–મધુકુકકુટિકા ' નો અર્થ ' બીજોરા ' છે તેમ કુકકુટ શબ્દનો અર્થ પણ ' બિજોરા ' થાય છે

વૈદક શબ્દસિંધુ ' મા कुक्कुटी (पु) मधुकुक्कुटिका (टी) (स्त्री) मातुलुंगवृक्षे-जम्बीरभेद । मह्रुर इति भाषा ।

गुणा –मधुकुक्कुटीका शीता, श्लेष्मलाऽऽस्यप्रसादनी ।
रूच्या स्वादुर्गुरुः स्निग्धा, वातपित्त विनाशिनी ॥
शा ३५. ७०८

" स्यान्मातुलुंग कफवातहन्ता, कृमीणा जठरामयघ्नः ।
सदूषितरक्तविकारपित्तसन्दीपन शूलविकारहारी ॥ "

तत्फलगुणाः—श्वासकासरुचिघ्नं, तृष्णाघ्नं कण्ठशोधनम् ।
दीपनं लघु रुच्यं च, मातुलुङ्गमुदाहृतम् ॥ पृ. ७४२

અર્થ—બિજોરા—કફ અને વાતનો નાશ કરનાર, પેટના કીડાને નષ્ટ કરનાર, દુષિત રક્ત વિકાર મટાડનાર છે

માતુલુંગ—(બિજોરા)ના ગુણ આ પ્રકારના છે

શ્વાસ, ખાસી, તથા રુચિનો નાશ કરનાર, તૃષ્ણાનો નાશ કરનાર, કંઠને શુદ્ધ કરનાર, દીપન, લઘુ તથા રુચિકારક છે. સુશ્રુતસંહિતામા—પૃ. ૩૨૭—બીજોરા—श्वासकासरुचिघ्नं ' ઈત્યાદિ બે શ્લોક ને એનો અર્થ અમે આગળ કહી દીધો છે

' વાગ્ભટે સૂત્રસ્થાન ' અ ૬ શ્લો ૧૨૯—૧૩૧

त्वक् तिक्ता कटुका स्निग्धा, मातुलुङ्गस्य वातजित् ।
बृंहणं मधुरं मांसं, वातपित्तहरं गुरु ॥
लघुतत्केसरं कासश्वासहिध्ममदात्ययान् ।
आस्यशोषानिलश्लेष्म विबन्धच्छर्द्यरोचकान् ।
गुल्मोदरार्शः शूलानि मन्दाग्नित्वं च नाशयेत् ॥

બીજોરાની છાલ, માસ (ગર્ભ) અને કેસરનો પૃથક્ પૃથક્ ઉપયોગ દેખાડેલ હોવાથી તેના ગુણો પણ પૃથક્ પૃથક્ જણાવેલ છે

માતુલુંગની છાલ—તીખી, કડવી, સ્નિગ્ધ, તથા વાતનાશક છે માતુલુંગનુ માસ (ગર્ભ—માવો) બૃંહણ—પૌષ્ટિક, મધુર, વાત ને પિત્તનાશક છે તેની કેસર લઘુ, શ્વાસ,

ગુણ–પૌષ્ટિક, બલકારક, સ્વાદિષ્ટ, શીત, કમેલ, હલકુ, સ્નિગ્ધ, વીર્ય ને કફની વૃદ્ધિ કરનાર છે ગ્રાહી ને કસેલ એ રસના ગુણ છે. એના ફળ, ફુલના ગુણ તેની માફકજ છે. ઘી અને મીઠામા સાધેલ તેનુ ફળ પ્રદરનો નાશ કરે છે. રસ તથા પાકમા મધુર, કષાય, ગુરુ, શીતલ, ગ્રાહી તથા વાતકારક છે. ( ભા ૧. ૧ ભ શાકવર્ગ) કૃમિ તથા પ્રમેહનાશક, રુક્ષ, ઉષ્ણ, પાકમા કટુ, લઘુ, વાત ને કફનો નાશ કરનાર (સુ. મૂ ૮૬ અ )

કુક્કુટી–કુક્કુટનો તે સ્ત્રી વાચક શબ્દ છે અને એ પ્રમાણે–મધુ–કુક્કુટીકા–શબ્દ બીજપૂરક (બીજોરા) વૃક્ષનો પર્યાયવાચી શબ્દ છે. અપિ–શબ્દથી સુનિષણ્ણ–આદિનો અર્થ ગ્રહણ કર્યો. 'મધુ કુક્કુટિય' શબ્દમા 'મધુ' વિશેષણ કાઢી નાખતા ' કુકકુટિકા ' વધે ' કુકકુટી ' શબ્દને क પ્રત્યય લગાડતા, અને હ્રસ્વ કરતા ' કુકકુટિકા ' શબ્દ બન્યો. જેમ–મધુકુકકુટિકા ' નો અર્થ ' બીજોરા ' છે તેમ કુકકુટ શબ્દનો અર્થ પણ ' બિજોરા ' થાય છે

વૈદક શબ્દસિધુ ' મા कुक्कुटी (पु) मधुकुक्कुटिका (टी) (स्त्री) मातुलुगवृक्षे–जम्बीरभेद । मकुर इति भाषा ।

गुणा'–मधुकुक्कुटीका शीता, श्लेष्मलाऽऽस्यप्रसादनी ।
रुच्या स्वादुर्गुरुः स्निग्धा, वातपित्त विनाशिनी ॥
श ३५ ७०८

" स्यान्मातुलुग कफवातहन्ता, कृमीणां जठरामयघ्नः।
सदूषितरक्तविकारपित्तसन्दीपन. शूलविकारहारी ॥ "

तत्फलगुणाः—श्वासकासरुचिघ्नं, तृष्णाघ्न कण्ठशोधनम् ।
दीपन लघु रुच्य च, मातुलुङ्गमुदाहृतम् ॥ पृ. ७४२

અર્થ–બિજોરા–કફ અને વાતનો નાશ કરનાર, પેટના કીડાને નષ્ટ કરનાર, દુષિત રક્ત વિકાર મટાડનાર છે

માતુલુંગ–(બિજોરા)ના ગુણ આ પ્રકારના છે

શ્વાસ, ખાસી, તથા રુચિનો નાશ કરનાર, તૃષ્ણાનો નાશ કરનાર, કંઠને શુદ્ધ કરનાર, દીપન, લઘુ તથા રુચિકારક છે સુશ્રુતસંહિતામા–પૃ ૩૨૭–બીજોરા–श्वासकासरुचिघ्नं ' ઈત્યાદિ બે શ્લોક ને એનો અર્થ અમે આગળ કહી દીધો છે

' વાગ્ભટે સૂત્રસ્થાન ' અ ૬ શ્લો ૧૨૯–૧૩૧

त्वक् तिक्ता कटुका स्निग्धा, मातुलुङ्गस्य वातजित् ।
बृंहणं मधुरं मांसं, वातपित्तहरं गुरु ॥
लघुतत्केसरं कासश्वासहिध्ममदात्ययान् ।
आस्यशोषानिलश्लेष्म विबच्छर्द्यरोचकान् ।
गुल्मोदरार्शः शूलानि मन्दाग्निञ्च च नाशयेत् ॥

બીજોરાની છાલ, માંસ (ગર્ભ) અને કેસરનો પૃથક્ પૃથક્ ઉપયોગ દેખાડેલ હોવાથી તેના ગુણો પણ પૃથક્ પૃથક્ જણાવેલ છે

માતુલુંગની છાલ–તીખી, કડવી, સ્નિગ્ધ, તથા વાતનાશક છે માતુલુંગનું માંસ (ગર્ભ–માવો) બૃહણ–પૌષ્ટિક, મધુર, વાત ને પિત્તનાશક છે તેની કેસર લઘુ, શ્વાસ,

ખાસીથી થનાર રોગોનો નાશ કરે છે મુખની રુક્ષતાને, વાત, કફ, વમન, અરુચિ, ગુલ્મ, બવાસીર, શળ ને મહાગ્નિનો નાશ કરનાર છે. ઉપરના-પ્રમાણોથી ' कुक्कुडमसए ' નો અર્થ બીજોરાના ફળનો ગર્ભ-(માવો) જ છે.

સિંહ અણુગારને ( મહાવીર સ્વામીએ ) પહેલુ વાક્ય આ કહ્યુ હતુ કે-' मम अट्ठे दुवे कवोयसरीरा उवक्खडिया, तेहिं नो अट्ठो ' મારે માટે કોળાનો પાક પકાવ્યો છે, તે ગ્રહણ કરવા યોગ્ય નથી, કારણ કે તે આધાકર્મી હોવાથી સદોષ છે

સિંહ અણુગારને બીજું વાક્ય આ કહ્યુ હતુ કે-

' अत्थि से अन्ने पारियासिए मज्जारकडए कुक्कुडमंसए तमाहाराहि '

બિરાલિના કદદ્વારા સસ્કાર કરેલ બીજોરાનો ગર્ભ ( નરમ ભાગ-માવો ) રેવતી ગાથાપત્નીના ઘેર, કાલે, પકાવ્યો છે, તે લઈ આવ, તે નિર્દોષ છે.

## પ્રકરણ ૩૩ મુ.

## માંસ રોગને વધારે છે.

માસનો સ્વભાવ ઉષ્ણ છે. એનાથી પિત્તનો પ્રકોપ થાય છે મળમા લોહી પડવામા અધિકતા આવે છે એ માટે, માસ તે રોગની દવા થઈ શકતુ નથી

શીતજન્ય રોગોની દવા ઉષ્ણ સ્વભાવવાળી હોય છે. શીત સ્વભાવવાળી નહિ આ રીતે ગરમીથી ઉત્પન્ન થયેલ રોગની પણ દવા શીત સ્વભાવવાળી હોય છે, ગરમ સ્વભાવવાળી નહી. ઉષ્ણ સ્વભાવવાળી દવા તો તે રોગને વધારનાર બને છે

વૈદક શબ્દસિધુ કોષ પૃ ૭૦૧ મત્સ્ય શબ્દ પ્રસગે, ૭૩૯ પૃ મા માસ શબ્દ પ્રસગે—"मत्स्यमांसस्य, साधारण मासस्य च, रक्तपीतजनकत्वेनोष्ण स्वभावत्वम्-तथा चोष्णरोगाणां वर्धकमेव मांसं भवति, न तु शामकमिति"

માસ શબ્દના પ્રસગમા મત્સ્યમાસ અને સાધારણ માસ, રક્તપિતજનક હોવાથી ઉષ્ણ સ્વભાવવાળુ કહ્યું છે. એથી એ વાત સાબિત થાય છે કે માસ ઉષ્ણ રોગોનુ વર્ધક છે—નાશક નહિ ભગવાન મહાવીર સ્વામીના શરીરમા, પિત્તજ્વર, રક્તપાત અને દાહ, આ બધા ઉષ્ણ સ્વભાવવાળા

રોગ હતા  ઉષ્ણુ સ્વભાવવાળા રોગો, માસથી ઘટે કે ઉલ્ટાના વધે ? એનો નિર્ણય તો સહજતાથી જ આપી શકાય તેમ છે !

મારા આત્મબધુ ધર્માનદ કૌસામ્બીજી, પોતાની અયોગ્ય, આક્ષેપક કલમને થોડીવાર થોભાવીને, જરા-વિચાર કરે તો જરૂર તેમને માલમ પડશે કે, પિત્તનો પ્રકોપ હોવાથી તથા લોહીની (ઝાડામા) અધિકતા હોવાથી, કોઇ પણ પ્રકારનુ 'માસ' ઔષધ (આહાર) થઈ શકે નહિ અને મરઘાનું માસ તો અતિશય ગરમ હોય છે, તે માસ ખાનાર જાણે છે.

એમ જણાય છે કે-કૌસામ્બીજી-'જૈન શ્રમણોનો માંસાહાર' એ પ્રકરણ લખતી વેળા, શાત સ્વભાવી, સૌમ્ય મૂર્તિવાળા મહાત્મા બુદ્ધના આદર્શને સદતર ભૂલી ગયા છે, અને 'પ્રસ્થાન' માસિકમાના એક લેખના લેખકને, ગોપાળદાસ જીવાભાઈ પટેલને જ ગુરુ તરીકે માન્ય કરી કલમ ચલાવી છે. એના પરિણામે કૌસામ્બીજીની વૃદ્ધાવસ્થામા, તેમણે આ નિદનીય કામ કર્યું. અસ્તુ ! જે બની ગયુ તે બની ગયુ ભૂલ તો, સર્વજ્ઞ વિના, બધાયથી થાય છે. એથી કૌસામ્બીજીએ ભૂલ કરી તે કોઈ મોટી વાત નથી મોટી વાત તો એ બનશે કે આ 'જૈન શુદ્ધાહાર વિચાર' પુસ્તકને વિચારપૂર્વક, બુદ્ધિને સ્થિર કરીને, મધ્યસ્થ રહી વાચીને, સત્ય ગ્રહણ કરી, સત્ય કહી દે-સત્ય લખી દે કે-જૈનશ્રમણ માસાહારી નથી.

વાદી-આ પ્રકારનુ માસાર્થને બાધક પ્રમાણ મોજૂદ હોવા છતા પણ, ટીકાકારે એ પક્ષનુ ખડન કેમ કર્યું નહિ ?

શાસ્ત્રકારનુ સમાધાન-ભાઇ! ખડન કરવાથી કંઈ ચાદ મળી જતા નથી ટીકાકારે ઉત્તરપક્ષ વિસ્તૃત લખીને અને 'श्रुयमाणमेवार्थं केचिन्मन्यन्ते' એમ કહીને ખડનજ કર્યું છે મડન તો વનસ્પતિ આહારનુ જ છે

અભયદેવસૂરીએ પ્રથમ ઠાણાયગ સૂત્રની ટીકા લખી છે. નવમા ઠાણામા રેવતી ગાથા પત્નીના તીર્થંકર નામ ગોત્ર બાધવાના કારણ સ્વરૂપ, મહાવીરને માટે સિહ અણગારને આપેલ દાન સબધી પાઠનો અર્થ આમ કહ્યો છે કે- 'ततो गच्छत्वं नगरमध्ये, तत्र रेवत्यभिधानया गृहपतिपत्न्या मदर्थं द्वे कूष्माण्डफलशरीरे उपस्कृते इत्यादि।

આનો અર્થ આગળ કહી દેવામા આવ્યો છે

આ પ્રકારની સત્ય ટીકા જ્યારે પ્રસિદ્ધિમા આવી ત્યારે કોઈ શુષ્ક તર્કવાદીએ, પૂર્વાપર વિચાર કર્યા વિના તથા શાસ્ત્રનો અભ્યાસ કર્યો વિના, 'कवोय' 'मज्जार' 'कुक्कुट' એ ત્રણ શબ્દોનો ફક્ત પ્રાણીવાચક અર્થ જ ગ્રહણ કર્યો અને પોતાની અજ્ઞાનતાનુ પ્રદર્શન કર્યું ત્યારે તેમને વાસ્તવિકતાથી સમજાવવા માટે, ભગવતીજી પરની, અભયદેવસૂરીની ટીકા વિસ્તૃત સ્વરૂપે લખાઈ છે (આ વાત પાછળના પ્રકરણો જોવાથી સમજાશે )

પ્રિય પાઠકો! એ યાદ રાખવુ જોઇએ કે अन्येत्त्वाहु એમા અન્યથી બીજો મત, અને ખુદ અભયદેવસૂરી, પોતાની પહેલાના તમામ જૈનાચાર્ય અને તેમના સમકાલીન તમામ જૈનોનો મત કહે છે એનુ પ્રબળ પ્રમાણ એ છે કે જે મૂળ પુરુષની માન્યતા તથા આચરણ હોય છે, તે એમના

અનુયાયીઓમા પણ ઓછેવત્તે પ્રમાણુમા જરૂર હોય છે. અને એનો ઉલ્લેખ યુગ યુગના પુરુષો દ્વારા લખાયેલ ગ્રથોમા, પ્રાતીય ભાષાઓમા જરૂર મળે છે

જો મહાવીર માસાહાર કરતા હોત તો, આજસુધી અવિચ્છિન્ન પરપરામા, એમના સિદ્ધાતોના પ્રચારાર્થે હજારો બલ્કે લાખો ગ્રથો લખાયા છે, લખાઇ રહ્યા છે તેમાના કોઈ પણ ગ્રથમા તેમના માસાહાર વિશેનો ઉલ્લેખ જરૂર મળ્યો હોત. પરંતુ તેવો ઉલ્લેખ ક્યાય મળતો નથી

આજ, કર્મ ને કાળના દોષથી એકજ મહાવીરને માનવાવાળા જૈનોમા વિભિન્નતા, વિવિધતા જોવામા આવે છે, કિન્તુ 'સમસ્ત જૈન માસાહારી નથી' એજ એક પ્રબળ પ્રમાણુ છે.

અમે પૃથ્વી પર અનેક પથ જોઈએ છીએ એમના મૂળ પુરુષોએ જે આચરણુ કર્યું તે, કોઇને કોઈ અશમા, તેમના અનુયાયી-એ આચરણુ કરનારાઓમા મળેજ છે- જેમકે બૌદ્ધ વગેરે.

જૈનની મુખ્ય બે શાખાઓ છે-(૧) શ્વેતાબર (૨) દિગબર શ્વેતાબરમા કોઇ એક સમયે, ૮૪ ગચ્છ હતા વર્તમાનમા લોંગાગચ્છ, આચલગચ્છ, પાયચદગચ્છ, તપોગચ્છ, ખરતરગચ્છ, કમલગચ્છ, યતિ સપ્રદાય, સ્થાનકવાસી, સાધુ માર્ગી, બાવીસ સપ્રદાય, તેરાપથી, વીસપથી, કવિપંથી, સોનગઢપંથી વગેરે વગેરે છે

દિગબરમા પણ અનેક ભેદ છે કાષ્ઠસઘ, મૂલસઘ,

માથુરસંઘ, ગોપ્યસંઘ, વીસપંથી, તેરાપંથી, તારણપંથી, પંડિતપાર્ટી, બાબુપાર્ટી વગેરે વગેરે ઉપરોક્ત આ બધાજ મત, પંથ, સંપ્રદાય, માંસ-મદિરાને અભક્ષ્ય-અપેય માને છે આમા કોઈ માંસાહારી નથી અને જેઓ માંસાહાર કરે છે તેઓ જૈનધર્મની ગણનામા નથી 'જૈનશ્રમણ માંસાહારી નથી અને નહોતા' તેનુ આ જીવતુ જાગતુ પ્રમાણ છે.

'श्रुयमाणमेवार्थं केचिन्मन्यन्ते' એ પ્રકારના શબ્દ પ્રયોગમા 'श्रूयमाण' શબ્દથી નિશ્ચયમત સાબિત થતો નથી, તોપણ 'केचिन्मन्यन्ते' એનો નિરાસ કરવા, ભગવતીના પાઠનો ખુલાસો કરવા, વિસ્તૃત ટીકા છે તે ફરીવાર, પાઠકોની સમક્ષ મૂકવી ઉચિત છે ખૂબ ધ્યાનપૂર્વક પાઠક વાચે

अन्येत्त्वाहुः-कपोतकः पक्षीविशेषस्तद्वये काले वर्ण साधर्म्यात्ते कपोते-कूष्माण्डे, ह्रस्वे कपोतकशरीरे, अथवा कपोतकशरीर इव धूसरवर्णसाधर्म्यादेव कपोतकशरीरे कूष्माण्डफले एव, ते उपसंस्कृते-संस्कृते, ते हिं नो अत्थेति बहुपापत्त्वात् "। मार्जारो वायुविशेषस्तदुपशमनायकृतं संस्कृत मार्जारकृतम् ।

अपरे त्वाहुः-मार्जारो विडालिकाभिधानो वनस्पति विशेषः तेन कृत्त भावित यत्तत्तथा, किं तत् । इत्याहुः कुक्कुटक मांसकम्-बीजपूरकम्, कटाहमाहराहित्ति' निरवद्यत्त्वादिति ।

## પ્રકરણ ૩૪ મું.

### પૂ. ગુલાબચંદ્રજીનું મંતવ્ય

મારા આત્મબંધુ ધર્માનંદ કૌસામ્બીજીએ, જૈનશ્રમણ માંસાહાર કરતા હતા, તે વાત સાબિત કરવા, સત્ય સમજ્યા વિના, આચારંગ દશવૈકાલિક, ભગવતી સૂત્રના ઉતારા આપી દીધા પરંતુ એ ત્રણે સૂત્રો, માંસાહારના વિધાયક સૂત્રો નથી તે સૂત્રો વનસ્પતિના નિર્દોષ આહારના વિધાયક છે

'ભગવાન બુદ્ધ'ના ઉત્તરાર્ધના પૃ ૯૯મા લખ્યું છે કે— मांसाहाराविषयी प्रसिद्ध जैनसाधूंचें मत,' આ પ્રકારના મથાળા નીચે સરાસર, અસત્ય ફેલાવીને લખે છે કે—

स्थानकवासी वृद्ध गुलाबचन्द्र साधु कांहीं अतरांवर बसले होते. ते तेथूनच आपल्या शिष्याला म्हणाले- या गृहस्थानें दोन उताऱ्यांचा जो अर्थ लावला, तो च बरोबर आहे आधुनिक टीकाकारानीं केलेले अर्थ ठीक नव्हत. ह्या दोन उताऱ्यां शिवाय वत्याच टिकाणीं जैनसाधु मासाहार करीत होत, याला आधार सांपडतात."

આનો મતલબ એમ છે કે—કોઈ જૈન પંડિતની સાથે, કૌસાંબીજી, અમદાવાદમાં ચાતુર્માસ સ્થિત જૈનાચાર્ય

પૂજ્ય શ્રી ગુલાબચંદ્રજી મહારાજ અને એમના પ્રસિદ્ધ શિષ્ય ભારતભૂષણ પ ર શતાવધાની શ્રી રત્નચંદ્રજી મહારાજની પાસે ગયા તેમની સાથે કેટલીક પ્રાસંગિક વાતચીત થઈ

પ્રિય પાઠકો ! ભા ભૂ. પ ર શ રત્નચંદ્રજી મહારાજની સાથે કેટલોક વખત, કોઈને કોઈ વિષય પર વાતચીત થઈ તે વિશે કૌસામ્બીજીએ વધુ લખ્યુ નથી માત્ર એટલુ લખ્યુ છે કે, તે (રત્નચંદ્ર સાધુ) म्हणाले-तुम्ही आमचे प्राचीन साधु मासाहार करीत होते, असें लिहून आमच्या धर्मावर आघात केलांन-हें ठीक नव्हे ' એનો સારાશ એમ છે કે—રત્નચંદ્રજી સાધુ બોલ્યા કે, તમે લખ્યુ છે કે—પ્રાચીન સાધુ માસાહાર કરતા હતા એમ લખીને અમારા જૈન ધર્મ પર મિથ્યા આક્ષેપ કર્યો, તે ઠીક કર્યું નથી

- ગુલાબચંદ્રજી મહારાજ રત્નચંદ્રજી મહારાજના ગુરુ વર્ય છે એમણે પણ, જે રત્નચંદ્રજી કહે છે તેમ કહ્યું હતું પરંતુ પૂ ગુરુએ જે કહ્યુ તેનાથી ઉલ્ટુ લખી માર્યું કે આ ગૃહસ્થે બે ઉતારાનો જે અર્થ કર્યો છે તે બરોબર ઠીક છે,—આજકાલના ટીકાકારોએ કરેલો અર્થ ઠીક નથી આ બે ઉતારાઓ સિવાય બીજા પણ સારા સારા સ્થળે, જૈન સાધુ માસાહાર કરતા હતા, તે માટેના આધાર મળે છે

ગુલાબચંદ્રજી મહારાજનુ નામ લઈને કહેવાથી, કૌસાબીજીનો સર્વ લેખ મિથ્યા ઠરે છે અને ભલીભોળી

અજ્ઞાન જનતાને ધોકા દેવા સિવાય તેમા કશું જ તથ્ય નીકળતુ નથી

આચાર્ય શ્રી ગુલાબચદ્રજી મહારાજ હાલ કાઠિયાવાડમા કાઠી ગામ જેતપુરમા વિરાજે છે. એમને કૌસામ્બીજીના ઉક્ત લેખ વિશે પૂછ્યુ તો પૂજ્યશ્રીએ જે કહ્યુ તે નીચે મુજબ છે.

" મે (પૂજ્ય શ્રીએ) ૧૯૮૫મા અમદાવાદમા માસાહાર સબધી વાત કરી હોય તેવુ મારા લક્ષમા નથી. ઉપરાન્ત જૈન શ્રમણો માસાહાર કે દારૂ વગેરેનુ ભક્ષણ કદી નથી કરતા. ત્યા આ છૂટ કયાથી હોય ? માસાહાર બાબતથી હુ તદ્દન વિરુદ્ધ છુ ધર્માનદ કૌસામ્બીએ 'ભગવાન બુદ્ધ' નામના પુસ્તકમા જે છપાવ્યુ છે તે વાત વજૂદ વગરની છે તે વાત સાથે હુ સમત નથી તે માસાહાર વાળી વાત મને મજૂર નથી એ મારો ખુલાસો છે.

સજ્જનો ! પૂજ્ય ગુલાબચદ્રજી મહારાજે સાફ કહ્યું છે કે, કૌસામ્બીજીએ જે માસાહારની બાબત જૈનો માટે લખી છે તે ખોટી છે–પ્રમાણુ રહિત છે સાધારણ જૈન અથવા જૈન શ્રમણ કોઈપણ વાર, માસાહાર કરતા નથી

મહાનુભાવો ! આ પૂજ્ય શ્રી ગુલાબચદજી મહારાજના સુશિક્ષિત ભારતભૂષણ પ ર શતાવધાનીજી મહારાજે, 'રેવતીદાન સમાલોચના' નામના પુસ્તકમા, જે માસાહારના વિષયમા, જૈનશાસ્ત્રોના અજ્ઞજનોએ ભ્રમણાત્મકવાદ ફેલાવ્યા છે, તે અગે સપ્રમાણુ, મચોટ ખુલાસો કર્યો

છે, શું એમના દિક્ષિત, શિક્ષિત ગુરુ, ‘માસાહાર’નુ વિધાન કરે ? આ વાત કોઈ પણ અજ્ઞ પણ, માનવાને તૈયાર નહિ થાય

પ્રિય પાઠકો ! આપ ‘રેવતીદાન સમાલોચના’ જરૂર વાચો તો આ ‘જૈન શુદ્ધાહાર વિચાર’પુસ્તક સમજવામા તે મદદકર્તા થઈ પડશે



## પ્રકરણ : ૩૫મું

## ખોટી આશંકા

મારા આત્મબંધુ ધર્માનંદ કૌસામ્બીજી, એક અસત્ય આશંકા કરીને, 'જૈન શ્રમણોનો માંસાહાર' સિદ્ધ કરવા માગે છે, પરંતુ એમની આશંકા નિર્મૂલ છે.

પૃ. ૧૦૬ માં લખે છે કે,

" ते पूर्वकालीन तपस्यांप्रमाणें जंगलांतील फळांमुळांवर निर्वाह करून न रहातां लोकांनीं दिलेल्या भिक्षेवर अवलंबून रहात. आणि त्याकाळीं निर्मांसमत्स्य भिक्षा मिळणें अशक्य होतें. ब्राह्मण यज्ञांत हजारों प्राण्यांचा वध करून त्यांचें मांस आजूबाजूच्या लोकांना वाटीत. खेड्यांतील लोक देवतांना प्राण्यांचें बलिदान करून त्याचे मांस खात. या शिवाय खाटीक लोकभर चौकात गाईला मारून तिचें मांस विकावयास बसत. अशा स्थितीत पक्व अन्नाच्या भिक्षेवर अवलंबुन रहणाऱ्या श्रमणाना मांसाशिवाय भिक्षा मिळणें कसे शक्य होते ? "

આનો મતલબ નીચે મુજબ છે કે તે લોકો, પૂર્વકાળમાં, તપસ્વીઓની માફક જંગલના ફળ, ફૂલ પોતાની

વગેરેથી આજીવિકા કરતા નહોતા પરંતુ લોકોએ આપેલી ભિક્ષાનું અવલંબન કરીને, આજીવિકા કરતા હતા પરંતુ તે કાળમાં માંસ મત્સ્યથી રહિત ભિક્ષા મળવી મુશ્કેલ હતી કેમકે બ્રાહ્મણ લોકો યજ્ઞોમાં પ્રાણીઓનો વધ કરી, તેમનું માંસ લોકોને આપી દેતા હતા નાના નાના ગામડાઓમાં પણ લોકો દેવીને, પ્રાણીઓનું બલિદાન આપતા હતા ને તેમનું માંસ ખાતા હતા એ સિવાય ખાટકી (કસાઈ) મેદાનમાં ચોપાટીની ઉપર ગાયોને મારીને માંસ વેચતા હતા એવે સમયે પકાવેલ અન્ન પર રહેવાવાળા શ્રમણોને માંસ વિનાની ભિક્ષા મળવી કેવી રીતે શક્ય હોય ?

આ પ્રકારની શંકાશીલ ગોલમાલ લખીને, અજ્ઞાન જનતાને તેઓ એમ બતાવવા માગે છે કે, જ્યાં ત્યાં હિંસા થતી હતી માંસ પુષ્કળ મળતું હતું પકાવેલું અન્ન-(માંસરહિત) મળતું નહોતું

કૌસામ્બીજીએ આ શંકા, જૈન શ્રમણોને ધ્યાનમાં રાખીને જો કરી હોય તો કહેવું પડશે કે કૌસામ્બીજી પોતાની અજ્ઞાનતાનું પ્રદર્શન માત્ર કરી રહ્યા છે, કારણ કે જૈન સાધુ જંગલમાં રહે છે, ને તપશ્ચર્યા કરે છે વસતિમાં નહિ, એમ કહેવું એના કરતા વધુ સાચું એ છે કે જૈન શ્રમણ કોઈ કોઈવાર જંગલમાં પણ રહે છે, ને કોઈ કોઈવાર વસતિમાં પણ રહે છે સ્મશાન, શૂન્યગૃહ ઈત્યાદિમાં પણ રહે છે

જંગલમાં રહેનાર કે બગીચામાં રહેનાર સાધુ, ભિક્ષાચરીને માટે, મોટે ભાગે વસતિમાં આવતા હતા.

અવસર્પિણીકાલમાં ભરતક્ષેત્રમા આદ્ય ધર્મપ્રવર્તક ઋષભદેવના શાસનમા ધર્મરુચિ મહામુનિનો અધિકાર છે કે-ધર્મઘોષ નામના મહામુનિ આચાર્યદેવ ફરતા ફરતા ચપા-નગરીમા આવ્યા સુરભિ નામના ઉદ્યાનમા નિવાસ કર્યો એમના શિષ્ય ઘોર તપસ્વી તથારૂપ મહાત્મા ધર્મરુચિ મહામુનિ, માસક્ષમણ (એક મહિનાની તપસ્યા બાદ) ના પારણામા ગુરુદેવ પાસે આજ્ઞા માગે છે કે-

**"तएण से धम्मरुई अणगारे मासखमणपारगंसि पढमाए पोरसीए सज्झायं करेत्ति २ त्ता बीयाए पोरसीए एवं जहा गोयमसामी तहेव उग्गाहेत्ति २ त्ता तहेव धम्म· घोसं थेरं, आ पुच्छई २ त्ता, जाव चंपानयरी उच्चनीच- मज्झमकुलाई जाव अडमाणे जेणेव नागसिरीए माहणीए गिहे तेणेव अणुपविट्ठे"**

ज्ञाता अ १६

હે ગુરુદેવ! આપની આજ્ઞા હોય તો આજ, એક મહિનાના પારણા હોવાથી હુ આ ચપા નગરીના ઉચ્ચ, નીચ અને મધ્યમ કુલમા સામુદાયિક ભિક્ષા લેવા જાઉં ગુરુએ આજ્ઞા આપી કે યથાસુખ જાઓ ધર્મરુચિ મુનિ નગરીમા ફરવા લાગ્યા. ફરતા ફરતા નાગેશ્રી બ્રાહ્મણીના ઘર પર આવ્યા બ્રાહ્મણીના ઘેરથી તુબડીનુ શાક લીધુ.

ખુદ ઋષભદેવ ભગવાન બાર મહિના સુધી ભિક્ષાટન કરતા રહ્યા વર્ષને અન્તે શ્રેયાસ રાજાને ત્યાથી શેરડીના સાઠાનો રસ લાવીને તેમણે પારણુ કર્યુ પરંતુ કદાપિ તેમણે, મનથી અભક્ષ્ય વસ્તુની ઈચ્છા કરી નહિ તેમના ઘણા

શિષ્યો ભૂખ્યા સંથારો કરી મરણને શરણ થયા, તોપણ તેમણે અભક્ષ્ય માંસ ખાધું નહિ ભગવાનના કેટલાક શિષ્યો પતિત થઈને કંદ-મૂલાહારી બન્યા, પરંતુ માંસ તો તેમણે ખાધું જ નહિ આ વાત, જૈન સિદ્ધાંતોમાં પ્રસિદ્ધ છે ઋષભદેવની પરંપરામાં અસંખ્ય સાધુ-સાધ્વી થઈ ગયા એ પ્રમાણે અજિતનાથ ભગવાનથી માંડીને આજ સુધી, જૈન શાસનમાં એક પણ ઉદાહરણ એવું નથી કે જે કૌસાંબીજીની અસત્ય શંકા સત્ય બનાવે

બાવીસમાં તીર્થંકર ભગવાન નેમિનાથના, અણીયક સેનાદિક, સમાન આકૃતિવાળા, મુનિઓ, બબ્બે બબ્બેની ટોળીમાં, કૃષ્ણ વાસુદેવની માતુશ્રી દેવકી મહારાણીને ત્યાં ભિક્ષાને માટે ગયા. દેવકી મહારાણીએ મુનિઓને વિધિ-પૂર્વક મિષ્ટાન્ન મોદકો વહોરાવ્યા છેલ્લા બે મુનિઓને પણ તેવી જ ભિક્ષા આપી, જેવી પહેલા ચાર મુનિઓને આપી હતી મહારાણી દેવકીને શંકા થઈ એ શંકાના નિવારણ માટે તેણે મુનિને વિનયપૂર્વક પૂછ્યું કે-

तएणं तच्चणं तच्चे संघाडे बारवइनगरीए उच्चनीय जाव पडिलाभेत्ति २ त्ता एवं वयासी किण्हं देवाणुप्पिया ?' किण्हवासु देवस्स इमीसे बार वतीए नगरीए बारस्स जोयण आयामे जाव० पच्चक्ख देवलोकभूयाए समणा णिग्गथाणं उच्चनीय जाव अडमाणा भत्तपाणं नो लपत्ति, तओणं ताइ चेव कुलाइं भत्तपाणा सुजा २ अणुपविसत्ति ॥ १० ॥

तएण ते अणगारा देवइदेवीए एवं वयासी, नो खलु

देवाणुप्पिया ? कण्हं वासुदेवस्स इमीसे वारवईए नगरीए जाव अडमाणा भत्तपाणे नो लब्भइ। ( अपि तु लब्भइ ) नो चेव णं ताइं चेव कुलाइं दोच्चपि तच्चपि भत्तपाणीए अणुपविसंति ॥११॥

अंतकृत वर्ग ३ अ ८

**ભાવાર્થ**—પ્રત્યક્ષ દેવલોક સમાન, આ દ્વારકા નગરીમા સુખસપન્ન, ઋદ્ધિસપન્ન અનેક હજારો દાતાઓ રહે છે. તો શુ એમને ત્યાથી શ્રમણનિર્ગ્રંથોને ભોજન પાણીની ભિક્ષા નથી મળતી કે જેથી મુનિઓને વારવાર આ (એક જ ) જ કુળમા ભિક્ષાને માટે જવુ પડે છે.

દેવકીના સશયનુ નિવારણ કરવા મુનિ કહે છે કે, હે દેવની દેવી ! તારા કૃષ્ણ વાસુદેવની રાજધાની, પ્રત્યક્ષ સ્વર્ગ જેવી દ્વારકા નગરીમા અનેક હજારો દાતાઓ છે. અને શ્રમણોને ઉચ્ચ, નીચ, ને મધ્યમ ગોત્રમાથી ભિક્ષા ( અન્ન, પાણી ) સુલભ રીતે મળે છે નથી મળતા એવી કોઈ વાત નથી શ્રમણ નિર્ગ્રંથોને પણ એક જ કુળમા વારવાર જવુ પડતુ નથી તમને સશય થવાનુ કારણ જુદુ છે.

ભદ્દિલપુરના નાગગૃહસ્થના છ પુત્રો, સમાન આકૃતિ, વય, રગ, રૂપ વગેરેથી સરખા જણાઇએ છીએ. અમારી માતા સુલસા છે ભગવાન અરિષ્ટ નેમિનાથની વાણી સાભળીને, સસારને અનિત્ય જાણી અમે સર્વત્યાગ કર્યો ને ભાગવતી દીક્ષા ગ્રહણ કરી જે દિવસથી દીક્ષા લીધી તે

દિવસથી, કર્મનો ક્ષય કરવા માટે, અમે છઠ્ઠ છઠ્ઠની તપસ્યા કરીએ છીએ આજે છઠ્ઠનુ પારણુ હોવાથી ભગવાનની આજ્ઞા લઈ, દ્વારકા નગરીમા ઊચ નીચ ને મધ્યમ ગોત્રમા ભિક્ષા લેતા લેતા તમારે ત્યા આવ્યા છીએ જે પહેલા બે મુનિઓ આવ્યા હતા તે અમે નહોતા અને અમે પહેલા આવ્યા નહોતા અમારી ત્રણે ટોળીના સાધુઓ ભિન્ન ભિન્ન છે

પાર્શ્વનાથ તીર્થંકરના શ્રમણ નિર્ગ્રંથોની સખ્યા પણ હજારોની હતી એમના શિષ્યોમા કેશીશ્રમણ પ્રખ્યાત છે તે મહામુનિ, રાજા પ્રદેશીને પ્રબોધ દેવા માટે ગયા રાજા પ્રદેશી બહુ જ હિંસક હતો રાજાનો ભાઈ ચિત્તસારથી દયાળુ હતો તે રાતદિન મનમા એક જ વિચાર કર્યા કરતો હતો કે, મારો ભાઈ હિંસા છોડી ક્યારે દયાધર્મી બને ? કોઈ રાજના કામ અગે ચિત્તસારથીને શ્રાવસ્તી નગરીમા જવુ પડ્યુ ત્યા પારસનાથ ભગવાનના શિષ્ય કેશી મુનિના દર્શન થયા એમનો ઉપદેશ સાભળી ચિત્તસારથી શ્રાવક બન્યો ચિત્તસારથીએ ( મુનિને ) શ્વેતામ્બિકા નગરીમા આવીને, રાજા પ્રદેશીને ઉપદેશ કરવાની વિનતિ કરી. જવાબમા મુનિએ કહ્યુ કે–તારો ભાઈ દુષ્ટસ્વભાવી છે ત્યા શ્રમણબ્રાહ્મણોને કષ્ટ આપવામા આવે છે ચિત્તસારથીએ કહ્યું કે, ભગવન્ પ્રદેશીથી શુ કામ છે ?

तएणं से चित्तसारही केसीकुमारसमण एव चयासी, किन्न भन्ते ! तुब्भ पएसिणा कायव्व ! अत्थि ण भन्ते ! सेवियाए नयरीए अन्ने बहवे ईसर तलवर जाव० सत्थ-

वाइप्पभिया, जेण देवाणुप्पिए वंदिस्सति नमंसंति, जाव पज्जुवासिंत्ति, विउलेणं असण पाण खाइम साइमेण पडि लाभिस्संति, पडिहारिएण पीढफलगसेज्जा संथारएण उवनिमंतिस्सति ॥

( २२ राजप्रश्नीय )

અર્થ—ચિત્તસારથી શ્રમણોપાસક કહે છે કે હે ભગવન્! આપને રાજા પ્રદેશીથી શુ કામ છે? શ્વેતામ્બિકા નગરીમા ઘણા ઈશ્વર ( ગૃહપતિ ) કોટવાલ, રાજા, મહારાજા, શેઠ, શાહુકાર છે તે બધા, આપની સેવા સુશ્રુષા, ભક્તિ, વન્દન, નમસ્કાર વગેરે કરશે આપ સર્વ શ્રમણ નિર્ગ્રથોને બહુ અન્ન, પાણી, ખાદ્ય, સ્વાદ્ય વગેરે ભક્તિપૂર્વક ભિક્ષામા આપશે અને પાટ, પાટલા, શય્યા, સથારાઓ પણ મળશે

પ્રિય પાઠકો ! ક્રૂર રાજા પ્રદેશીની નગરીમા પણ મુનિઓને નિર્દોષ, શુદ્ધ, આહારપાણી મળતા હતા એ સિદ્ધાતથી સાબિત છે

કેશીકુમાર શ્વેતામ્બિકા નગરીમા આવ્યા રાજાને ઉપદેશ આપ્યો જીવ કાયા, બન્ને એક છે—ભિન્ન ભિન્ન નથી, સ્વર્ગ નરક આદિક પણ નથી, આ પ્રકારની માન્યતા રાજા માનતો હતો ને તે રીતે તે નાસ્તિક હતો. રાજા પ્રદેશી ને કેશી શ્રમણ વચ્ચે ઘણી જ ચર્ચા ચાલી. આખરે રાજા પ્રદેશી બધા પાપ છોડી, અહિસાદિ બાર વ્રતધારી શ્રાવક બન્યો

એણે પોતાના રાજ્યની આવકના ચાર ભાગ કર્યા એક ભાગમાથી તેણે દાનશાળા ઊભી કરી ને તમામ દાન

લેવાવાળાને અન્નદાન દેવા માંડયું વળી શ્રમણ નિર્ગ્રંથોને પ્રાસુક, એષણિક, ચૌદ પ્રકારના દાન દેતા, સામાયિક, પૌષધવ્રતાદિ કરીને, તે પોતાની જિંદગીને સાર્થક કરવાવાળો બન્યો

एगेणं भागेण महइमहालियं कूडागारसाल करिस्सामि । तत्थण बहुहिं पुरुसेहिं दिणभत्तिभत्तवेयणेहि, विउलं असण पाण खाइम साइमं उवक्खडावेत्ता बहुण समणं माहाण भिक्खुयाणं पंथिय पहियागय परिभाएमाणे २ बहुहिंसी लवय पच्चक्खाण पोसहोववासेहिं जाव विहरिस्सामि । तिकट्टु जायेव दिसिं पाउभूए तामेव दिसिं पडिगए ॥ तएण से पएसी राया कल्लं पाउ जाव तेयसा जलते सेयविया पमोक्खाइ सत्तगामसहस्साइ चत्तारि भाए करेइ, एग भागं बल वाहणस्स दलयति, जाव कूडागार साल करेति तत्थ णं बहुहिं पुरुसे, जाव उवक्खडावेत्ता बहुण समणमाहाणाण जाव परिभाएमाणे विहरति ”
( राजप्रश्नीय ८३ )

અર્થ—શ્રીકેશી શ્રમણનો ઉપદેશ સાંભળી, ગુરુદેવની સમક્ષ, આ પ્રકારનો નિશ્ચય જાહેર કર્યો કે—મારા શ્વેતામ્બિકા સહિત સાત હજાર ગામોની જે આવક છે તેનો ઉપયોગ આ પ્રકારે થશે એક વિભાગ—ખજાનામાં, એક વિભાગ—ચીજો ને અન્તપુરના ખર્ચમા, એક વિભાગ—રાજ્યની વ્યવસ્થામા, એક વિભાગ—અનેક મનુષ્યોને વેતન આપી, અન્નક્ષેત્ર ( દાનશાળા ) ખોલવામા ખર્ચો કરવામા

આવશે તેમાથી ભોજનાર્થી, શ્રમણ (શાક્ય વગેરે) બ્રાહ્મણ, ભિક્ષાચરી, અતિથિ, કૃપણ, અનાથ, અપંગ, પથિક, અસાહાય્ય, વગેરે જેને અન્ન, વસ્ત્રની જરૂર હશે તેમને અન્ન વસ્ત્ર આપવામા આવશે

રાજા પ્રદેશીએ ગુરુ સમક્ષ જે પ્રકારનો નિશ્ચય કર્યો તેનો અમલ તેણે બીજા દિવસથી જ કર્યો.

હવે ખુદ રાજા પ્રદેશી અનેક શીલ, વ્રત, પૌષધ, ઉપવાસ ધર્મકરણી કરવા લાગ્યો અને શ્રમણ નિર્ગ્રંથોને **प्रासुक, एषणिक, असणं, पाणं, खाइमं, साइमं, वत्थ पडिगह कम्बल, पायपुच्छण, पडिहारिए, पीढफलगसेज्जा-संथारह उसहभेसज्जेणं पडिलाभेमाणे विहरई "**

રાજા પ્રદેશી ઉક્ત ધર્મકરણીથી કર્મક્ષય કરીને, સૂર્યાભિદય નામક દેવ થયો ત્યાથી માનવતાને પ્રાપ્ત કરી તે મોક્ષમા જશે કૌસામ્બીજીએ લખ્યુ કે–' **श्रमणांना मांसा शिवाय भिक्षा मिळणे कसे होते** ? આમ લખવુ તે કેટલુ અજ્ઞાનાત્મક છે એનો વિચાર પાઠક પોતે જ કરે

આ તો પાર્શ્વનાથ ભગવાન સાધુની વાત થઈ, હવે આગળ મહાવીર ને તેમના શાસનની વાત સાભળો

શ્રી શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ જ્યા સુધી કેવળ જ્ઞાન પ્રાપ્ત ન થયુ ત્યા સુધી ઘોર તપશ્ચર્યા કરી. તેની સખ્યા અગાઉના પ્રકરણમા આપી દીધી છે તેમણે રોજ, પ્રતિદિન તો ભોજન લીધુ જ નહોતુ જ્યારે પારણુ

હોય, પારણાનો દિવસ હોય ત્યારે જ તેઓએ ભોજન લીધુ હતુ ૩૪૯ પારણા થયા જેમા ૨૮૦ દિવસ તો માત્ર લુખા ભાત, બોરકુટીનુ ચૂર્ણ અને અડદ એ ત્રણ ચીજોનુ જ ભોજન કર્યું કહ્યુ છે કે—

" अदुजावई त्थ लूहेणं, ओयण मंथु कुम्मासेण ।
एताणि तिन्नि पडिसेवे, अट्ठमासेय जावए भगवं ॥५१३॥
(आ प्र अ ५ उ ७)

આનો અર્થ ઉપર કહી દેવામા આવ્યો છે

ભગવાન મહાવીર સ્વામીએ બે દિવસના ઉપવાસ સહિત દીક્ષા લીધી હતી. એ તપનુ પ્રથમ પારણુ–' કોલ્લાક-સનિવેશ ' ગામના રહેવાશ બહુલ બ્રાહ્મણના ઘેર થયુ પારણામા ભોજન ' પાયસ ' ખીર હતી દાનની મહત્તાથી વસુધારા વૃષ્ટિ થઇ

' कोल्ला बहुले छट्ठस्स पयस वसुहारा ' कोल्लाक-सनिवेशे बहुलो नाम ब्राह्मणः षष्ठस्य तपोविशेषस्य पारणे पायसमुपनीतवान्, तद्गृहे वसुधारा पतितेति"

इति वचनात् ।

ભગવાનની પદર દિનની તપસ્યાનુ પારણુ ઉત્તર-વાચાલ ગામમા નાગસેનના ઘેર, ખીરના ભોજનથી થયું

' तओ सोमी उत्तरवाचालगओ, तत्थ पक्खक्खमण-पारणते अतिगओ तत्थ नागसेणगिहवइणा खीरभोयणेण पडिलाभिओ, पच दिव्वाणि पाउभूयाणि "

इतिवचनात् ।

આવશે તેમાથી ભોજનાર્થી, શ્રમણ (શાક્ય વગેરે) બ્રાહ્મણ, ભિક્ષાચરી, અતિથિ, કૃપણ, અનાથ, અપ ગ, પથિક, અસાહાય્ય, વગેરે જેને અન્ન, વસ્ત્રની જરૂર હશે તેમને અન્ન વસ્ત્ર આપવામા આવશે.

રાજા પ્રદેશીએ ગુરુ સમક્ષ જે પ્રકારનો નિશ્ચય કર્યો તેનો અમલ તેણે બીજા દિવસથી જ કર્યો.

હવે ખુદ રાજા પ્રદેશી અનેક શીલ, વ્રત, પૌષધ, ઉપવાસ ધર્મકરણી કરવા લાગ્યો અને શ્રમણ નિર્ગ્રથાને **प्रासुक, एषणिक, असणं, पाणं, खाइमं, साइमं, वत्थ पडिगह कम्बल, पायपुच्छण, पडिहारिए, पीढफलगसेज्जा संथारह उसहभेसज्जेणं पडिलाभेमाणे विहरई "**

રાજા પ્રદેશી ઉક્ત ધર્મકરણીથી કર્મક્ષય કરીને, સૂર્યાભિદય નામક દેવ થયો ત્યાથી માનવતાને પ્રાપ્ત કરી તે મોક્ષમા જશે કૌસામ્બીજીએ લખ્યુ કે–' **श्रमणाना मांसा शिवाय भिक्षा मिळणे कसे होते** ? આમ લખવુ તે કેટલુ અજ્ઞાનાત્મક છે એનો વિચાર પાઠક પોતે જ કરે

આ તો પાર્શ્વનાથ ભગવાન સાધુની વાત થઈ, હવે આગળ મહાવીર ને તેમના શાસનની વાત સાભળો

શ્રી શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ જ્યા સુધી કેવળ જ્ઞાન પ્રાપ્ત ન થયુ ત્યા સુધી ઘોર તપશ્ચર્યા કરી. તેની સ ખ્યા અગાઉના પ્રકરણમા આપી દીધી છે તેમણે રોજ, પ્રતિદિન તો ભોજન લીધુ જ નહોતુ જ્યારે પારણુ

હોય, પારણાનો દિવસ હોય ત્યારે જ તેઓએ ભોજન લીધું હતુ ૩૪૯ પારણા થયા જેમા ૨૮૦ દિવસ તો માત્ર લુખા ભાત, બોરકુટીનું ચૂર્ણ અને અડદ એ ત્રણ ચીજોનું જ ભોજન કર્યું કહ્યુ છે કે—

"अद्दुजावई त्थ लूहेणं, ओयण मंथु कुम्मासेण ।
एताणि तिन्नि पडिसेवे, अट्ठमासेय जावए भगवं ॥५१३॥
(आ प्र अ ५ उ ७)

આનો અર્થ ઉપર કહી દેવામા આવ્યો છે

ભગવાન મહાવીર સ્વામીએ બે દિવસના ઉપવાસ સહિત દીક્ષા લીધી હતી. એ તપનુ પ્રથમ પારણુ–'કોલ્લાકસનિવેશ' ગામના રહાશબહુલ બ્રાહ્મણના ઘેર થયુ પારણામા ભોજન 'પાયસ' ખીર હતી દાનની મહત્તાથી વસુધારા વૃષ્ટિ થઇ

'कोल्ला बहुछे छट्ठस्स पयस वसुहारा 'कोल्लाकसनिवेशे बहुलो नाम ब्राह्मणः षष्ठस्य तपोविशेषस्य पारणे पायसमुपनीतवान्, तद्गृहे वसुधारा पतितेति"
इति वचनात् ।

ભગવાનની ૫૬૨ દિનની તપસ્યાનુ પારણુ ઉત્તરવાચાલ ગામમા નાગસેનના ઘેર, ખીરના ભોજનથી થયું

'तओ सोमी उत्तरवाचालगओ, तत्थ पक्खक्खमणपारणते अतिगओ तत्थ नागसेणगिहत्रइणा खीरभोयणेण पडिलाभिओ, पच दिव्वाणि पाउभूयाणि"
इतिवचनात् ।

દીક્ષા લીધા બાદ બીજા વર્ષનુ ચોમાસુ રાજગૃહ નગરીમા હતુ ચાર માસખમણ તેમણે કર્યું પ્રથમ પારણુ વિજયગૃહપતિના ઘર, પર, ચાર પ્રકારના ભોજનથી થયુ. બીજુ પારણુ આનદ ગૃહપતિના ઘર પર ચાર પ્રકારના ભોજનથી થયુ ત્રીજુ પારણુ સુનદ નામના ગૃહપતિના ઘર પર, સર્વ પ્રકારના ચાર પ્રકારના આહારથી થયુ ચોથુ પારણુ ' કોલ્લાક સનિવેશ 'મા બહુલ બ્રાહ્મણના ઘર પર થયુ. પરમાનદ ભોજન પદાર્થો હતા આ ચાર પારણા રાજ ગૃહનગર તથા તેની આસપાસના ગામોમા થયા બધાને ઘેર દ્રવ્યશુદ્ધ, દાતાશુદ્ધ, પાત્રશુદ્ધ (દાન) હોવાથી પાચ દિવ્ય પ્રગટ થયા એનુ વર્ણન અમે આપી દીધુ છે એ વિશેનો વધુ ખુલાસો ભગવતીના પદરમા શતકમાથી મળી રહેશે ભગવાન મહાવીર સ્વામી ' જબુસડ ' ગામ આવ્યા ત્યા સિદ્ધાર્થના ઘર પર ' ખીરકુર 'થી પારણુ કર્યું. કહ્યુ છે કે—

**" ततो भगवं जम्बूसडं नाम गाम गओ, अच्छारिया भत्त तहेव नवर तत्थ खीरकूरे तेहि वि विहेव घरिसिओ जिमिओ अ " इति वचनात् ॥ "**

પ્રભુ મહાવીરને છ મહિના સુધી સગમદેવે ભારે ઉપસર્ગ કર્યો ગોકુલ ગામમા આવીને પ્રભુએ ' વત્સવાલ ' વૃદ્ધાના ઘર પર પમાન્નથી પારણુ કર્યું.

**" ताहे सामी वित्तीय दिवसे तत्थेव गोउले हिडतो वच्छवाल थेरिए दोसीणेण पायसेण पडिलामिओ, ततो पंचदिव्वाणि पाउभूयाणि । इति वचनात् । "**

ભગવાન મહાવીર સ્વામીને મહાન્ ઉગ્ર અભિગ્રહરૂપ તપ હતુ તેને પાચ મહિના પચીસ દિવસ થઇ ગયા હતા કૌસામ્બી નગરીમા ધનશેઠના ઘર પર ચદનબાળાના હાથથી અડદના બાકુળાથી પારણુ કર્યું

" सामिणा पाणी पसारिओ, चन्दण्वि होउवि पुण्णो अभिग्गहो पचदिव्वाणि ते बालातय वत्था चेव जाया इत्यादि "

પ્રિય બધુઓ ! ભગવાન મહાવીર સ્વામીને જે જે ભોજન મળ્યુ તે તે આપની સમક્ષ બતાવ્યુ છે તેનુ સપૂર્ણ વર્ણન તો અત્રે અશક્ય છે

ભગવાન મહાવીર સ્વામીએ આર્યદેશમા તેમજ અનાર્ય દેશમા વિહાર કર્યો બધી જગાએ નિર્દોષ ભિક્ષાન્નથી જ પ્રભુએ તપોમય જીવનનો નિર્વાહ કર્યો કોઈ પણ જગાએ કોઈ દુષ્ટ માસાહારનુ નિમત્રણ પણ ન કર્યુ

ઉપરના લેખથી આપને ખાત્રી થશે કે બ્રાહ્મણોના ઘર પર ભિક્ષા લેવા ગયા ને ત્યાથી ખીર પરમાન્નની પ્રાપ્તિ થઈ તે જગજાહેર છે

કૌસામ્બીજીને જૈનશાસ્ત્રોનો અભ્યાસ ન હોવાથી લખી માર્યું કે–

" अशा परिस्थितीत पक्कान्नच्या भिक्षेवर अवलबून रहणाऱ्या श्रमणाना मांसा शिवाय भिक्षा मिळणे कसें शक्य होतें । "

એ વાત તો બધા જ સમજી શકે છે કે જેવું આચરણ હોય છે તેવી કલ્પના હોય છે અને એ કલ્પના વડે જ તેઓ જગતને નિરખે છે પોતાના આચરણ કરતા કોઈપણનુ શ્રેષ્ઠ, ઉત્કૃષ્ટ, આચરણ જુએ તો તેને ખરાબ બતાવવાની જ તે ચેષ્ટા કરે છે સારી વસ્તુને ખરાબ બતાવવામા જ તેમનો ઘણોખરો સમય વ્યતિત થાય છે. જેમ સીતા સતીને માટે, લોકોએ ખોટી આશકા કરી કે, રાવણને ત્યા સીતા, આટલા દિવસ રહી, તો તે બળવાન રાવણથી કેમ બચી હોય ? વગેરે.

આ તો કૌસામ્બીજીએ કબૂલ કર્યું છે કે "बौद्ध भिक्षु देखील कमीजास्त प्रापाणानं मांसाहार करतात" તે ઉપરાત પૃ ૧૦૩ પર લખે છે "बुद्ध समकालीन कांही तपस्वी लोक मांसाहार निषिद्ध समजत" એથી અને બીજા ઘણા બૌદ્ધ ધર્મગ્રથોમા બુદ્ધલોક માસાહાર કરતા હતા ને તેમને માસાહારીને ત્યાથી માસાહાર મળતો હતો આ પરથી પોતાના આચરણનો રગ, જૈનો પર પણ લગાડવા ચાહે, પણ તે કેમ થઈ શકે ? જૈન શ્રમણ પોતાની મૂળ પ્રતિજ્ઞાથી વિરુદ્ધ કાર્ય કેમ કરે ? તે તો સતત એક જ ધૂનમા રહે છે

"जाइ सद्धाइ निक्खतो परियायठाणमुत्तम ।
तमेव अणुपालिज्जा, गुणे आयरियसमए ॥" ॥૬૭॥

અર્થ—પૂર્ણશ્રદ્ધા, ( આત્મ વિશ્વાસ ) તથા વૈરાગ્ય-ભાવથી પોતાનુ ઘર છોડીને, ઉત્તમ ત્યાગને પ્રાપ્ત કરનાર

ભિક્ષુ જેવી શ્રદ્ધાથી, ત્યાગ દૃઢ વૈરાગ્યથી, મહાપુરુષો મારફત દર્શાવેલ ઉત્તમ ગુણોમા (મૂલ ગુણ–ઉત્તર ગુણ) તલ્લીન રહીને સયમ ધર્મનુ પાલન કરે છે

'करण सच्चेण वट्टमाणे जीवे जहावाई तहाकारी या वि भवइ"

( उत्तरा अ. २६ )

સત્ક્રિયામા વર્તમાન જીવ, ( મુનિ ) જેમ બોલે છે તેમ કરે છે

જૈન શ્રમણત્વનુ (દીક્ષા ધારણ કરવાનુ) કારણ એ છે કે એમને શુદ્ધ પણ સ્વરૂપી આત્માને શરીરબધનથી સર્વથા મુક્ત કરવો તે છે–પેટ ભરવુ તે નહિ

અલબત્ત જ્યા સુધી ઉપરોક્ત કાર્યની સિદ્ધિ થઇ નથી અને જીવિત રહેવાનો પ્રસગ આવ્યો છે, તો શરીરના નિર્વાહને માટે નર્દોષ, નિર્જીવ ભિક્ષા જૈન શ્રમણોએ ગ્રહણ કરવી જોઇએ પ્રાણ ભલે જાય પરતુ અભક્ષ્ય, માસનુ તો ભક્ષણ નહિ જ કરવુ જોઈએ આ જ સાચો સયમ છે, આ જ આત્મબલ છે, આ જ ત્યાગ છે, આ જ તપ છે. આવી દૃઢ પ્રતિજ્ઞાવાન જ સાચો જૈનશ્રમણ છે

મારા આત્મબધુ કૌમામ્બીજીનુ ઉક્ત લખાણ બિલકુલ અસત્ય છે અને જૈન સમાજને કલકિત કરવા સિવાય તેમા બીજુ કશુ જ તથ્ય નથી

જૈન સિદ્ધાતોમા ( ભગવતી, અતકૃત, દશાગ, અનુત્તરોવવાઈ આદિ ) આ પ્રકરનો ઉલ્લેખ છે કે જૈનસાધુ

સાધ્વી જે નિર્દોષ મળતુ હતુ તેને ગ્રહણ કરતા હતા. સદોષને કદાપિ લેતા નહોતા આથી કહેવામા આવ્યુ છે કે 'भत्त लब्भइ णो पाण लब्भइ, णो भत्त लब्भइ' કોઇ કોઇ વાર તો ક્યાકથી ભોજન મળ્યુ પણ પાણી ન મળ્યુ. કોઈ વાર પાણી મળ્યુ તો ભોજન ન મળ્યુ જે કઈ પણ શુદ્ધ અન્ન જળ મળી ગયુ તો તેમા જ સતોષ માનીને આત્મ-સાધનામા તેઓ લીન બનતા હતા ઉક્ત કથન પર ઉત્ત-માતિઉત્તમ કથાનક છે ધન્નામુનિ, અર્જુન અણગાર આદિના જીવન ચરિત્ર છે જિજ્ઞાસુ ઉક્ત શાસ્ત્રો જરૂર વાચે

જૈન શ્રમણોનો એક પરમ સિદ્ધાત આપની સામે હવે રજુ કરવામા આવે છે તેથી જરૂર ખાત્રી થશે કે જૈન શ્રમણ સાચેજ પોતાની પ્રતિજ્ઞામા દૃઢ હોય છે ને અહિં-સાનુ ખડન કરતો નથી

**सइकाले चरे भिक्खू कुज्जापुरिसकारियं ।**
**'अलाभो' त्ति न सोइज्जा, 'तवो' त्ति अहियासए ॥**
(दश अ ५ उ २ गा ६)

અર્થાત્—ભિક્ષાનો સમય થયો હોય તો ભિક્ષુએ ભિક્ષાને માટે જવુ જોઇએ ભિક્ષાના સમુચિત સમય પર નીકળવા છતા પણ કદાચિત્ ભિક્ષા ન મળી તો મુનિએ ખેદથી ખિન્ન, દીન, હીન બનીને શોક કરવો જોઈએ નહિ કિન્તુ મનમા એમ સમજવુ જોઇએ કે, ચાલો, સારુ થયુ, આ સ્વયમેવ, કુદરતી જ તપસ્યા થઈ આમ માનીને સમ ભાવપૂર્વક એ ક્ષુધાજન્ય કષ્ટને સહન કરવુ જોઈએ

સજ્જનો ! કૌસામ્બીજીના લેખ અનુસાર, જૈન શ્રમણ, લોકો દ્વારા કપાયેલ માસ લેતા હોત તો આ સૂત્ર શાસ્ત્રકારોએ કેમ બનાવ્યુ હશે ? સૂત્રમા **सई काले चरे भिक्खू**-ભિક્ષાના સમયે સાધુએ ભિક્ષા લેવા જવુ જોઈએ, **कुज्जा पुरिसक्कारियं**-ભિક્ષાને માટે પરાક્રમ, ઉદ્યમ કરવા જોઈએ **अलाभो त्ति न सोइज्जा**-ભિક્ષા ન મળે તો ચિતા, ફીકર ન કરવા, દીન, હીન, ન થવુ **तवो त्ति अहियासए** 'સહેજ જ તપ આવ્યુ એમ ભાવ લાવી, ક્ષુધાજન્ય કષ્ટને સમ્યક્ સહન કરવુ જોઇએ

આમ લખવાની કશી જ જરૂરત હતી નહિ, કેમકે જ્યા માસનો અડ્ડો હોય ત્યાથી લઇ આવે અને ખૂબ ખાય પણ માસ ખાવુ તો દૂર રહ્યુ, પણ જ્યા માસની આપલે થાય છે તે તરફ, તે રસ્તેથી પણ જૈનશ્રમણ જઈ શક્તો નથી અથવા જો તેનાથી તે રસ્તે જવાયુ તો તેને પ્રાયશ્ચિત કરવુ પડે છે એ વિશે અગાઉના પ્રકરણુમા અમે વિસ્તૃત સ્વરૂપે જણાવી દીધુ છે

## પ્રકરણ ૩૬ મું.

## માંસ દુર્લભ બન્યુ

શ્રી શ્રમણ ભગવાન મહાવીર સ્વામી અને તેમના શ્રમણસંઘ દ્વારા સચોટ, સક્રિય, અહિંસાના પ્રચારથી, હજારો યજ્ઞોમા જે પશુવધ થતો હતો તે બંધ થયો યજ્ઞોના આચાર્ય ઇન્દ્રભૂતિ વગેરે ૪૪૦૦ બ્રાહ્મણોને હિંસામાથી છોડાવી, પૂર્ણ અહિંસક બનાવાયા તેમાથી અગિયાર પંડિતોને જૈન સંચાલકોનો પૂર્ણ અધિકાર આપીને, તેમની મારફત અનેક જગા પર થતી હિંસા, બલિદાન, વગેરેનો ત્યાગ કરાવાયો આ સિવાય બીજા મોમિલ બ્રાહ્મણ વગેરે અને યોગિઓને હિંસામાથી છોડાવી નિરામિષભોજી બનાવાયા જયઘોષ, વિજયઘોષ, વારાણસીના બ્રાહ્મણ, અનેક પ્રાંત ને શહેરોના પ્રસિદ્ધ યોગિયોને જૈન બનાવાયા તેનો ઇતિહાસ બહુ મોટો છે તેનો સમાવેશ અત્રે શક્ય નથી.

રાજગૃહ નગરીના મગધેશ રાજા શ્રેણિકને જૈન બનાવવામા આવ્યો તે રાજા શ્રેણિકના તાબામા રહેલ ૧૭૨૦૦૦૦૦ (એક કરોડ એકોતેર લાખ) ગામોમા અમારી (અહિંસા) ઘોષણા કરવામા આવી સારા રાજ્યમા કોઇએ પણ પંચેન્દ્રિયનો વધ કરવો નહિ જે વધ કરશે તે રાજ્યનો ગુનેગાર લેખાશે, તેને સજા કરવામા આવશે તેથી માંસા-

હારીને માસ દુર્લભ બન્યુ જેનુ ભાવિ નરકગામી હતુ તેઓ ચોરી છુપીથી માસ ખાતા હતા રાજગૃહ નગરવાળી 'મહાશતકની પત્ની રેવતી' તેના વિશે અગાઉ કહી દેવામા આવ્યુ છે

શ્રેણિક રાજાનો પુત્ર કોણિક, કોણિકનો પુત્ર ઉદયન રાજા, સિધુ સૌવીના સોળ દેશોના રાજા ઉદયન, વિશાલ નગરીના મહારાજ ચેટક, ઉજ્જૈનના રાજા ચદ્રપ્રદ્યોતન, ચપાનગરીના રાજા દધિવાહન, પાચાલદેશના રાજા કરકડુ મહારાજ, વિદેહદેશ મિથિલા નગરીના મહારાજ નમિ રાજર્ષિ, વારાણસી નગરીના અલક્ષ રાજા, પાવા પુરીના હસ્તિપાલ રાજા, કાશીકૌશલ દેશના નવમલ્લી, નવલચ્છી, ૧૮ દેશ દેશના ગણુરાજા, એ સિવાય ઘણા રાજા મહારાજાઓએ જૈન ધર્મનો સ્વીકાર કર્યો અને પોતપોતના રાજ્યમા હિસાપર પ્રતિબધ મૂકયો આ બધા કારણોથી માસાહારીઓને માસ મળવું દુર્લભ બન્યુ

અનાજ ને સાત્વિક ખોરાક ઘણો મળતો હતો કારણુ કે જે જે રાજા મહારાજાઓ જૈન શ્રાવક બન્યા હતા તેમણે પોતાની પ્રથમ ફરજ એ માની કે, કોઈપણ અન્નાર્થી ભિક્ષુ વગેરે આવે તો તેને જે જોઇએ તે મળવાનો પ્રબધ હોવો જોઇએ તેમને માટે ચોવીસે કલાક અમારા દરવાજા ખુલ્લા છે 'અવગુયદુવારા' માથી આ પ્રકારે આનદ, કામદેવ, શખજી, પોખલિજી, તુમિકા નગરીના શ્રાવક, આલભિકા નગરીના શ્રાવક, હજારો બલ્કે લાખો શ્રાવકોનો, એ સાધારણ ધર્મ થઈ ગયો કે, અમારા ઘરથી જેને જે અન્ન વસ્ત્રાદિ

જોઇએ તેને તે મળશે. તમામ યાચકોને માટે અમારા દ્વાર ખુલ્લા છે રાજા પ્રદેશી જેઓ વાતો સ્વતંત્ર દાનશાળા ખોલીને, અહિંસક ખોરાક આપવાનો પ્રબંધ કર્યો આ બધા કારણોથી માંસાહારીઓને માંસ મળવું દુર્લભ બન્યું અન્નાદિ મળવુ સુલભ બન્યુ

એક વાત ખાસ વિચારની છે કે જેટલા જેટલા મહાવીર સ્વામીની હયાતીમા પ્રસિદ્ધ શ્રાવક થયા તેમને બધાને ત્યા અવશ્ય ગાયો હતી અને શકડાલ કુંભાર જેવા શ્રાવકને ત્યા દસ હજાર ગાયો ને મહાશતક શ્રાવકને ત્યા બે લાખ એંસી હજાર ગાયો હતી હવે જો વિચારકની દૃષ્ટિથી જોઇએ તો વીસ વીસ ગાયોની વ્યવસ્થાને માટે વ્યવસ્થાપક તરીકે એક મનુષ્યને રાખે તો દસ હજાર ગાયો-વાળા શ્રાવકને ઘેર પાંચ નોકર થાય અને મહાશતક શ્રાવકને ઘેર ચતુર્દશ હજાર નોકરો થાય આથી શ્રાવકના ઘર પર કેટલા માણસો ભોજન ખાતા હતા હશે

કેટલા દૂધ, દહી, છાશ ઘી વગેરે ગોરસ પદાર્થ અને ગોરસ પદાર્થની સાથે પાત્ર ધોવા વગેરે માટે કેટલુ ગરમ પાણી ને ધોવા માટેનુ પાણી જોઇતુ હશે અને એ શ્રાવકોને ત્યાથી શ્રમણ નિર્ગ્રંથોને પ્રાસુક (નિર્જીવ) અને એષણિક નિર્દોષ સાત્ત્વિક આહાર પાણી મળતા હતા આ બધાનો વિચાર કરતાં કૌસામ્બીજીની શંકા નિર્મૂળ ને ખોટી છે, જૈન સમાજને કલંકિત કરવાવાળી છે પાઠકોએ તે વિશે હવે જાતે જ વિચાર કરવો જોઇએ

---

## પ્રકરણ ૩૭ મું

## જૈન ઉપાસકને ત્યાં માંસ ન હોય.

જૈનધર્મના સિદ્ધાંતોથી અજાણ ધર્માનંદ કૌસામ્બીજી પૃ ૧૦૭ પર એક વાત એમ લખે છે કે—

"जन उपासक, शेत नागरित, धान्य पेरीत, आणि, तें शिजवून अन्न तयार करीत, या कृत्यांत पृथ्वी, अप्, तेज, वायु, वनस्पति आणि त्रस, या सहाही प्रकाऱ्या जीवांचा सहार होते असे, पृथ्वी नागरींत असतां पृथ्वी परमाणुच नष्ट होतात, असें नव्हे तर कीडे मुग्या इत्यादिक बारीक सारीक लाखों प्राणी मरतात. धान्य शिजवितांना वनस्पतिकाय, अप्काय, अग्निकाय, व वायुकाय या सर्व प्राण्यांचा उच्छेद होतो. असें असतां त्या अन्नाची भीक्षा जैन साधु घेतातच । तरमग एकाद्या जैन उपासकानें तयार केलेली मांसा भिक्षा घेण्याला प्राचीन जैन श्रमणांना हरकत कोणती होती ?

આનો ભાવાર્થ એમ છે કે જૈન શ્રાવક હળ હાંકતા, ધાન્ય વાવતા અને એને વારવાર રાધીને અન્ન તૈયાર કરતા હતા એમ કરવામા પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ

વનસ્પતિ અને ત્રસ કાય, એ છ કાયના જીવોની હિંસા થતી. ધાન્ય પકાવતા વનસ્પતિ, પાણી, અગ્નિ, વાયુકાયના સર્વ પ્રાણીઓનો નાશ થાય છે જ્યા એવી હિંસા થતી હોય ત્યા પણ જૈનસાધુ એ અન્નની ભિક્ષા લેતા જ હતા તો પછી એકાદ જૈનશ્રાવકે તૈયાર કરેલ માસ ભિક્ષા લેવામાં હરકત શી ? પ્રાચીન સાધુઓને હરકત શી હતી ?

મહાશયો ! હિંસા ચાર પ્રકારની છે· ૧ આરભની, ૨. ઉદ્યોગની, ૩ વિરોધી, ૪ સકલ્પની આ ચાર પ્રકારની હિંસાઓમા ૧–૨ પ્રકારની હિંસા શ્રાવકોમા ચાલુ છે. ૩–૪ પ્રકારની હિંસાથી તેઓ મુક્ત છે એનુ વિશેષ વિવેચન આગળના પ્રકરણમા ખુલાસાથી બતાવી દેવામા આવ્યુ છે જૈન શ્રમણોપાસક, જીવાદિક નવ પદાર્થોના તત્ત્વજ્ઞાનથી વિવેકી બને છે. સાધુઓને માટે તેઓ સ્થાવરકાયની હિંસાજન્ય અન્નભિક્ષા પણ તેઓ આપી શકતા નથી અને એવી ભિક્ષા સાધુઓ ગ્રહણ પણ કરી શકતા નથી બન્નેને માટે તેમ કરવુ તે પાપસમાન છે જેમ સૂર્યમડળ અધકાર પેદા કરી શકે નહિ અને એના મડળમા અધકાર મળી શકે નહિ તેમ જૈન શ્રાવક કુળ માસ તૈયાર કરી શકે નહિ અને શ્રાવક કુળમા માસ મળી શકે નહિ

જૈન ધર્મમા હિંસા ત્યાજ્ય, અહિંસા ઉપાદેય છે. આ નિયમ ત્રણે કાલમા એકરૂપ છે એજ પ્રમાણે શ્રાવક શ્રાવિકા, સાધુ–સાધ્વી, એમના માટે માસ અભક્ષ્ય છે એ નિયમ પણ ત્રણે કાળને માટે એકરૂપ છે કૌસામ્બીજીની આ શકા ને પ્રશ્ન અસ્થાને છે. જો શ્રાવક માસ રાધવાની

ક્રિયા જ ન કરી શકે તો તો પછી એ સવાલ જ ક્યા રહે છે–કે 'पकाया जन उपासकानें तयारी केलेली मास भिक्षा घेण्या ला प्राचीन जैनश्रमणाना हरकत कोणती होती ?

જૈન શ્રમણોની બે ગતિ હોય છે ૧ મોક્ષગતિ અને ૨ દેવલોકગતિ જૈન શ્રમણોની ગતિ એક દેવલોકની હોય છે જો જૈન શ્રમણ માસ ખાઈ લે, અને જૈન ઉપાસક જૈન સાધુઓને માસ ખવડાવે, તો તે બન્ને જણ પોતપોતાના પદથી (શ્રમણત્વ, શ્રાવકત્વથી) પતિત બને છે માસ ખાના-રની જે ગતિ થાય છે તેજ ગતિ તેની ( શ્રાવકની ) પણ થાય છે

સ્વર્ગ અને મોક્ષના મહાન સુખથી વચિત બનવુ એ વિના મહાન હરકત મુનિઓ–શ્રમણોને માટે કઈ હોઈ શકે ? અર્થાત્ એજ હરકત સૌથી મહાન છે

જૈન–શ્રાવકોને ત્યાથી જૈન શ્રમણોને ખાવા પીવા માટે અસણ, પાણ, ખાદ્ય, સાવદ્ય ઔષધ, ભૈષજ્ય જ મળે છે અને સયમને માટે વસ્ત્ર, પાત્ર, કાબળ, રજોહરણ જ મળે છે જે સ્થળમા શ્રમણ રહે, તે સ્થળમા સૌને બેસવાને માટે પાટ, પાટલા, શૈય્યા (ઉપાશ્રય) સથારા વગેરે મળે છે શ્રમણ સ્થળાતર કરી ત્યાથી નીકળી જાય ત્યાર પછી પાટ, પાટલા ઉપાશ્રય, સથારો શ્રાવકને ત્યા પાછા આવે છે આ દાન લેવાની પ્રથા–પ્રણાલિ, ત્રણે કાળમા એકરૂપ જ છે એનાથી વિરુદ્ધ પ્રકારની દાનની પદ્ધતિ જૈન–શાસનમા જોવામા આવતી નથી

જૈન શ્રમણોપાસકોના અત કરણમા પ્રતિદિન એકજ

ભાવના રહે છે કે, ક્યારે આરંભની, ઉદ્યોગની, સંકલ્પની, આદિ તમામ પ્રકારની હિંસા ને હિંસાજન્ય આરંભ પરિગ્રહ (મમત્વમૂર્છા) નો સર્વથા, ત્રણ યોગોથી ત્યાગ કરું, બધાનો ત્યાગ કરી ક્યારે પરમ કલ્યાણ દિન પ્રાપ્ત કરૂં ! સર્વ કર્મ, કર્મજન્ય સર્વ શરીર શ્વાસોચ્છવાસનો વ્યાપાર પણ છોડીને, કેવળ જ્ઞાન, દર્શન, ચારિત્રમા મારા આત્માનુ ક્યારે રમણ કરુ, અને ક્યારે સમાધિપૂર્વક અંતિમ મરણ (ફરીવાર જન્મ ન થાય તેવુ મરણ) પામુ, આવી ઉત્તમ ભાવના વિના તેના મનમા બીજી કોઈ પણ ભાવના પેદા થતી નથી

જૈન શ્રમણોના અંતઃકરણમા પ્રતિદિન આ જ ભાવના રહે છે કે અપૂર્વ તત્ત્વજ્ઞાનના સૂત્રસિદ્ધાંતોના અભ્યાસ, મનન અને નિદિધ્યાસ ( તદ્રુપકાર્યમા પરિણતિ ) થાય અને પરમ કલ્યાણ દિન ક્યારે પ્રાપ્ત થાય ! સર્વથા રાગદ્વેષ રહિત બનીને, સાધુપ્રતિજ્ઞા સહિત કેવળ આત્મભાવમા વિચરુ મારા માટે એ જ પરમ કલ્યાણનો દિન છે. સર્વ પ્રકારની શરીરાદિ ઉપાધિઓના પરિત્યાગ વડે, શુદ્ધ જ્ઞાન, દર્શન ચારિત્રથી આરાધના કરતા કરતા સમાધિમરણ– અર્થાત્ અંતિમ મરણ ( જેની પછી જન્મ થતો નથી ) પામુ, એ પરમ કલ્યાણ દિન પ્રાપ્ત કરુ

સજ્જનો ! જૈન શ્રમણોપાસક અને જૈનશ્રમણોની ભાવના એ હોય છે કે–આ શરીર પ્રપંચરહિત ક્યારે બનશે ? આવી ઉત્તમ ભાવનાવાળો શ્રાવક, પ્રાણીઓનાં પ્રાણ હરી, તેમના ખૂન, માસથી પોતાનુ શરીર વધારવાની

ઇચ્છા કેવી રીતે રાખી શકે ? તેઓ કદાપિ તેમ કરતા નથી જેઓ અન્નાદિક, અગતિના કારણથી ખાય છે) તેઓ પણ તે છોડવાને માટે, અથવા સંયમ, તપ રૂપ મોક્ષમાર્ગની આરાધના માટે, ખાય છે એ વિશે અમે આગળના પ્રકરણમા જણાવી દીધુ છે આ બધા જૈનશ્રમણોના તથા જૈન શ્રાવકોના સિદ્ધાંતોનો અભ્યાસ, જો કૌસામ્બીજીને હોત, તો ઉક્ત આશંકા અને અસત્ય આક્ષેપ તેઓ કરી શકત નહિ કૌસામ્બીજીએ 'ભગવાન બુદ્ધ'ના ઉત્તરાર્ધ પ્રકરણમા ૧૧ મા પાના પર, "જૈન શ્રમણોનો માસાહાર"માં **मांसाहाराविषयीं प्रसिद्ध जैन साधूंचे मत" ' महावीर स्वामींच्या मांसाहारा बद्दल वाद "** આ પ્રકારના મથાળા આપીને, એમા જે કઇ લખ્યું છે તે બધુ જ અસત્ય ને હડહડતુ જુઠું છે જૈન સિદ્ધાંતોને નહિ જાણવાનુ તે પરિણામ છે

હવે મારા આત્મબંધુ ધર્માનંદ કૌસામ્બીજીને કહું છુ કે—આપ જૈનધર્મના સિદ્ધાંતોનો યથાર્થ અભ્યાસ કરો, મનનપૂર્વક વિચાર કરો તો જરૂર આપને, આપનો ઉક્ત લેખ( **जैनश्रमणांचा मांसाहार** ) અસત્ય જણાશે અને ખૂદ આપ આપનો જ લેખ બદલશો અને કહેશો કે જૈન-શ્રમણો માંસાહારી નથી જૈનશ્રમણ સદા સર્વત્ર નિરામિષ નિર્દોષ ભોજન કરવાવાળા છે જો કૌસામ્બીજીને સંપૂર્ણ જૈનસિદ્ધાંતોનો અભ્યાસ કરવાનો વખત ન હોય તો તેમના નિમિત્તથી લખાયેલ આ પુસ્તક "જૈન શુદ્ધાહાર વિચાર" વાચે ને તટસ્થતા ધારણ કરી, શાંત ચિત્તથી એકાન્તમા વિચારપૂર્વક વાચે તો જરૂર તેમણે લખેલ તેમનો

ભાવના રહે છે કે, ક્યારે આરંભની, ઉદ્યોગની, સંકલ્પની, આદિ તમામ પ્રકારની હિંસા ને હિંસાજન્ય આરંભ પરિગ્રહ (મમત્વમૂર્છા) નો સર્વથા, ત્રણ યોગોથી ત્યાગ કરું, બધાનો ત્યાગ કરી ક્યારે પરમ કલ્યાણ દિન પ્રાપ્ત કરૂં ! સર્વ કર્મ, કર્મજન્ય સર્વ શરીર શ્વાસોચ્છવાસનો વ્યાપાર પણ છોડીને, કેવળ જ્ઞાન, દર્શન, ચારિત્રમા માત્ર આત્માનુ ક્યારે રમણ કરુ, અને ક્યારે સમાધિપૂર્વક અંતિમ મરણ (ફરીવાર જન્મ ન થાય તેવું મરણ) પામુ, આવી ઉત્તમ ભાવના વિના તેના મનમા બીજી કોઈ પણ ભાવના પેદા થતી નથી

જૈન શ્રમણોના અંતઃકરણમા પ્રતિદિન આ જ ભાવના રહે છે કે અપૂર્વ તત્ત્વજ્ઞાનના સૂત્રસિદ્ધાંતોના અભ્યાસ, મનન અને નિદિધ્યાસ ( તદ્રુપકાર્યમા પરિણતિ ) થાય અને પરમ કલ્યાણ દિન ક્યારે પ્રાપ્ત થાય! સ્વર્થા રાગદ્વેષ રહિત બનીને, સાધુપ્રતિજ્ઞા સહિત કેવળ આત્મભાવમા વિચરુ. મારા માટે એ જ પરમ કલ્યાણનો દિન છે. સર્વ પ્રકારની શરીરાદિ ઉપાધિઓના પરિત્યાગ વડે, શુદ્ધ જ્ઞાન, દર્શન ચારિત્રથી આરાધના કરતા કરતા સમાધિમરણ— અર્થાત્ અંતિમ મરણ ( જેની પછી જન્મ થતો નથી ) પામુ, એ પરમ કલ્યાણ દિન પ્રાપ્ત કરુ

સજ્જનો ! જૈન શ્રમણોપાસક અને જૈનશ્રમણોની ભાવના એ હોય છે કે—આ શરીર પ્રપંચરહિત ક્યારે બનશે ? આવી ઉત્તમ ભાવનાવાળો શ્રાવક, પ્રાણીઓના પ્રાણ હરી, તેમના ખૂન, માંસથી પોતાનુ શરીર વધારવાની

ઇચ્છા કેવી રીતે રાખી શકે ? તેઓ કદાપિ તેમ કરતા નથી જેઓ અન્નાદિક, અગતિના કારણથી ખાય છે) તેઓ પણ તે છોડવાને માટે, અથવા સયમ, તપ રૂપ મોક્ષમાર્ગની આરાધના માટે, ખાય છે એ વિશે અમે આગળના પ્રકરણમા જણાવી દીધુ છે આ બધા જૈનશ્રમણોના તથા જૈન શ્રાવકોના સિદ્ધાતોનો અભ્યાસ, જો કૌસામ્બીજીને હોત, તો ઉક્ત આશકા અને અસત્ય આક્ષેપ તેઓ કરી શકત નહિ કૌસામ્બીજીએ 'ભગવાન બુદ્ધ'ના ઉત્તરાર્ધ પ્રકરણમા ૧૧ મા પાના પર, "જૈન શ્રમણોનો માસાહાર"મા **मांसाहाराविषयीं प्रसिद्ध जैन साधूंचे मत" 'महावीर स्वामींच्या मांसाहारा बद्दल चाद "** આ પ્રકારના મથાળા આપીને, એમા જે કઇ લખ્યું છે તે બધુ જ અસત્ય ને હડહડતુ જુઠું છે જૈન સિદ્ધાતોને નહિ જાણવાનુ તે પરિણામ છે

હવે મારા આત્મબધુ ધર્માનદ કૌસામ્બીજીને કહુ છુ કે–આપ જૈનધર્મના સિદ્ધાતોનો યથાર્થ અભ્યાસ કરો, મનનપૂર્વક વિચાર કરો તો જરૂર આપને, આપનો ઉક્ત લેખ( **जैनश्रमणांचा मांसाहार** ) અસત્ય જણાશે અને ખુદ આપ આપનો જ લેખ બદલશો અને કહેશો કે જૈન-શ્રમણો માસાહારી નથી જૈનશ્રમણ સદા સર્વત્ર નિરામિષ નિર્દોષ ભોજન કરવાવાળા છે જો કૌસામ્બીજીને સપૂર્ણ જૈનસિદ્ધાતોનો અભ્યાસ કરવાનો વખત ન હોય તો તેમના નિમિત્તથી લખાયેલ આ પુસ્તક "જૈન શુદ્ધાહાર વિચાર" વાચે ને તટસ્થતા ધારણ કરી, શાત ચિત્તથી એકાન્તમા વિચારપૂર્વક વાચે તો જરૂર તેમણે લખેલ તેમનો

લેખ તેમને અસત્ય જણાશે કેમ કે પ્રસ્તુત પુસ્તકમા જે કઈ લખવામા આવ્યુ છે તે બધુ પ્રમાણભૂત આધારો લઈને લખવામા આવ્યુ છે,–અર્થાત્ પક્ષપાત રહિત ને સત્યસનાતન પ્રમાણયુક્ત લખવામા આવ્યુ છે. હુ આશા રાખુ છુ કે આપને જરૂર થશે કે આપે આપના લેખમા ભૂલ કરી છે. જો આપને આ વાતની પ્રતીતિ થાય તો આપ તમારી કીર્તિ વધારવા જાહેર કરો કે ‘ ભગવાન બુદ્ધ ’ નામક પુસ્તકમા ઉત્તરાર્ધના પ્રકરણમાં “ जैन श्रमणाचा मांसाहार ” એ આક્ષેપ તદ્દન ખોટો છે અને જૈન શ્રમણો માસાહારી હોતા નથી

બસ ! આપ આટલુ જાહેર કરો અથવા ‘ ભગવાન બુદ્ધ ’ની બીજી આવૃત્તિમા એટલુ લખી દો કે જૈન શ્રમણો માસાહારી નથી જો આપ આમ લખશો તો જરૂર આપના આત્માને પણ શાતિ થશે અને આપના નાનકડા લેખથી જેમને આપના તરફથી અશાન્તિ થઈ છે તેમને તેથી શાન્તિ થશે અને મારો સર્વ પરિશ્રમ સાર્થક બનશે

# પરિશિષ્ટ : ૧

## પ્રાણીના નામવાળી વનસ્પતિ

કેટલાક માણુસો શાસ્ત્રકારોની શાસ્ત્રરચના શૈલી નહિ સમજવાના કારણે એમ બોલી દે છે કે શાસ્ત્રકારોએ આ સંદેહ ઉત્પન્ન કરનાર શબ્દ રાખ્યો જ કેમ ? એવી શબ્દ-રચના ન કરી હોત તો વાદવિવાદ ઉભો થવાની કોઈ તક જ રહેત નહિ, ઇત્યાદિ

ભાઇઓ ! સંશય અને શંકા ઉત્પન્ન થવાનું કારણ શાસ્ત્રકારની રચનાનો દોષ નથી, કિન્તુ આત્મા આત્માને નહિ સમજવો તે દોષ છે આત્મામાં રહેલી અજ્ઞાનતા જ દોષ છે શાસ્ત્રકાર આપ્ત પુરુષ સદા નિર્દોષ હોય છે તેમની વાણી નિર્દોષ, સાદી ને સરળ હોય છે તત્કાલીન તદ્દેશીય આબાલવૃદ્ધની સમજમાં જલ્દી આવી જાય અને તેમને ક્ષયોપશમ અનુસાર લોક ગ્રહણ કરી શકે–તેવી હોય છે. જગતમાં પદાર્થ માત્ર બે હોય છે (૧) જીવન શક્તિવાળા જીવ પદાર્થ (૨) જીવન શક્તિ રહિત જડ (અજીવ) પદાર્થ જડચૈતન્યના નામ, મનુષ્યોને તેમનો વ્યવહાર ચલાવવા માટે રાખવામાં આવે છે–તે પણ ગુણુકર્મથી જે જે પદાર્થોમાં જે જે ગુણો, મનુષ્યને પોતાની દૃષ્ટિથી જણાય તે

મુજબ તેણે તેમના નામો નક્કી કર્યાં એક જ પદાર્થના નામ ભિન્ન ભિન્ન દેશથી, પ્રાતથી અને કાલથી, ભિન્ન ભિન્ન હોય છે કર્મ સ્થિતિના ' ગુણ, શબ્દ, રૂપ, ગધ, રસ, સ્પર્શ પરિવર્તનશીલ હોવાથી તેમા વિવિધતા આવી જાય છે તેથી નામમા પણ પરિવર્તન આવી જાય છે

વિશેષ ગુણના કારણથી લૌકિક, લોકોત્તર શાસ્ત્રોમાં જિન પદાર્થોના જે નામ શાસ્ત્રકારોની ભાષામા નિબદ્ધ બની જાય છે, તે નામ બહુ કાળ પર્યંત જડાઈ રહે છે કિંતુ વનસ્પત્યાદિક પદાર્થોમા દેશકાલના સહવાસથી ગુણોમા સ્વાભાવિક ફેરફાર થઈ જાય છે.

આપ્ત પુરુષોથી ભાષિત જે મૂળ સિદ્ધાન્ત, એનું પઠન–પાઠન વગેરેને સમજવા માટે તત્કાલીન ભાષા, ટીકા, ભાષાન્તરનો આશ્રય લેવો જરૂરી છે જો તે લેવામા ન આવે તો તે સમજવામા મોટી હરકત ઊભી થાય છે ને અર્થનો અનર્થ થઈ જાય છે,

જો તે સિદ્ધાતોનુ પઠન–પાઠનનો ગુરુક્રમ છૂટી જાય તો ગ્રાહકધારણા બુદ્ધિમા ફરક પડી જાય છે તો તેના પર અનેક વાદીઓના હુમલાઓ વધવા લાગે છે તેવા પ્રકારનું વિવેચન સપૂર્ણ ગણી શકાતુ નથી કેટલાક વાદી સમ્યગ્ દષ્ટિ હોય છે, તેઓ તત્ત્વજિજ્ઞાસુ હોય છે, તેઓ તેનો રક્ષણાત્મક પ્રચાર કરવાને માટે અનેક યોજનાઓ કરે છે, વિવિધ ભાષામા તેના પર ટીકાદિક રચના યા વ્યાખ્યાન કરે છે

આચારંગસૂત્રમાં એક મહાન વાક્ય છે કે-" **उद्देसो पासगस्सणत्थि** " જે, તત્ત્વોને જાણીને જોવાવાળો છે તેને માટે તત્ત્વોનો ઉપદેશ હોતો નથી જે અજ્ઞાન છે તેને માટે ઉપદેશની જરૂર છે તેથી અજ્ઞાનીને માટે વિશેષ વિવેચનની આવશ્યક્તા છે-તે પણ તે સમયના દેશ, કાળ, લોકવ્યવહાર આદિનું અન્વેષણ કરીને જ તેમ કરતાં મહાપુરુષોના સિદ્ધાંતો ન તૂટે, લોકવ્યવહારનો ભંગ ન થાય તે બન્ને બાબતોને લક્ષમાં રાખીને વ્યાખ્યા કે વિવેચન કરવું જોઈએ

આમ કરવાથી સુશ્રુત સિદ્ધાંત સ્વપરના કલ્યાણ માટે અબાધિત રહે છે, પરંપરા માટે કલ્યાણમાર્ગ ખુલ્લો બની શકે છે

હવે તે મહાપુરુષોના સિદ્ધાંતોને કોઈ મિથ્યાવાદી, વિતંડાવાદી દુષિત કરવા લાગે અને જનતામાં અનેક ભ્રમણા ઊભી કરવા લાગે તો તત્ત્વજ્ઞોની ફરજ છે કે તે સિદ્ધાંતોને અદુષિત રાખવા માટે, યથાસાધ્ય પ્રયત્ન કરે, જેથી જનતા નિર્ભ્રાન્ત બની પોતાનું સત્ય સાધી શકે

આટલું લખ્યા બાદ પ્રાચીન શાસ્ત્ર તથા કોષમાં પ્રાણીઓની નામાવલીમાં વનસ્પતિ વાચક નામ અને વનસ્પતિવાચક નામાવલીમાં પ્રાણીવાચક નામ છે તેમાથી થોડાં અત્રે જણાવવામાં આવે છે

## પ્રાણીઓના નામાવલીઓનો કોષ

| | | | |
|---|---|---|---|
| ૧ | કનક | વનસ્પતિ | સોનુ અને રાજપુત્ર |
| ૨ | કુડા | ,, | પર્વતશિખર, જુઠું બોલનાર માણસ |
| ૩ | વિમા | ,, | વિમા કંપનીનુ નામ પણ છે. |
| ૪ | ચંડા | ,, | ક્રોધવાળી સ્ત્રી, દેવગતિનુ નામ. |
| ૫ | સર | ,, | સરોવર, બાણ, ગાનારનો સ્વર |
| ૬ | તિમિર | ,, | અંધકાર, રોગનુ નામ |
| ૭ | સતપોરગ | ,, | એક વ્યક્તિનો વંશ, શંભર મૂળના અર્થમા |
| ૮ | સેડિય | ,, | પૃથ્વીભેદ. |
| ૯ | અજ્જુણ | ,, | પંડુરાજાનો તૃતીય પુત્ર—સુવર્ણ. |
| ૧૦ | સિપ્પય | ,, | કારીગર શિલ્પી |
| ૧૧ | પોરગ | ,, | મરાઠીમા છોકરા |
| ૧૨ | મજ્જારાઈ | ,, | બિલાડી |
| ૧૩ | બિલ્લી | ,, | મિંદડી |
| ૧૪ | દવ્વિ | ,, | શાકાદિક લેવાદેવાની કડછી |
| ૧૫ | તુલસી | ,, | ભક્ત તુલસીદાસ |
| ૧૬ | અજ્જા | ,, | આર્યા—સાધ્વીનુ નામ |

ઉપરોક્ત નમૂનાને યાદ રાખી ભગવતી સૂત્ર ૨૯ મું શતક જુઓ

| | | | |
|---|---|---|---|
| ૧ | પિલુ | વનસ્પતિ | કુતરાનુ બચ્ચુ |
| ૨ | નાગ | ,, | હસ્તિ, સર્પ |
| ૩ | સામા | ,, | સ્ત્રીનુ નામ—શ્યામા |

| | | |
|---|---|---|
| ૪ ઐરાવત | વન | હસ્તિ, ઈન્દ્રનો હાથી |
| ૫ સુભગા | ,, | સુભગા સ્ત્રી |
| ૬ વાગુલિકા | ,, | વાગુલા, ચર્મ, ચામાચિડિયુ |
| ૭ અઈમુત્ત | ,, | રાજકુમાર, મહાવીરનો શિષ્ય |
| ૮ જયતિ | ,, | સ્ત્રીનુ નામ, મહાવીરની શ્રાવિકા |
| ૯ ગોપાલી | ,, | ગોપાઙ્ગના, ગાયોની રક્ષિકા |
| ૧૦ વત્સાદની | ,, | રાક્ષસી, વાછડા ખાનાર |
| ૧૧ ઉદઐ | ,, | પાણીનુ નામ, ઉદક, પેડાલ પુત્ર |
| ૧૨ અર્જુન | ,, | પડુપુત્ર |
| ૧૩ આષાઢક | ,, | આષાઢ માસમા જેનો જન્મ તે |
| ૧૪ રોહિતાશ | ,, | રાજપુત્ર |
| ૧૫ ક્ષીર | ,, | દૂધ |
| ૧૬ મડુકી | ,, | દેડકી |
| ૧૭ કચ્છ | ,, | દેશવિદેશ |
| ૧૮ રોહિણી | ,, | રાજરાણી, નક્ષત્ર |
| ૧૯ અસ્સકન્તી | ,, | છપ્પન અતર દ્વિપનો મનુષ્ય |
| ૨૦ સિહકન્ની | ,, | ,, |
| ૨૧ પઉમા | ,, | સ્ત્રીનુ નામ |
| ૨૨ ચડી | ,, | એક દેવી |
| ૨૩ કૃમિરાશિ | ,, | કીડાઓનો ઢગલો |
| ૨૪ પુત્તજીવ | ,, | પુત્રનો જીવ |
| ૨૫ માઉલીગ | ,, | બીજોરા, માટીનુ વાસણ |
| ૨૬ પિપ્પલિયા | ,, | કીડીઓ |

આ ઉપરોક્ત નામ **पन्नवणा** (પ્રજ્ઞાપના) સૂત્રના પ્રથમ વનસ્પતિ અધિકારમાથી નમૂના માત્ર બતાવ્યા છે આચારગ સૂત્રના 'પિંડૈષણા' અધ્યયનના ૮ મા ઉદ્દેશમા '**कोलपाणगं वा**' કોળાનુ ધોયેલ પાણી **कोला** શબ્દ પ્રાણીવાચક પણ છે, ને કોલ–નોલ તેના પર્યાય છે

અમરકોષ–દ્વિતીય કાંડ વનૌષધિ વર્ગ ૪

| | | | | |
|---|---|---|---|---|
| શ્લોક | ૧૨ | અંઘ્રિનાયક | વનસ્પતિ | પ્રાણીના પગને અંઘ્રિ કહે છે |
| " | ૧૮ | અશ્વત્થ | " | ઘોડેસ્વાર |
| " | " | જમ્બવા | " | જામ્બવ, રાજપુત્ર |
| " | " | ચમરિક | " | ચમરી ગાયનુ વાછરડુ |
| " | ૨૧ | વરુણ | " | દેવવિશેષ |
| " | ૨૫ | પુનાગ | " | શ્રેષ્ઠનર |
| " | ૨૫ | કેસર | " | ઘોડા કે સિંહના સ્કન્ધના વાળ |
| " | " | દેવવલ્લભ | " | બકરો |
| " | ૩૩ | ગાલવ | " | ગાલવઋષિ |
| " | ૩૩ | શાબર | " | ભીલપુત્ર |
| " | ૩૪ | કૌશિક | " | વિશ્વામિત્ર |
| " | ૩૫ | રાજાદન | " | રાક્ષસવિશેષ |
| " | ૩૭ | વ્યાઘ્રપાદપિ | " | સિંહનો પગ |
| " | ૩૮ | ઐરાવત | " | ઇંદ્રનો હાથી |
| " | ૩૯ | કાકપીલુક | " | કૌવાનુ બચ્ચુ |
| " | ૪૪ | અશ્વકર્ણિકા | " | ઘોડાના કાન જેવુ માછલુ |
| " | ૫૦ | અગ્નિભેદ | " | દુશ્મનનો ભેદ |

| શ્લોક નંબર | નામ | વન | |
|---|---|---|---|
| ,, | ૫૭ શુકનાસ | ,, | સૂડાનુ નાક |
| ,, | ૬૩ કપીતન | ,, | વાદરાનુ શરીર |
| ,, | ૭૮ માતુલ | ,, | મામા |
| ,, | ૮૩ વિશલ્યા | ,, | ઋષિપત્ની |
| ,, | ૮૪ ગોકર્ણી | ,, | ગાયના કાન જેવી |
| ,, | ૮૭ મર્કટી | ,, | વાદરી |
| ,, | ૮૮ મૂષિકાપર્ણી | ,, | ઉંદરના કાન જેવી |
| ,, | ૯૦ મંડૂકપર્ણી | ,, | દેડકાના કાન જેવી |
| ,, | ૯૮ શ્વદંષ્ટ્રા | ,, | કુતરાના દાત |
| ,, | ૯૯ ગોકંટક | ,, | ગાયનો કાટો |
| ,, | ૧૧૧ મયૂર | ,, | મોરપક્ષી વિશેષ |
| ,, | ૧૧૨ ગોપી, શ્યામા | ,, | સ્રીનુ નામ |
| ,, | ૧૧૩ રંભા | ,, | અપ્સરા |
| ,, | ૧૧૪ સિંહ | ,, | સિંહની સ્રી |
| ,, | ૧૧૫ ભુંગાક્ષી | ,, | સાપની આખ સમાન |
| ,, | ૧૧૬ ભારદ્વાજી | ,, | ઋષિ કુટુંબ |
| ,, | ૧૧૬ ,,ગી | ,, | શિંગડાવાળા પ્રાણી |
| ,, | ૧૧૭ ઝષા | ,, | માછલી |
| ,, | ૧૧૯ ગોજીહ્વા | ,, | ગાયની જીભ |
| ,, | ૧૨૮ રાક્ષસી | ,, | રાક્ષસી |
| ,, | ૧૩૦ શુક્તિ | ,, | છીપ, પ્રાણી વિશેષ |
| ,, | ૧૩૨ શુકો | ,, | પોપટ, રાવણનો સત્રી |
| ,, | ૧૩૮ તપસ્વિની | ,, | સાધ્વી |

| | | | |
|---|---|---|---|
| ,, | ૧૩૪ જટા | ,, | જટા |
| ,, | ૧૩૮ કંબોજી | ,, | કંબોજ દેશની ઘોડી |
| ,, | ૧૪૨ મધુ | ,, | મધુગાળા, શહિદ |
| ,, | ૧૪૩ વિમલા | ,, | દિશાનુ નામ–સ્ત્રી |

ઉપર થોડા નમૂના જ આપ્યા છે. આપણા દેશમા પણ હાલમા, એવા બન્ને અર્થમા વપરાતા ઘણા શબ્દો મળી આવે છે

ભેદથી ત્રણ પ્રકારના માસને છોડવુ જોઇએ સાથે સાથે તેનુ ભોજન પાપનુ મૂળ હોવાથી તે પણ છોડવુ જોઈએ, કારણ કે પચેન્દ્રિય પ્રાણીઓના વધથી ઉત્પન્ન થયેલુ માસ ૧ દુર્ગન્ધ, ૨ અશુચિ, ૩ બીભત્સ, ૪ રોગ-જનક, ૫ કુગતિનુ મૂળ છે એને ખાનાર રાક્ષસ સમાન છે જે સમયે જન્તુઓનો વધ કરવામા આવે છે, તે સમયે, માસમા અનત નિગોદરુપ જતુઓની પુન પુન ઉત્પત્તિ થાય છે તે માટે માસ દૂષિત છે શાસ્ત્રનિષિદ્ધ છે, કહ્યુ છે કે–

" पचिंदियवहभूअ मंस दुग्गंधमुइबीभच्छ ।
रक्खपरितुलिअभक्खग–मामयजणय कुगइमूला
आमामु अ पक्कासु अ विपच्चमाणासु ।
सयय चिअ उववाओ, भणिओ अ नि॰ ॰ ॰

યોગ શાસ્ત્રો પણ

सद्य संमूर्च्छितानन्त जन्तुसतानदूषितम् ।
-नरकाध्वनि पाथेय काऽश्नीयात् पिशितं ॰

આમ હોવા છતા પણ પોતાની જીભને કાબુમા ન રાખવાવાળા, મહાન તર્કટ બૌદ્ધ, માસને નિર્દોષ માનીને, સજ્જનોને ભક્ષ્ય કહે છે અને તે માટે યુક્તિ બતાવે છે કે જેમ ઓદનાદિ પદાર્થોને (જે એકેન્દ્રિય પ્રાણીઓના અવયવ રૂપથી પ્રસિદ્ધ છે) ભક્ષ્ય સમજીને ખાવામા કોઈ પણ દોષ માનવો જોઇએ નહિ કોઇ પ્રકારની ઘૃણા માનવી નહિ માસ પણ પ્રાણીઓનુ અગ છે તો પણ તે ખાવામા દોષ કેમ ગણવો જોઇએ! ઘૃણા કેમ કગાય ? બન્નેમા પ્રાણ્યઙ્ગતત્ત્વ સમાન હોવા છતા પણ, ઓદનાદિને ભક્ષ્ય અને માસને અભક્ષ્ય માનવુ તે શું બુદ્ધિશાલી માણસનુ લક્ષણ છે અમે તો જોઇએ છીએ કે જે જે પ્રાણીઓના અગ છે તે તે ભક્ષ્ય છે–જેમ ઓદનાદિ પદાર્થ છે માસ પણ તે પ્રમાણે પ્રાણીઓનુ અગ હોવાથી વિદ્વાન પુરુષોને ભક્ષ્ય છે!

' **भक्षणीय सता मासं, प्राण्यङ्गत्वेन हेतुना । ओदना विषत्** ॥ १ ॥ આ પ્રકારનો બૌદ્ધ ઉઠાવેલ મિથ્યાત્વમૂલક તર્કને અપ્રમાણભૂત (**प्रमाणाभास–तर्काभास**) ઠેરાવવા માટે ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય, ગમ્યાગમ્યની વ્યવસ્થા શાસ્ત્ર (આપ્ત-વચન) તથા લોક વ્યવહારથી થાય છે કેવળ લોક વ્યવહાર તેની સિદ્ધિમા અનવસ્થા કરનાર છે તે પ્રકારના સિદ્ધાતના બે પ્રકારના વિકલ્પોને લઈને સ્થાપન કરે છે '**मांस भक्ष्यं प्राण्यङ्गत्वात्**' એ અનુમાનમા ' માસ ભક્ષ્ય છે ' એ સિદ્ધ કરવા માટે, આપેલ '**प्राण्यङ्गत्व**' હેતુ ૧ સ્વતન્ત્ર (સ્વશાસ્ત્ર)મા પ્રસિદ્ધ છે અથવા ૨ પ્રસગ સિદ્ધ કરવા-

| | | | |
|---|---|---|---|
| ,, | ૧૩૪ જટા | ,, | જટા |
| ,, | ૧૩૮ કમ્બોજી | ,, | કમ્બોજ દેશની ઘોડી |
| ,, | ૧૪૨ મધુ | ,, | મધુરાજા, શહિદ |
| ,, | ૧૪૩ વિમલા | ,, | દિશાનુ નામ-સ્ત્રી |

ઉપર થોડા નમૂના જ આપ્યા છે. આપણા દેશમા પણ હાલમા, એવા બન્ને અર્થમા વપરાતા ઘણા શબ્દો મળી આવે છે

ભેદથી ત્રણ પ્રકારના માસને છોડવુ જોઇએ સાથે સાથે તેનુ ભોજન પાપનુ મૂળ હોવાથી તે પણ છોડવું જોઈએ, કારણ કે પચેન્દ્રિય પ્રાણીઓના વધથી ઉત્પન્ન થયેલુ માસ ૧ દુર્ગન્ધ, ૨ અશુચિ, ૩ બીભત્સ, ૪ રોગ-જનક, ૫ કુગતિનુ મૂળ છે એને ખાનાર રાક્ષસ સમાન છે જે સમયે જન્તુઓનો વધ કરવામા આવે છે, તે સમયે, માસમા અનત નિગોદરુપ જતુઓની પુન પુન ઉત્પત્તિ થાય છે તે માટે માસ દૂષિત છે શાસ્ત્રનિષિદ્ધ છે, કહ્યુ છે કે—

" पचिंदियवहभूअ मस दुग्गंधमुइवीभच्छ ।
रक्खपरितुलिअभक्खग-मामयजणय कुगइमूलम् ॥१॥
आमासु अ पक्कासु अ विपच्चमाणासु मंसपेसीसु ।
सयय चिअ उववाओ, भणिओ अ निगोअजीवाण ॥२॥

યોગ શાસ્ત્રો પણ

सद्य समूर्च्छितानन्त जन्तुसतानदूषितम् ।
नरकाध्वनि पाथेय कोऽश्नीयात् पिशित सुधीः ॥ "

આમ હોવા છતા પણ પોતાની જીભને કાબુમા ન રાખવાવાળા, મહાન તર્કટ બૌદ્ધ, માસને નિર્દોષ માનીને, સજ્જનોને ભક્ષ્ય કહે છે અને તે માટે યુક્તિ બતાવે છે કે જેમ ઓદનાદિ પદાર્થોને (જે એકેન્દ્રિય પ્રાણીઓના અવયવ રૂપથી પ્રસિદ્ધ છે) ભક્ષ્ય સમજીને ખાવામા કોઈ પણ દોષ માનવો જોઇએ નહિ કોઇ પ્રકારની ઘૃણા માનવી નહિ માસ પણ પ્રાણીઓનુ અગ છે તો પણ તે ખાવામા દોષ કેમ ગણવો જોઇએ! ઘૃણા કેમ કરાય ? બન્નેમા પ્રાણ્યઙ્ગતત્ત્વ સમાન હોવા છતા પણ, ઓદનાદિને ભક્ષ્ય અને માસને અભક્ષ્ય માનવુ તે શુ બુદ્ધિશાલી માણસનુ લક્ષણુ છે અમે તો જોઇએ છીએ કે જે જે પ્રાણીઓના અગ છે તે તે ભક્ષ્ય છે—જેમ ઓદનાદિ પદાર્થ છે માસ પણ તે પ્રમાણે પ્રાણીઓનુ અગ હોવાથી વિદ્વાન પુરુષોને ભક્ષ્ય છે!

'**भक्षणीय सता मासं, प्राण्यङ्गत्वेन हेतुना । ओदना विघत् ॥ १ ॥** આ પ્રકારનો બૌદ્ધે ઉઠાવેલ મિથ્યાત્વમૂલક તર્કને અપ્રમાણુભૂત (**प्रमाणाभास–तर्काभास**) ઠેરાવવા માટે ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય, ગમ્યાગમ્યની વ્યવસ્થા શાસ્ત્ર (આપ્ત વચન) તથા લોક વ્યવહારથી થાય છે કેવળ લોક વ્યવહાર તેની સિદ્ધિમા અનવસ્થા કરનાર છે તે પ્રકારના સિદ્ધાતના બે પ્રકારના વિકલ્પોને લઇને સ્થાપન કરે છે '**मांस भक्ष्यं प्राण्यङ्गत्वात्**' એ અનુમાનમા 'માસ ભક્ષ્ય છે' એ સિદ્ધ કરવા માટે, આપેલ '**प्राण्यङ्गत्व**' હેતુ ૧ સ્વતન્ત્ર (સ્વશાસ્ત્ર)મા પ્રસિદ્ધ છે અથવા ૨ પ્રસગ સિદ્ધ કરવા-

માટે પરતત્ર (પરશાસ્ત્ર)માથી ઉઠાવ્યો છે પ્રથમ પક્ષમા ' ओदनादिवत ' એ દૃષ્ટાત સાધન વિકલ બને છે કારણ કે વનસ્પતિ વગેરે એકેન્દ્રિય પ્રાણીઓને બૌદ્ધ તત્રમા પ્રાણીરૂપ માનવામા આવતા નથી તે માટે ' प्राण्यङ्गत्व ' હેતુને લઈને ' માસ ભક્ષ્ય છે ' એમ સિદ્ધ કરવા માટે ' ओदनवत् ' એ દૃષ્ટાત બૌદ્ધ લઈ શકે નહિ તેથી તેમના સિદ્ધાત અનુસાર ' प्राण्यङ्गत्व ' હેતુ ' ओदनवत् ' એ દૃષ્ટાતમા ન હોવાથી साधनविकलदृष्टान्त ' નામનો દોષ આવે છે સાથે સાથે ' असिद्धान्वय ' નામનો હેતુદોષ પણ આવે છે કેમકે ओदनादि દૃષ્ટાત प्राण्यङ्गत्व રૂપ સાધનથી વિકલ (રહિત) હોવાથી સાધનના ( प्राण्यङ्गत्वना ) સાધ્યની ( માસ ભક્ષ્યત્વની) સાથે વ્યાપ્યત્વથી સિદ્ધ થતુ નથી. અને સાધનના સાધ્યની સાથે વ્યાપ્યત્વ—अविनाभाव अन्यथानुपपत्ति ' સિદ્ધ થયા વિના સાધન, સાધ્યની સિદ્ધિ માટે અસમર્થ બને છે કેમકે ' अन्यथानुपपत्त्येकलक्षणो हेतु " આ હેતુ લક્ષણ અનુસાર સાધ્યસિદ્ધિ માટે, હેતુની સાધ્યની સાથે અન્યથાનુપપત્તિ અત્યત આવશ્યક છે તેના વિના સાધનમા સાધ્યસિદ્ધિ કરવાનુ સામર્થ્ય આવતુ નથી અને ઉક્તાનુમાનમા હેતુના સાધ્યની સાથ વ્યાપ્યત્વ (अन्यथानुपपत्तित्व) સિદ્ધ થતુ નથી માટે ' असिद्धान्वय ' નામનો દોષ પણ પ્રાપ્ત થાય છે તેથી પ્રથમ પક્ષ દોષયુક્ત હોવાથી અત્યત અનુચિત છે ૨—જો પ્રસંગને સિદ્ધ કરવા પરતત્ર હેતુ લેવામા આવે તો ભક્ષ્ય—ઓદન વગેરે, અભક્ષ્ય—મદ્ય, માસ, કાદા વગેરે, પેય—દૂધ, શેરડીનો રસ વગેરે, અપેય—ગાજો,

શરાબ વગેરેની વ્યવસ્થા, જગતમા શાસ્ત્ર ( આપ્તવચન ) અને લોકવ્યવહાર–એ બેથી થઈ રહી છે પ્રાણ્યઙ્ગ અને પ્રાણ્યઙ્ગેતરત્વ માત્રથી ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય, ગમ્યાગમ્ય ઈત્યાદિની વ્યવસ્થા માનવાથી જ વિધિ–નિષેધાત્મક સર્વ વ્યવહાર સિદ્ધ થઈ શકે છે અન્યથા—પ્રાણ્યઙ્ગ અને પ્રાણ્યઙ્ગેતર થી ભક્ષ્યાભક્ષ્યાદિની વ્યવસ્થા અને અનવસ્થા પ્રાપ્ત થાય છે એ માટે પરતંત્રની ભક્ષ્યાભક્ષ્યની નિર્ણયપદ્ધતિને વધુ ધ્યાનથી જુઓ

भक्ष्यणीयं सता मांसं, प्राण्यङ्गत्वेन हेतुना ।
ओदनादिवत् ।

આ અનુમાન અનેક દોષોથી દૂષિત અને અવ્યવસ્થાકારક હોવાથી અત્યંત અયોગ્ય છે કેમકે કહ્યું છે કે–

भक्ष्याभक्ष्य–व्यवस्थेह, शास्त्रलोक निबंधना ।
सर्वैव भावतो यस्मात् तस्मादेतदसाम्प्रतम् ॥ २ ॥

**ભાવાર્થ** —જગતમા ભક્ષ્ય–અભક્ષ્ય, પેય–અપેય, ગમ્ય–અગમ્ય, ઈત્યાદિ સર્વ વ્યવસ્થા પરમાર્થત શાસ્ત્ર, (આપ્તવચન) અને લોકવ્યવહારથી થાય છે તે માટે આ પ્રકારનુ અનુમાન દોષોત્પાદક તથા અનવસ્થાને લાવવાવાળુ હોવાથી તદ્દન અનુચિત છે કેવળ **પ્રાણ્યઙ્ગથી** ભક્ષ્યની અને અભક્ષ્યની વ્યવસ્થા માનવામા આવે તો ગાય, માતા, વગેરેનુ કેવળ દૂધ જ પેય શા માટે ? રુધિર, માસ,

પુરીષાદિ અપેય, અભક્ષ્ય શા માટે? બન્નેમા प्राण्यङ्गत्व તો સમાન જ છે ગધેડી, કુતરી, વગેરેનુ દૂધ પણ અપેય શા માટે? શુ એમની પ્રાણીઓમા ગણત્રી નથી? આ પરથી વિચારી પુરુષના ધ્યાનમા આવી શકશે કે ભક્ષ્યાભક્ષ, પેયાપેયનો નિર્ણય प्राण्यङ्ग અને प्राण्यङ्गेतर થી થઇ શકે નહિ હવે એના પરથી કોઈ શકા ઉઠાવે કે ગધેડી, કુતરી વગેરેનુ દૂધ શું તેમના બચ્ચાઓ માટે પેય નથી અર્થાત્ એમને માટે તે પેય હોવાથી તેમા અપેયત્વ ક્યાથી આવે છે? આ વિશે અમે કહીએ છીએ કે ભક્ષ્યત્વ અને અભક્ષ્યત્વનો વિચાર ધર્માનુષ્ઠાન કરીને મોક્ષ પ્રાપ્ત કરવાની જેમનામા યોગ્યતા હોય તેવા મનુષ્યોને ઉદ્દેશ બનાવીને કહેવામા આવે છે વિધિનિષેધાત્મક શાસ્ત્રની પ્રવૃત્તિ કેવળ મનુષ્યોને માટેજ છે જેનામા સારાસાર વિચાર નથી એવા પશુપક્ષીઓ માટે શાસ્ત્રની પ્રવૃત્તિ હોતી નથી આનો વિચાર કરતા ગધેડી ઇત્યાદિનુ દૂધ અપેય છે કે નહિ એ વિચારશીલ પુરુષના ધ્યાનમા આવ્યા વિના નહિ રહે તેથી આ પ્રકારની શકા ઉઠાવવી તે શાસ્ત્રવિષયક ઘોર અજ્ઞાનને પ્રગટ કરવા બરોબર છે તાત્પર્ય, જે જે પ્રાણ્યઙ્ગ છે તે તે ભક્ષ્ય અને જે જે પ્રાણ્યઙ્ગ નથી તે તે અભક્ષ્ય. એ પ્રકારના પ્રાણ્યઙ્ગત્વ ને પ્રાણ્યેઙ્ગતરત્વથી ભક્ષ્ય તથા અભક્ષ્યનો નિર્ણય કરવામા આવે તો, પ્રાણ્યઙ્ગત્વ, ઉપર સિદ્ધ કર્યા મુજબ, ભક્ષ્યાભક્ષ્યની સાથ વ્યાપ્ત હોવાથી સાધારણ અનૈકાન્તિક નામનો હેત્વાભાસ થાય છે એથી તે સાધ્યની સિદ્ધિ કરી શકાતી નથી તે બન્ને (પ્રાણ્યઙ્ગ—પ્રાણ્યઙ્ગેતર)

ભક્ષ્યાભક્ષ્યનુ પ્રયોજન બની શકતુ નથી. તે દોષને જ પ્રતિપાદન કરે છે કે—

" तत्र पाण्यङ्गमप्येक भक्ष्यमन्यत्तु नो तथा ।
सिद्ध गवादिसत्क्षीर–रुधिरादौ तथेक्षणात् ॥ २ ॥

તે ઉપરાત–જે બુદ્ધને આપ સર્વજ્ઞ અને પૂજ્યતમ માનો છો તે બુદ્ધનુ માસ પણ, પ્રાણ્યઙ્ગ હોવાથી ભક્ષ્ય બનવા લાગે એ માફક ખાવાને માટે અશક્ય (અભક્ષ્ય) અસ્થિ (હાડકુ) ખરી, શિગડુ પણ પ્રાણીના અગ હોવાથી ભક્ષ્ય માનવા પડે

" भिक्षुमासनिषेधोऽपि नचैत्र युज्यते क्वचित् ।
अस्थ्याद्यपि च भक्ष्यं स्यात् प्राण्यङ्गत्वाविशेषतः" ॥४॥

તે ઉપરાત ઓદનાદિકમા પ્રાણ્યઙ્ગત્વરૂપ સાદૃશ્ય જોઈને માસ ખાવાની પ્રવૃત્તિ માની, તો માતા અને સ્ત્રી, બન્નેમા સ્ત્રીત્વ સમાન હોવાથી માતાને ભાર્યાની માફક ભોગ્ય, તથા ભાર્યાને માતા માફક પૂજ્ય માનવી પડે. એથી માતાની પૂજ્યતા અને સ્ત્રીની ઉપભોગ–ક્ષમતા, જે લોકવ્યવહારમા નિશ્ચિત મનાઈ ગઈ છે–તેમા બાધા આવશે ને લોકવ્યવહાર નષ્ટ થશે તે ઉપરાત મનુષ્ય પ્રવૃત્તિ પણ, પશુની સમાન બનશે ને પરિણામે મનુષ્યને પૂછડા ને શિંગડા રહિત પશુ સમાન લેખવો પડશે

" एतावन्मात्रासाम्येन, प्रवृत्तिर्यदि चेष्यते ।
जायाया स्वजनन्या च, स्त्रीत्वात्तुल्यैव साऽस्तु ते ॥६॥

આથી કિંચિન્માત્ર સાદૃશ્યને જોઈને પ્રવૃત્તિને માનવી એ પણ વ્યવહારને ઉચ્છેદવા બરાબર છે આ પ્રકારનું અનુમાન, બૌદ્ધોની જિહ્વાલૌલ્ય વિના બીજુ કશુજ સિદ્ધ કરતુ નથી અમે માસને, પ્રાણીનુ અગ હોવાથી અભક્ષ્ય કહેતા નથી પરતુ અમારા સર્વજ્ઞકથિત શાસ્ત્ર અનુસાર, પ્રાણીના વધને સમયે પણ, માસમા અનત નિગોદ જીવોની ઉત્પત્તિ થાય છે, માટે અભક્ષ્ય કહીએ છીએ.

" प्राण्यङ्गत्वेन न च नोऽभक्षणीयं त्विद मतम् ।
किन्त्वन्यजीव भावेन, तथाशास्त्र प्रसिद्धित ॥ ५ ॥

આથી બુદ્ધિમાન માણસોએ કોઇ પણ વિધિ-નિષેધાત્મક (પ્રવૃત્તિ-નિવૃત્યાત્મક) વિધાન લોક વ્યવહાર અને શાસ્ત્રને જોઇનેજ કરવુ જોઈએ. અન્યથા તેને ઉન્મત્ત કે શઠ ગણવામા આવે છે તેના પર કોઈ વિશ્વાસ કરતુ નથી.

" तस्माच्छास्त्र च लोकं च समाश्रित्य वदेद् बुध' ।
सवत्रैव बुधत्वं स्यात्, अन्यथोन्मत्ततुल्यता ॥ ७ ॥

તે ઉપરાત જેના રાગદ્વેષ નષ્ટ થયા છે, એવા સર્વજ્ઞ ને પોતાના આપ્ત બૌદ્ધને પણ લકાવતાર સૂત્રની શરુઆતમા " " न प्राण्यङ्गसमुत्थ मोहादपि शंखचूर्णमश्नीयात् " એ પ્રકારે માસ ભક્ષણનો નિષેધ કરવામા આવ્યો છે એ માટે માસ ભક્ષણનુ સમર્થન કરવુ પણ આપના સર્વજ્ઞની આજ્ઞાનુ ઉલ્લઘન કરવા બરાબર છે.

इति शम् ॥

# આધારભૂત ગ્રંથની સૂચિ.

૧ આચારંગ સૂત્ર
૨ સુયગડાંગ સૂત્ર
૩. ઠાણાયંગ સૂત્ર
૪ ભગવતી સૂત્ર
૫ જ્ઞાતાજી સૂત્ર
૬ ઉપાસકદશાંગ સૂત્ર
૭ અંતગડદશાંગ સૂત્ર
૮ પ્રશ્નવ્યાકરણ સૂત્ર
૯ ઉવવાઈ સૂત્ર
૧૦ રાજપ્રશ્નીય સૂત્ર
૧૧ જીવાભિગમ સૂત્ર
૧૨ પન્નવણાજી સૂત્ર
૧૩ જંબુદ્વિપ પ્રજ્ઞપ્તિ સૂત્ર
૧૪ દશવૈકાલિક સૂત્ર
૧૫ ઉત્તરાધ્યયન સૂત્ર
૧૬ નશીથ સૂત્ર
૧૭ વૃહતકલ્પ સૂત્ર
૧૮ આવશ્યક સૂત્ર
૧૯ અભિધાનરાજેન્દ્ર કોષ
૨૦ અમરકોષ
૨૧ જૈનસિદ્ધાંત બોલસંગ્રહ
૨૨ નિઘંટુશેષ
૨૩ ભગવાનબુદ્ધ (મરાઠી)
૨૪ રેવતીદાન સમાલોચના
૨૫ જૈનધર્મ અને માંસાહાર
૨૬ સુશ્રુતસંહિતા
૨૭ વૈદક શબ્દ સિંધુ
૨૮ કાયદેવ નિઘંટુ
૨૯ શબ્દ ચિન્તામણિ
૩૦ વાગ્ભટ
૩૧ શાલિગ્રામ નિઘંટુ-
ભૂષણમ્

( અહીંથી પાન ૨૯માનુ શરૂ )

**પૂ ઉપાધ્યાય શ્રી અમરચંદજી મ નો અભિપ્રાય**

( અજમેર )

પંડિત મુનિશ્રી ગણુલાલજી મહારાજને અપને અનથક પરિશ્રમસે, અપની પ્રતિભા સે ઔર અપને લેખન-કૌશલ્યસે ઇસ ગ્રન્થકો સરળ, સુબોધ ઔર સર્વ સાધારણ જનભોગ્ય બના દિયા હૈ લેખકકા શ્રમ પ્રશંસનીય હૈ.

શ્રી ગણુલાલજી મહારાજકા ‘ અધ્યાત્મ પરમામૃત ’ ગ્રન્થ અધ્યાત્મપ્રેમી પાઠકોકે લિયે અત્યંત ઉપયોગી સિદ્ધ હોગા ઐસા મૈ વિશ્વાસ કરતા હુ

**બા બ્ર પ મુનિશ્રી કલ્યાણ ઋષિજી મ નો અભિપ્રાય**

( ધુલીયા )

પુસ્તક ઉપયોગી ઔર પરિશ્રમપૂર્વક તૈયાર કી ગઈ હૈ પઢકર પરમ સંતોષ હુઆ નિસ્સંદેહ પં મુનિશ્રી ગણુલાલજી મ કા શ્રમ પ્રશંસનીય હૈ. મુમુક્ષુ પ્રાણીયો કે લિયે પરમ હિતાવહ હૈ

**પૂ શ્રી ફુલચંદ્રજી મ સા નો અભિપ્રાય**

( ઘાટકોપર )

શ્રી આનંદઘન યોગીની કૃતિ અત્યંત ગૂઢ, રહસ્ય-પૂર્ણ અને અધ્યાત્મ ભાવવાહી હોવાને કારણે પં મુનિશ્રી ગણુલાલજી મહારાજે અનેક અધ્યાત્મગ્રંથોનુ મનન કરી ખૂબ ખૂબ વિચાર અને પરિશ્રમ લઈને આ વિવેચન કરેલ છે ઘન ચોવીસી ઉપર આવુ સારગર્ભિત અને રમપૂર્ણ વિવેચન હજુ સુધી કોઈએ બહાર પાડેલ નથી

---